# ઇરાન ભૂમિનો ભોમ્યો

ઇરાન અને ઇરાકમાં મારી કીધેલી મુસાફરીની નોંધો.



(૨૧ મી એપ્રીલ ૧૯૨૪ થી ૧૭ મી ઓગસ્ત ૧૯૨૪ સુધી

અને

૨૮ મી અકટોબર ૧૯૨૫ થી ૨૭ મી જુન ૧૯૨૭ સુધી.)



ખાસ ચિત્રો સહીત

---

લખનાર અને પ્રગટ કરનાર

**માણેક ફરદુનજી મુલ્લાં**



ધી ઑનરેબલ મી. જસતીસ મીરઝાં અલી અકબરખાન,
બાર-એટ-લૉ તરફના પ્રસ્તાવના સાથે.

મુંબઇ.

ઇ. સ. ૧૯૨૮.



شاهنشاه ایران اعلیحضرت رضاشاه پهلوی

H. I. M. REZA SHAH PAHLAVI

SHAH OF PERSIA.

ઈરાનના નામદાર શાહાનશાહ

રેઝાશાહ પેહેલવી.

# A GUIDE TO PERSIA.

## Notes of My Travels in Persia and Iraq.

**21st April 1924—17th August 1924**

AND

**28th October 1925—27th June 1927.**

BY

MANEK FARDUNJI MULLA

*With a Foreword*

*by*

*The Hon'ble Mr. Justice Mirza Ali Akbar Khan.*

**BOMBAY—1928 A.D.**



---

# راهنمای ایران

یاد داشتهای من در هنگام مسافرت در ایران و عراق

(از ٢١ آوریل ١٩٢٤ تا ١٧ اوت ١٩٢٤)

و

(از ٢٨ اکتوبر ١٩٢٥ تا ٢٧ ژوئن ١٩٢٧)

با تصاویر مخصوص

تألیف

مانک فریدون ملاّ

بمبئی ١٩٢٨ ملادی



بهشت بهر فردونجی کاوسجي ملاّ

THE LATE MR. FARDUNJI KAVASJI MULLA.

**બહેશ્ત-બહેરેહ શેઠ ફરદુનજી કાવસજી મુલ્લાં.**

## FOREWORD.

THE Parsi community in India since its settlement here about 13 centuries ago has imbibed much new knowledge, and stands second to no other community in the land, in the moral, social and material progress it has maintained. The Parsis brought with them to India zeal for their religion, a high character, love for the country they had been obliged to forsake in order to save their religion as they then believed from extinction, and pride in the achievements of the race to which they belonged. During the long centuries that have since elapsed the Parsis have been obliged to adopt the language and manners of the people among whom their lot is cast, but they have all along retained their love for the country of their origin and have derived their inspiration from the achievements of their remote ancestors while they still inhabited that land. There is no wonder therefore that Firdausi's great epic the Shahnameh had an attraction for Mr. Maneck Mulla from his early youth and awakened in him a yearning to visit the land of his ancestors whose heroic exploits the epic so vividly depicts.

The old land from a Parsi view point must appear to be much changed. An alien religion has replaced the religion of the Prophet of Iran, and the ancient Persian stock is much intermixed with the Arab and later the Mongolian races which overran the country. To a careful observer, however, in spite of such outward

change it would appear that the country has retained many of its old characteristics and has been true to the same past traditions which the Parsis have every reason to value. There is no wonder, therefore, that during his two sojourns in the country one of 4 months and the other of two years' duration, Mr. Maneck Mulla felt himself to be in a congenial atmosphere and worked with the zeal of a missionary for the betterment particularly of his co-religionists in Yezd and the surrounding villages. Mr. Mulla has gathered much valuable information about the religious practices and social customs of the Zoroastrians of Persia who during centuries of foreign invasion and domination have remained faithful to their ancient religion and customs.

The Parsis of India are drawn to the Zoroastrians of Persia by ties both of religion and of race. A book like Mr. Mulla's brochure gives them a true and faithful account of the existing conditions in the Persia of to-day, and the life of that section of its population, which like the Parsis of India, still maintains and practises the rites and customs of ancient Iran. Owing to recent changes which have taken place in Persia, religious persecution and disabilities attaching to Zoroastrians in the country have become things of the past. Facilities for travel in Persia are greater now than they were a generation ago. There are places of pilgrimage in the country which as Mr. Mulla shows must be as sacred to the Parsis of India as they are to their Zoroastrian brethren of Persia. If Mr. Mulla's book becomes the means of arousing a greater interest among the Parsis of India for Persia and the Zoroas-

trians of Persia than what already exists, it will have achieved a great object. Every lover of Persia and particularly those who are connected with it by ties of race, religion, language or history must welcome a book which removes certain misunderstandings and makes for social reunion between the descendants of the ancient Persians who have remained in Persia and those who have recently or for generations settled abroad.

MIRZA A. A. KHAN.

Bombay, 5th April 1928.

---

## PREFACE.

Travelling had a great attraction for me from my young days. It was a lucky coincidence that in my time Persian was the only second language taught in the Sir Jamshedji Jijeebhoy Institution, and I had the further good fortune to join at the same time the classes in Persian which were conducted at the Mulla-Phiroj Madressa, and to imbibe my knowledge of Persian at the feet of that well-known professor of Avesta and Pahlavi, the late Ervad Cawasji Edalji Kanga. Under the able guidance of this revered teacher I made a special study of the Shah-Nameh of Firdausi Tusi. My zeal for the Shah-Nameh led me to read about the Gujarati translations of the epics of Burjor and Framroz before the members of my family and particularly before my late revered mother who was exceptionally fond of the same.

In order to satisfy my desire for travel I had travelled nearly 27,600 miles all over India and in Kashmir and Ceylon and it was one of the greatest ambitions of my life to visit Persia, because I always felt that without seeing the actual sites described in the Shah-Nameh I was unable to enter into the real spirit of the great epics and I encountered the same difficulties when lecturing on historical places in Persia and the inscriptions on its rocks with the aid of magic lantern slides.

At last I made up my mind to visit Persia, and as luck would have it, a party was at the same time

formed with Mr. Marker as its moving spirit for the special purpose of visiting Persia. I was rather hesitating and I thereupon consulted my eldest brother Dinshah who luckily for me far from discouraging me actually encouraged me to go there. I joined the party and we moved about in different places in Persia for about four months. Chapter I deals with the important places worth visiting in Persia and Iraq and the relative distance in miles from one city to another.

We stayed at Yezd for about twenty one days and there I got the opportunity of critically studying the ways and habits of the Persian Zoroastrians there.

On my return to India Mr. Dinshah J. Irani, the well-known President of Iranian Zoroastrian Anjuman, who is taking a most energetic part in the amelioration of the condition of poor Persian Zoroastrians inhabiting Persia, suggested to me whether I would go to Persia for the purpose of diffusing religious knowledge amongst Persian Zoroastrians living there, as most of them had hardly any means of acquiring any religious knowledge there. I at once accepted the suggestion and went to Persia again in October 1925 as an *honorary worker*. I remained there for nearly two years. During that period I had my head-quarters at Yezd, and from there I used to move about in all the surrounding villages, wherever there was any Zoroastrian population and I brought home to them the knowledge of the Zoroastrian religion by means of religious discourses, Jashan and Navjot ceremonies and in various other ways. Chapter II is meant to give the reader an idea of this work.

Chapter III will give to the reader an idea of places of pilgrimage popularly called 'Ziaratghas' and resorted to by Persian Zoroastrians on certain days connected by tradition with these places.

Chapters V, VI and VII set out the various religious ceremonies performed by the Persian Zoroastrians on occasions of Gahambar feasts and of marriages and deaths.

At the suggestion of some friends I have given in Chapter IX a collection of colloquial sentences in Persian together with their Gujarati translation as they are likely to be of great use to those Parsees who have no knowledge of the Persian language whilst travelling in Persia.

Lastly my particular thanks are due to Mr. Hoshung Tehmurasp Anklesaria, the Proprietor of the Fort Printing Press, for the kind assistance rendered in printing and bringing out this work.

MANEK FARDUNJI MULLA.

Jehangir Wadia Building,
No. 49, Esplanade Road, Fort.
*Bombay, 11th April 1928.*




# દીબાચો.



મારી બચગીથીજ મને મુસાફરીનો ભારે શોખ હતો. મુસાફરી એ નિશાળ છે અને મુસાફર એક નિશાળ્યા માફક છે. સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવૉલેન્ત ઇનસ્ટીત્યુશનમાં મેં બીજી ભાષા તરીકે ફારસી લીધા પછી, સાથે સાથે મુલ્લાંફીરોજ મદ્રેસામાં ચાલતા ફારસી વર્ગમાં દાખલ થઇ, અવસ્તા પેહેલવીના જાણીતા ઉસ્તાદ મરહુમ એરવદ કાવસજી એદલજી કાંગાના હાથ તળે ફારસી ભાષાની તાલીમ લીધી હતી તે દિવસોને હું ખુશી સાથે અત્રે યાદ કરૂં છું. આ મરહુમ ઉસ્તાદના હાથ હેઠળ મેં ફીરદોસી તુસીના શાહનામાનો ખાસ અભ્યાસ કીધો હતો. તે વખતે ઘેરમાં મારા મરહુમ નેકનામ માતાજી, કે જેવણને અસલી ઇરાની પાદશાહ પેહેલવાનોની તવારીખ સાંભળવાનો ઘણોજ શોખ હતો, તેવણ આગલ હું બરજોર, ફરામરોઝ વગેરે ગુજરાતી નામાઓ વાંચતો હતો, અને આ રીતે મારા જીગરનો આતશ ઇરાન દેશ જોવાને જળતો રહ્યો હતો.

મારી મુસાફરીનો શોખ તૃપ્ત કરવા સારૂં હિંદુસ્તાન, કેશ્મીર અને સીલોન મલી મેં લગભગ ૨૭,૬૦૦ માઇલની મુસાફરી કરી હતી, અને કોઇબી રીતે ઇરાન દેશ નજરે નજર જોઇ આવવાની મારી જીંદગીની એક જોશભેર ખાહેશ હતી. વારંવાર હું જાહેરમાં શાહનામાના દાસ્તાનો વાંચતો હતો, પણ તે દાસ્તાનોમાં આવેલા પાદશાહ પેહેલવાનોની ભૂમિ જોયા વગર મને તો તે દાસ્તાનો લુખા લાગતાં હતાં. એજ પ્રમાણે જ્યારે કોઇ વખત હું મૅજીક લૅન્ટર્ન સ્લાઇડસ મારફતે ઇરાન દેશની તવારીખી જગ્યાઓ તથા પહાડો ઉપર કોતરેલી આકૃતિઓ વગેરે જાહેરમાં દેખાડતો હતો, ત્યારે તે જગ્યાઓ તથા આકૃતિઓ નજરે નજર જોયલા ન હોવાથી તેનું બ્યાન આપવાને હું મુંજાતો હતો.

શુક્ર તે પરવરદેગારના! કે મારા જીગરની હોંસ અંતે પાર પડી. ઇરાની; જરથોશ્તીઓના એક હિતેચ્છુ મી૦ મારકરની પારટી સાથે ઇરાન જવા સારૂં એક દિવસ મેં મારા વડીલ ભાઇ દીનશાહની સલાહ માંગી. એવણે મારી વકી ઉપરાંત મને ઇરાન દેશ જવા ઉત્તેજન આપ્યું. હું ઇરાન ગયો અને મારા એકવીસ દિવસના યઝદ શેહેરના વસવાટ દરમ્યાન મેં મારા હમદીન ભાઇ બેહનોની હાલતનો ચીતાર જોઇ લીધો.

મુંબઇ આવ્યા પછી ઇરાની જરથોશ્તી અંજુમનના માનવંત પ્રેસીડંત મી૦ દીનશાહ જીજીભાઇ ઇરાની સોલીસીટર, કે જેવણ ઇરાન દેશનાં જરથોશ્તીઓની હાલત સુધારવાને સારૂં બહુ આગેવાની ભર્યો ભાગ બજાવે છે, તેવણે ઇરાન દેશનાં કમનસીબ જરથોશ્તી ભાઇ બેહનોને આપણા પવિત્ર ધર્મનું જ્ઞાન આપવાને સારૂં મને બીજી વાર ઇરાન જવાની સુચના કીધી. હું ઇરાનમાં એક 'ઑનરરી વરકર' તરીકે પાછો ગયો, અને ત્યાં મેં દરેક દિશામાં જે જે કામો કીધાં હતાં, તે પ્રકરણ બીજું વાંચ્યાથી માલૂમ પડશે.

મારી અદના કલમ પ્રમાણે આ ચોપડીના પહેલા ભાગમાં એક મુસાફરને લાયકની નોંધો આપી છે, તથા ઇરાન દેશનાં શેહેરે શેહેરની વચ્ચે આવેલાં ગામડાઓ, કે જ્યાંથી હાલમાં મોટરો દોડે છે, તેના તફાવતના સત્તાવાર આંકડાઓ માઇલમાં લખેલાં છે, કે જેવા સત્તાવાર આંકડાઓ (માઇલમાં) બીજી કોઇ પણ અંગ્રેજી અથવા ગુજરાતી ચોપડીમાં ભાગ્યેજ જોવામાં આવે. પ્રકરણ બીજામાં શેહેરે યઝદ તથા તેની આજુબાજુના ઓગણત્રીસ ગામોમાં વસ્તા ૬૭૩૯ જરથોશ્તીઓની ધર્મ સંબંધી, કેળવણી સંબંધી તથા આરથીક સ્થીતીનો મેં સંપૂર્ણ હેવાલ આપ્યો છે, અને તેનું પૃથકરણ વાંચનારને ઉપયોગી થઇ પડશે. પ્રકરણ ત્રીજામાં યઝદ શેહેરથી ઘણે દુર પહાડોમાં આવેલી જુદી જુદી ઝીયારતગાહો (ધાર્મિક જાત્રા લાયકની જગ્યાઓ) ના ચિત્રો સહીત હેવાલો તથા પ્રકરણ ચોથામાં ઇરાન દેશના તાલીમખાનાંઓને તથા કસરતને લગતું ટુંક બ્યાન આપ્યું છે. પ્રકરણ પાંચમા, છઠા તથા સાતમામાં ઇરાન દેશના જરથોશ્તીઓમાં લગન, મરણ તથા ગાહામબાર પ્રસંગે થતી ક્રીયાઓ લખેલી છે, જ્યારે પ્રકરણ આઠમામાં વેપાર વણજ તથા ખેતીવાડી વિષે ઇસારો

કરવામાં આવ્યો છે. પ્રકરણ નવમામાં મારા કેટલાક મિત્રોના આગ્રહથી ચાલુ વપરાસમાં આવતી ફારસી વાતચીતનો સમાવેશ કરવામાં આવ્યો છે, જ્યારે દસમા તથા અગ્યારમાં પ્રકરણમાં મેં મારો લગભગ બે વરસનો ઇરાનનો અનુભવ જાહેર કરવાની કોશેશ કીધી છે, અને તે દેશમાંની મારી સેવાઓની કદરશનાસીને લગતી થોડીએક શાહદતો છે.

આ ચોપડીની અંદર તેવીસ ખાસ ચિત્રોનો સમાવેશ કરવામાં આવ્યો છે, તથા એક નકશો મોટરની મુસાફરીને લાયકનો ઇરાન દેશનો અને બીજો નકશો શેહેરે યઝદની આજુબાજુનાં જરથોશ્તી ગામોનો આપવામાં આવ્યો છે.

આ ચોપડી મુંબઇના જાણીતા ફોર્ટ પ્રીન્ટીંગ પ્રેસમાં તૈયાર કરાવવામાં આવી છે, અને એ પ્રેસના માલેક મી૦ હોશંગ તેહમુરસ્પ અંકલેસરીઆએ મારૂં કામ સહેલું બનાવવાને વાસ્તે મને જે દરેક રીતની સગવડ આપી છે, તે માટે હું એવણનો આ ટકે ઉપકાર માનું છું.

માનેક ફરદુનજી મુલ્લાં.

જેહાંગીર વાડીયા બીલડીંગ,
નં૦ ૪૯, એસપ્લેનેડ રોડ, કોટ,
મુંબઇ, તારીખ ૧૧ મી એપ્રીલ ૧૯૨૮.



# تقریظ

ترجمهٔ مقدمهٔ انگلیسی میرزا علي اکبر خان قاضی افتخاری عدلیه بزرگ بمبئي

از وقتیکه پارسیان به هند آمده اند که تقریباً هزار و سیصد سال است همیشه در تعلیم و تربیت پیش آهنگ سایر ملّتها که در این مملکت اند بوده اند بطوریکه میتوان گفت در اخلاق و کارهای اجتماعی حتّیٰ در تموّل و ثروت بر تمام اقوام برتري داشته و دارند- اگر چه پارسیان علاقه فوق‌العادهٔ برای مذهب خودشان دارند و بواسطهٔ همان علاقه مذهبي هم وطن اصلی خودشان را که ایران است ترک کردند ولی هیچوقت محبّت آن مملکت را فراموش نکردند و همیشه فخر میکنند بر کارهای آبا و اجداد خودشان که در آن خاک غنوده اند- باوجودیکه پارسیان مجبور بودند براینکه زبان مردمان این مملکت (هندوستان) که علی العجاله طالعشان آنان‌را به آنجا رهبری نموده یاد بگیرند و عادات و رسوم آن را پیروی بکنند باز هم عشق و محبّت وطن اصلی شانرا در کانون دل مثل جان عزیز بلکه عزیز تر از جان حافظ و نگهبان بوده اند و همیشه متذّکر کارهای آباء و اجداد قدیمشان هستند- بنابر این هیچ جاي تعجّب نیست در اینکه اشعار آبدار فردوسی که باهنگ پهلوی سروده و مستر مانک فرید ون ملاّ را مجذوب کرده بطوریکه از عنفوان جوانی عاشق زیارت وطن قدیم خود که محلّ نشو و نمای اجداد بزرگوارش مثل رستم و کیخسرو و کورش که تعریف ایشان‌را

در دنیا در داستانها میسرایند بوده است در بدو نظریکه پارسیان بایران نظر کنند خیلی تغییرات در آن آب و خاک میبینند ـ مثلاً مي بینند مذهب اسلام جای مذهب پیغمبر ایرانی را گرفته و زبان قدیم فارسي با عربی و بعضي زبانهای دیگر مثل ترکي و مغولی مخلوط شده ولی وقتیکه بدقت نظر کنند خواهند دید که باوجود این تغییرات باز هم ایرانیان نسبت بآباء و اجداد قدیمشان وفادار وکارهای آنها را تقدیر کرده و فخر مینمایند ـ و ایران خیلی از عادات وعلامات قدیمه را که پارسیان تقدیر میکنند داراست و ازهمین سبب است که مستر ملاّ در مدّت اقامتش درایران یعنی در یزد و حوالي آن یکدفعه چهار ماه و دفعه اخیر که دو سال طول کشیده مردمان آنجا را بچشم برادری دیده و بابستگی و حقیقت فوق العاده بخدمت و بهتری حال ایشان مخصوصاً هم مذهبان خودش کمر همّت بسته و هر خدمت که از دستش بر میآمد مضایقه نکرد و در این مدّت همه قسم اطلاعات مفیده راجع به قوانین مذهبی و عادات اجتماعی زردشتیان ایران که باوجود اینکه در ظرف این مدت متمادي دچار حمله و حکومت بیگانگان بوده اند مذهب قدیم خود شان را از دست نداده اند جمع نموده و کتابی ترتیب داده — البتّه چون پارسیان هند هم از حیث نسبت و نژاد و هم از حیث دین و مذهب منسوب و مربوط اند بزردشتیان ایران در اینصورت کتاب مستر مانك مُلاّ (راهبر ایران) که داراي اطلاعات کامله راجع باوضاع حالیّه ایران وزندگی این جماعت در آن خاك که مثل پارسیان هندوستان هنوز برسومات و عادات قدیمهٔ ایران پیروي میکنند

برای پارسیان خیلي مفید واقع خواهد شد مستر ملاّ در کتاب خود بیان میکند که نظر به تغییرات جدیده که در ایران رخ داده موانعي که برای زردشتیان بود از قبیل تعدّیات دیگران بر زردشتیان باسم مذهب وغیره همه رفع شده و همه قسم اسباب آسودگی و راحتی برای مسافرت در ایران مهیّاست بنابر این پارسیان هندوستان مثل برادران ایرانیشان میتوانند به کمال راحتی و آسودگي بایران برای زیارت مقامات مقدسه خود شان که از رسومات مذهبی ایشان است مسافرت نمایند یقین هر شخص ایران دوست و بویژه آنها که علاقه به نژاد و مذهب و زبان تاریخ شان دارند باید این چنین کتابی را که سؤ تفاهم را از میان میبرد و اتحاد جدیدی درمیان ایرانیانیکه در ایران مانده و ایرانیانیکه جدیداً یا سالهاست که در غربت افتاده اند تولید میکند خیلی قدردانی نمایند

بمبئی ۵ آوریل ۱۹۲۸

# دیباچه

چنین گوید مؤلف این کتاب که از ابتدای سن شباب نهایت اشتیاق را بسیر و سیاحت آفاق داشتم و از حسن اتفاق در آن ایام در مدرسه «سر جمشید جی جي جی باڤی» تعلیم زبان پس از انگلیسی منحصر بود بفارسی و بعلاوه از اینکه دران مدرسه مشغول تحصیل بودم توفیق رفیق شد که بحوزه های دروس فارسی که در مدرسه ملا فیروز دائر بود داخل گردیده و در خدمت استاد شهیرو مدرس السنه اوستا و پهلوی یعني مرحوم «هیر بدکاوس جی ادل جی» مشغول به تحصیل زبان پارسی شدم و در تحت هدایت و ارشاد آن وجود محترم مخصوصاً بمطالعه کتاب شاهنامه فردوسی طوسی پرداختم و از کثرت اشتیاق وعشقی که بآن کتاب داشتم همه روزه ترجمه «برزو» و «فرامرز» را بزبان گجراتی برای اهل بیت خاصه برای والده ماجده محترمه که نهایت از استماع ان محظوظ میشد قرائت مینمودم و از کثرت شوقی که بمسافرت داشته و دارم تقریباً بیست و هفت هزار و ششصد میل راه تمام نقاط هندوستان و کشمیر و سیلان مسافرت نمودم ولی یکی از بزرگترین آرزوهاي قلبی من این بود که بسر زمین ایران مسافرت نمایم زیرا که من همیشه حسّ میکردم که تا این نقاط و اماکني را که شاهنامه بانها اشاره میکند به رأی‌العین مشاهده نکنم بروح کلمات فردوسی پی نخواهم برد و هنگامی که راجع بآثار عتیقه و ابنیه تاریخیه ایران و کتیبه‌هائی که بر احجار منقوش است نطق میکردم باشکالی بر میخوردم بنابر این اخرالامر مصمم شدم که بایران مسافرت بنمایم و از

حسن اتفاقات دران وقت یك دسته از پارسیان هندوستان به تحریص و تشویق مستر مارکر بعزم مسافرت به ایران مصمم گردیدند در بدو امر قدری تردید داشتم و آخرالامر از برادر بزرگتر خود مستردین شاه استشاره نموده مشارالیه نه تنها مرا از عزیمت منع ننمود بلکه نهایت تشویق و ترغیب را نمود لهذا من هم شامل دسته مسافرین شدم و در مدت چهار ماه به نقاط مختلفه ایران سیر و سیاحت نمودیم تقریباً بیست و یك روز در یزد توقف نمودیم و در آنجا موقع بدست من آمد که در رسوم و عادات و آداب زردشتیان ایرانی مطالعاتی نموده اطلاعاتی حاصل نمایم بعد از مراجعت از ایران مستردین شاه ایرانی معروف (رئیس انجمن زر دشتیان ایران) که همواره جد وجهد بلیغ در اصلاح احوال فقرای زردشتیان ساکن ایران دارند از بنده استمزاج نمودند که آیا حاضر هستم که برای تعلیم و اشاعه عقاید دینیه بین زردشتیان ایران بآنجا سفر نمایم یا نه من بمجرد اینکه از طرف مستر دین شاه اظهار شدفوراً قبول نموده و در ماه اکتوبر ۱۹۲۵ مجدداً بایران مسافرت نمودم ومجّاناً این شغل را بعهده گرفتم و تقریباً دو سال در ایران توقف نمودم و در این مدت مرکز اقامت من یزد بود و از آنجا باطراف و نواحی و قراء هرجائی که جمعیتی از زردشتیان اقامت داشتند مسافرت میکردم و در ضمن عقاید دینیه مذهب زردشت را بوسائل نطق و بیان یا بوسیله انعقاد «جشن» و «نوجوت» و اجراء رسومات مروجه یا بعنا وین مختلفه دیگر بآنها تبلیغ مینمودم فصل دوم این کتاب بهمین لحاظ نوشته شده که اقدامات خود را در این موضوع شرح بدهم فصل سوم شرح اماکن و نقاطی است

که معروف است بزیارتگاه و زردشتیان ایران در اوقات و ایام مخصوصه بر حسب سنن و عادات قدیمه بزیارت آن اماکن میروند فصل ۵ و ۶ و ۷ شرح رسومات مذهبي است که زردشتیان ایران در مواقع مخصوصه مثل اعیاد «گهنبار» و در موقع ازدواج و یا موت اجرا میدارند ــ بر حسب اشارهٔ بعضي از دوستان در فصل نهم جملات و عباراتي که در مکالمات یومیه ایرانیان معمول و مصطلح است جمع آوری نموده و ترجمه گجراتی هم ضمیمه آن نموده ام و امیدوارم که از برای پارسیانی که بایران میروند و زبان پارسي نمید انند خیلی نافع باشد

مانک فریدون مُلاّ

جهانگیر وادیا بیلدینگ

۴۹ اسپلینید رود قلعه بمبئی

بمبئی ۱۱ آوریل ۱۹۲۸ میلادی

## સાંકળિયું.

—:o:—

# ચિત્રોનું સાંકળિયું.

——:o:——





# ઇરાન ભૂમિનો ભોમ્યો.



## પ્રકરણ પહેલું.



## ઇરાન અને ઇરાકમાં મુસાફરી.



### ઇરાન દેશ.

ઇરાન, માજી લોકોનો પુરાતન દેશ છે કે જેની કુદરતી સુંદરતા દુનિયાના ઘણાક દેશોની સુંદરતાથી શ્રેષ્ઠ છે. ખુશનુમાં ખીણો તથા ઉંચા આકાશ સૂધી પહોંચતા પહાડોનો તે દેશ છે. પરમેશ્વર વિષેનો ઉમદા ખ્યાલ આપનારો માઝદયસ્ની ધર્મ, બહુ પુરાતન કાલમાં ઇરાનમાં બરપા થઇ દુનિયાના બીજા દેશોમાં ફેલાયો હતો. પુરાતન સુધારા વધારા તથા જાહોજલાલી, આ દેશમાં પ્રથમ દાખલ થયાં હતાં. એ દેશનો ધર્મ સચ્ચાઇના પાયા ઉપર રચાયલો હતો, અને સચ્ચાઇ સાથે ઇશ્વર જ્ઞાન, વિદ્યા તથા ફિલસુફી યોગ્ય પ્રમાણમાં ભેળાયલાં હતાં.

હાલના ઇરાનની ઉત્તરે કોકેસસના પહાડો, કાસ્પિયન સમુદ્ર તથા તૂર્કસ્તાનનો મુલક જ્યારે દક્ષિણે હીંદી મહાસાગર અને ઇરાની અખાત આવેલો છે. પૂર્વે અફ્ગાનીસ્તાન તથા બલુચીસ્તાન જ્યારે પશ્ચિમે ટર્કી અને ઇરાક આવેલાં છે. ઇરાન દેશ વિસ્તારમાં હિંદુસ્તાનના ત્રીજા ભાગ જેટલો અથવા ઇંગ્લાંડ, ફ્રાન્સ અને જરમની દેશોની બરાબર થાય છે. હાલમાં એનો વિસ્તાર લગભગ ૬,૨૫,૦૦૦ ચોરસ માઇલ છે, અને વસ્તી આસરે એક કરોડની અંકાય છે. અહિંયા જેમ થંડી વધારે પડે છે તેમ ગરમી પણ વધારે છે. વસંત અને પાનખર રૂતુ ઘણીજ ખુશનુમા છે.

આખો ઇરાન દેશ નીચલા ૨૨ પ્રાંતોમાં વેહેંચાયલો છે:–અરાબેસ્તાન, આસતરાબાદ, આઝરબઇઝાન, બોરૂદજર્દ, ફારસ, ગીલાન,

**ઇસ્ફહાન, કાશાન, કાઝવીન, કેરમાન, કેરમાનશાહ, ખામસેહ, ખોરાસાન, કોમ, મહાલાત, માઝનદરાન, નેહાવન્દ, સીસ્તાન, સેમનાન દમગાન, શાહરૂદ, દક્ષિણના બંદરો, તેહરાન અને યઝદ.**

**રસ્તાઓ.**

ઇરાનમાં એક જગાએથી બીજી જગાએ જવા સારા રસ્તાઓની ઘણી મુશ્કેલી છે. માર્ગની મુશ્કેલીઓને લીધે પરદેશ જતો માલ બહુ મોંઘો પડે છે. હાલની સરકારે નવા રસ્તાઓ બનાવવા તથા જુના રસ્તાઓ દરૂસ્ત કરવા ઠરાવ કર્યો છે. રેલવે લાઇનો બાંધવાની અનેક કોશેશો નિષ્ફળ ગઇ, પણ હાલમાં માહમેરાથી કેસપીયન સમુદ્રના બંદર ગઝ સૂધી આસરે ૧૦૦૦ માઇલ લાંબી ત્રાન્સ-પરશીયન રેલવે બાંધવાની તૈયારી ચાલી રહી છે. દક્ષીણ સમુદ્રથી તેહેરાન જવાનો આ ટુંકો માર્ગ છે. દર સાલ ચાહ તથા ખાંડ ઉપર કર નાંખી આસરે એક કરોડ રૂપ્યા ભેગા કરવામાં આવશે, તથા કેરોસીન તેલની ઉપજ પણ આ કામ માટે વાપડવામાં આવશે. આ રેલવે તૈયાર થતાં ઇરાનને ઘણો ફાયદો થશે.

**ઘરો.**

ઇરાનમાં રહેવાના ઘરો બેઠાં સમચોરસ હોય છે, જેને ફરતી ઉંચી દીવાલો બાંધી લેવામાં આવે છે, જેથી બહાર રસ્તા ઉપર આવજાવ કરનારાઓ અંદરનું કાંઇ પણ જોઇ શકતા નથી. રસ્તા બાજુની દીવાલમાં દાખલ થવાનો દરવાજો આવેલો છે. ઘણાખરા ઘરની વચ્ચે ચોક તથા નાનો બાગ હોય છે. આ ઘરોની દીવાલો સૂરજના તાપથી સૂકવેલી મટોડીની ઇંટોને ચીંકણી મટોડીથી ચણી લઇ બાંધવામાં આવે છે અને અંદરથી તેની ઉપર જવ તથા ઘઉ કાઢી લીધેલાં સુકાં ઘાસ સાથે ભેલેલા કાદવથી લીપી લેવામાં આવે છે. જેઓની શકતી હોય તેમ તેઓ પોતાના ઘરોની દીવાલો ઉપર સફેદ ચુનો લગાડી તથા જમીન ઉપર પકવેલી લાદી જડી અંદરથી સારી રીતે સંગારે છે. ઘરોમાં અહિંની માફક મોરી જેવું કાંઇ નથી અને નળીયાવાલા છાપરાંને બદલે લીપી લીધેલાં ધાબાં અથવા અગાસી હોય છે. ગરમીની મોસમમાં લોકો ઘરની અગાસી ઉપર સુવે છે. ઘરો બાંધવામાં બારી બારણા સિવાય બીજી કોઇ પણ રીતે લાકડું ઝાઝું વાપરતા નથી. ગામોના

પારસી ઘરો ઉંપર બહાર તથા અંદરથી સફેદ ચુનાંની નીશાન કરવામાં આવે છે.

## ખોરાક.

ઇરાનમાં મોસમ પ્રમાણે લગભગ દરેક જાતની તરકારી મલી શકે છે. જેઓ પૈસાવાલા હોય છે તેઓ ગોશ્ત તથા તરેહ તરેહની તરકારી રાંધી ખાય છે. થંડીની મોસમમાં ગોશ્તની સાથે ઘણો સરખો રસ બનાવે છે, તેને 'આબે ગોશ્ત' કહે છે, જેની સાથે નાન ખાય છે. કેટલાએકો ચોખાને ઘણા સરખા પ્રમાણમાં પાણી લઇ ઉકાલી, તેમાં તરેહવાર કઠોર, છુંદેલું ઝીણું ગોશ્ત તથા ખાટાં દારમનો રસ યા સરકો નાંખી ખાય છે જેને 'આશ' કહે છે. 'આશ'ને વધારે સ્વાદીષ્ઠ કરવા તેમાં તરેહ તરેહની ભાજી તરકારી નાંખવામાં આવે છે. ગરીબો ઘઉં કે જવના નાન સાથે પનીર તથા દાદમ યા બાફેલા સલગમ તથા બીટરૂટ ખાય છે. ઘણોખરો દરેક માણસ મોસમમાં ઉગતો મેવો તો ખાય છેજ. ગરમીના દિવસોમાં દહીં તથા છાસનો ઉપ્યોગ વધારે થતો જોવામાં આવે છે. ચાહે કે જે હિંદુસ્તાન તથા રશીયાથી આવે છે તે દુધ વગર પીયે છે.

## વજન તથા માપ.

ઇરાનમાં વજન એક સરખું હોતું નથી પણ જુદે જુદે ઠેકાણે જુદી જાતના હોય છે. અનાજ અથવા પ્રવાહી ચીજોને ભરી આપવાના કાંઇ માપ હોતાં નથી, પણ દરેક ચીજો તોલીનેજ વેચાય છે. યઝદમાં દરેક ચીજો દેરમને હીસાબે જોખાય છે અને તેના જોખના તરેહવાર જાતના નાના મોટા પથ્થરો આવે છે, જેમાં કોઇ વખત લુચ્ચાઇ પણ થાય છે. ચારસો દેરમનો એક મણ થાય છે. એક તેબ્રીઝી મણ તે અહિંના સાદા અગ્યાર રતલની બરાબર તથા એક શાહી મણ તે લગભગ પંદર રતલની બરાબર છે. ૭૩૬ રતલનો એક ખારવર થાય છે. સઘળી જાતનાં કપડાંને ગજથી ભરી આપવાનો ચાલ છે અને તે 'ઝરે'થી બોલાય છે. એક 'ઝરે' તે ત્રણ ફીટ પાંચ ઇંચની બરોબરનો માપ છે. અરધા 'ઝરે'ને 'નીમ ઝરે' તથા પા 'ઝરે'ને 'ચારક' કરી કહેવામાં આવે છે.

## પોસ્ટ તથા તાર ઓફીસો.

આખા ઇરાંન દેશમાં ઇન્ડો યૂરોપાયન ટેલીગ્રાફ કુંપનીના તારના દોરડા નખાયાં છે, અને દરેક નાના મોટા શેહરોમાં તેની ઓફીસો

આવેલી છે, જ્યાં આરમીનીયનોને કામ કરતા જોવામાં આવે છે. તાર ઓફીસોથી લોકોને પણ પોતાના કામ ધંધામાં બહુ ફાયદો થયો છે. થોડાં વરસ થયાં ટેલીફોન સરવીસ પણ દાખલ થઇ ચૂકી છે. તપાલ ખાતું પણ નીયમીત રીતે કામકાજ કરતું જાય છે અને તેથી સરકારને બહુ ફાયદો થાય છે.

## બેંક અને પૈસાનું ચલણ.

ઇરાનમાં બેંકીંગને લગતું સઘળું કામ ઇમ્પીરીયલ બેન્ક ઓફ પરશીયાના હાથમાં છે, જે નાણાનો કારોબાર કરે છે. દેશપરદેશના નાણાનો સઘળો વહીવટ કરવા આ બેંકને સત્તા મલી છે, જે દરરોજ પરદેશી નાણાનો પણ ભાવ જાહેર કરે છે. આ બેંકને સરકારી પટાની રૂહે ચોક્કસ પ્રમાણમાં નોટો કાઢવા અખત્યાર મલેલો છે, અને જે શેહેરની નોટ હોય ત્યાંજ તેના પૂરેપૂરા પૈસા મલે છે, જ્યારે બીજા શેહેરોમાં વટાવ આપવો પડે છે. અહિંનું ચલણ તુમાન, કેરાન અને શાહીમાં છે. ૨૦ શાહીનો એક કેરાન અને ૧૦ કેરાનનો એક તુમાન થાય છે. એક શાહી તે એક દોઢયા બરાબરની કીમતનો નીકલનો નાનો સીકો હોય છે. એક કેરાન તે લગભગ પાંચ આના બરાબરનો અહિંના અરધા રૂપ્યા જેવોજ રૂપાનો સાફ અને વજનદાર હોય છે. રૂપાના એક, બે અને પાંચ કેરાનના સીક્કાઓ બનાવેલા છે. અશરફી જે એક સોનાનો સીક્કો છે તે બજારમાં ઝાઝો વપરાતો નથી. ઇમ્પીરીયલ બેંક ઓફ પરશીયાની શાખાઓ ઇરાનના દરેક શેહેરોમાં પંથરાયલી છે, અને પૈસા સાથે લઇ જોખમમાં મુસાફરી કરવા કરતાં આ બેંકમાંજ મૂકેલા ફાયદાકારક છે. મારા અનુભવને આધારે જો મુંબઇથીજ સારા ભાવે કેરાન વેચાતા લઇ 'લેટર ઓફ ક્રેડીટ' લીધું હોય તો વધારે સારૂં, કારણ કે ત્યાંના ચઢ ઉતર ભાવને લીધે ખોટ ખમવી ન પડે.

ઇમ્પીરીયલ બેંક ઓફ પરશીયાની શાખાઓ નીચલા શેહેરોમાં છે :—લન્ડન, બસરા, તેહેરાન, બારફુશ, અહવાઝ, હમાદાન, કાઝવીન, કેરમાનશાહ, મશદ, સુલતાન આબાદ, તેબરીઝ, રેશ્ટ, બંદર આબાસ, બુશાયર, ઇસ્ફહાન, મેદાને નફતન, દુઝદાબ, કેરમાન, માહામેરા, અબાદાન, શીરાઝ, યઝદ, શુસતર, બગદાદ અને સીસતાનમાં આવેલા નજરાતાબાદ.

## રાજ્ય કારોબાર.

ઇરાન દેશનો કારોબાર વડા વજીરના પ્રમુખપણા હેઠળ આંઠ પ્રધાનોની કેબીનેટ કરે છે, કે જે એક હાથ ઉપર શાહને તથા બીજા હાથ ઉપર ઇરાની મજલીસ (પાર્લામેંટ)ને જોખમદાર છે. મજલીસ ૧૩૦ ચુંટાયલા મેમબરોની બનેલી છે, જેઓ દરેકને મહીને દિવસે બસો તુમાન આપવામાં આવે છે. કાયદાઓ મજલીસ ઘડે છે અને શાહ તેને બહાલી આપે છે. જ્યારે મજલીસનો વિશ્વાસ કેબીનેટ ખોઇ દે છે ત્યારે તે રાજીનામુ આપે છે, અને શાહ નવો વડો પ્રધાન ચુંટી કાઢે છે જે નવી કેબીનેટ ગોઠવે છે.

## ઇરાનમાં મુસાફરી કરવાના જુદા જુદા રસ્તાઓ.

પહેલો રસ્તો કે જ્યાંથી હાલમાં ચાલુ આવજાવ થાય છે તે મુંબાઇથી બુશાયરનો છે. મુંબાઇથી ઉપડતી બ્રીટીશ ઇન્ડીયા સ્ટીમ નેવીગેશન કુંપનીની મેલ સ્ટીમર દર શુક્રવારે ઉપડી છઠે દિવસે તો આપણુને બુશાયરમાં ઉતારી દે છે. ખાવાપીવા સાથે સેકન્ડ કલાસનું ભાડું ૧૮૯ રૂપ્યા પડે છે, જ્યારે ખાવા પીવા વગર ડેક પેસેનજર તરીકે માત્ર ૩૨ રૂપ્યામાં જવાય છે. બુશાયરથી મોટર મારફત ઇરાન દેશના કોઇ પણ ભાગમાં જવાય છે. એ તરફના રસ્તાનું બ્યાન બીજા પ્રકરણમાં વાંચવામાં આવશે.

બીજો રસ્તો મુંબાઇથી બસરાનો છે. અહિંથી રેલવે ત્રેન મારફતે ૨૪ કલાકમાં ૩૫૦ માઇલ કાપી જાણીતા બગદાદ શેહેરમાં પુગાય છે. બગદાદ એક જોવા લાયક મોટું શેહેર છે, જ્યાં ચઢ ઉતરતાં હોટેલો છે. અહીંયાથી મોટર મારફતે ખાનીકુઇ, કસરે શીરીન, કેરમાનશાહ અને હમાદાનને રસ્તે ઇરાની પાયતખ્ત તેહેરાન શેહેરમાં જવાય છે. આ બીજા રસ્તાની હકીકત તથા શેહેરોને લગતું સઘળું બ્યાન આ પહેલાં પ્રકરણમાં વાંચવામાં આવશે.

ત્રીજો રસ્તો કરાંચી-કવેટાનો છે. કવેટાથી નોર્થ વેસટર્ન રેલવે મારફતે છેક ઇરાની હદમાં આવેલા શેહેર દુઝદાબ વેર સગવડ ભરી મુસાફરી થઇ શકે છે. અહિંયાથી મોટરો બામ તથા કેરમાન શેહેર વેર દોડે છે, પણ રસ્તામાં આવેલા 'દશ્તે લુત' નામના બીયાબાનમાંથી આપણુને પસાર થવું પડે છે. આ રસ્તો રેતીવાલો હોવાથી ઘણીક વેલા આપણુને મોટરો

હડસેલવી પડે છે. જ્યાં સૂધી અહિંયા પાકો રસ્તો બંધાય નહિ ત્યાં સૂધી નવા મુસાફરોને આ રસ્તેથી ઇરાનમાં દાખલ થવાની હું ભલામણ કરતો નથી. આ રસ્તાને લગતું બ્યાન આ પહેલાં પ્રકરણમાં વાંચવામાં આવશે.

ચોઠો અને અસલી રસ્તો બંદર આબાસ તરફનો છે, કે જ્યાંથી સીધા કેરમાન શેહેરે તરફ જવાય છે. રસ્તો તમામ પહાડી છે અને મોટરો દોડવાને લાયક નથી. ઇરાનમાં દાખલ થવાના બીજા રસ્તાઓની હાલત સૂધારવાથી તથા ત્યાં મોટરો દોડતી હોવાથી હવે આ બંદર આબાસને રસ્તે લોકોની ઝાઝી આવજાવ નથી. આ પ્રમાણે ઇરાનમાં દાખલ થવાના ઉપલા ચાર રસ્તાઓ છે.

## ઇરાનમાં મુસાફરી.

હાલમાં ઇરાનનાં દરેક ભાગોમાં મોટર સરવીસ ચાલુ થવાથી મુસાફરી ઘણી સારી સગવડ સાથે કરી શકાય છે, અને રસ્તાઓ પણ સલામત છે. મુસાફરો તથા કાફલાઓની સલામતીને ખાતર જગેજગ બુરૂજો



خانه زنیان نزد شیراز

A Small Fort and Some Road-guards (policemen).

**દશ્તે-અરજનથી શીરાઝ જતાં માર્ગમાં આવતી ખાને-ઝનયાનની મંજલનો દેખાવ. હાલમાં વંજાર તથા મુસાફરોની સલામતીને ખાતર જગેજગ આવા બુરજો બાંધેલા છે જેમાં હઠીયારબંધ ઘોડેસવારો રહે છે.**

બાંધી લશ્કરી પાહરો રાખેલા છે, જેઓ ત્યાંથી પસાર થતા મુસાફરોને હરેક રીતની સગવડ આપવાને તૈયાર હોય છે. રસ્તામાં ઇન્ડો યૂરોપીઅન ટેલીગ્રાફ અને ટેલીફોનખાનાની સગવડ મલે છે, અને મુસાફરોને વાસ્તે ત્યાં એક એલાહેદો જગા રાખવામાં આવે છે જ્યાં બુશાયરમાં એ કુંપનીના વડાની પાસ મેલવવાથી ત્યાં ઉતારો લઇ શકાય છે. ગરમીના દિવસોમાં મોટરો રાતના દોડે છે, તેજ પૂરવાર કરે છે કે મોટરની મુસાફરી કેટલી હદ સૂધી સલામત છે. હાલમાં ઇરાની સરકાર જુના રસ્તાઓની હાલત સૂધારે છે તથા બીજા નવા મોટા રસ્તાઓ બાંધે છે. એ રીતે વખત જતાં મોટરની ઝડપી મુસાફરી કરી શકાશે.

---

# ઇરાન દેશની મારી પહેલી મુસાફરી.

## ૨૧ મી એપ્રીલ ૧૯૨૪ થી ૧૭ મી ઑગસ્ટ ૧૯૨૪ સુધી.

## મુખ્ય શેહરોની નજરે જોયલી વીગત અને મારી મુસાફરીનું ટુંક બયાન.

મારા નસીબમાં એવુંજ કાંઇ હશે કે છતા પૈસા ખર્ચીને હેજગારી કરવી, તેમ મુસાફરીનો બચપણથીજ ભારે શોખ હોવાથી, પુના અને અમદાવાદની બહાર તમામ હીંદુસ્તાનમાં નવ વખત એક મહીનાથી ઉપરની મુદ્દત વેર મુસાફરી કરી, કોઇ જગા બે વખત તો કોઇ ત્રણ વખત ફરી વળી, કેશ્મીર અને સીલોન સુધાં ૨૭,૬૦૦ માઇલની મુસાફરી કરી ધરાઇ ગયો. દુન્યાના જાણીતા પારસી મુસાફર બી. ભીખાજીના ૧૯૧૦ ના સાલના જામે જમશેદના જાનેવારી અને ફેબ્રુઆરી મહીનાઓમાં આવેલા ઇરાનની મુસાફરીને લગતા લખાણો વાંચી, એખલે જીવે પણ મુસાફરી કરવાનો હવે મારામાં ભરોસો આવ્યો હતો, અને તક મળતાં ઇરાન દેશ જોઇ આવવાની ઉમેદમાં હતો. મુંબઇના પારસીઓની ઇરાન દેશ તરફની ચળવળ જોતાં, મારા શીરાઝી ઉસ્તાદો તરફથી બરાબર ખબર મેળવી, આ વરસના ફેબ્રુઆરી મહીનાની આખેરીએ ઇરાન તરફ ઉપડી જવાનો વીચાર કીધો. હું મારા એક મીત્ર સાથે આ બાબદની ગોઠવણમાં હતો, એટલામાં

મી૦ મારકરે મને જણાવ્યું કે તમે ઇરાન ચાલી જતાં ના, અમો પણ જવાના છીયે, તેથી અમારી સાથે જોડાશો તો ઠીક થઇ પડશે. આથી મેં મારો વીચાર માંડી વાળી એ ભાઇઓ સાથે જોડાયો.

## મરહુમ શેઠ પેસ્તનજી ઇરાનીની અઠાગ મહેનત.

અમારી ઇરાન જવાની પાર્ટીની સઘળી ગોઠવણ મરહુમ શેઠ પેસ્તનજી કે૦ ઇરાની, કે જેવણ ઇરાની જરથોસ્તી અંજુમનના વાઇસ પ્રેસીડંટ અને તેની વરકીંગ કમીટીના ચેરમેન અને ત્રસ્ટી હતા, તેવણે કીધી હતી. જાણીતા સોલીસીટર શેઠ દીનશાહ જીજીભાઇ ઇરાની કે જેવણ ઇરાની અંજુમનના પ્રેસીડંટ છે, તેવણ સાથે આપણા ભાઇ પેસ્તનજી કાંઇ પણ જાહેરાત, માનપાન યા ધાંધલ વગર પોતાનું કામ બહુજ બાહોશીથી બજાવતા હતા. ભાઇ પેસ્તનજીએ અમારી પાર્ટીને ઇરાન દેશ તરફ મોકલવાની ગોઠવણ કીધી એટલુંજ નહીં, પણ ત્યાં જગેજગ અમારા ઉતારાને સારૂ બંદોબસ્ત કરી રાખ્યો હતો. એજ ભલા ભાઇ અમારા દરેકના કુટુંબમાં અમારી ખેરઆફ્રીયતના સમાચાર મોકલાવતા હતા. અમો સઘળાઓ મરહુમ શેઠ પેસ્તનજીના તથા ઇરાની જરથોસ્તી અંજુમનના ખરેખરા આભારી છીયે. પરવરદેગાર મરહુમના રૂહને શાંતી બક્ષે!

## મુંબઇથી નુશ્કી-સીસતાન અને દુઝદાબ.

આ એક ત્રેનનો સલંગ રસ્તો છે, કે જે કોલાબેથી સોમવારે રાતે ઉપડેલા ગુજરાત મેલ મારફતે અમદાવાદ, મારવાર અને સીંધ હઇદરાબાદને રસ્તે ત્રીજે દીવસે બ્રેસપતવારે બપોરે નુશ્કી રેલ્વેના સ્પેઝન્દ જંકશન ઉપર આવે છે. આ જંકશન કવેટાથી ૧૬ માઇલ નજદીક છે. અહીંયાથી તેજ રાત્રે નુશ્કી અને પછી ૧૩) માઇલ દુર આવેલું અહમદવાલનું મોટું જંકશન નવ વાગે આવે છે. અહીંયાથી ત્રેનો માત્ર સોમવાર અને બ્રેસપતવારેજ દુઝદાબ દોડે છે, અને તે રાત તથા બીજો આખો દિવસ પસાર કરી શનીવારે સવારે એટલે માત્ર ૪ાા દીવસમાં ૧૮૦૦ માઇલ કાપી મીરજાવાને રસ્તે ઇરાની સરહદના દુઝદાબના સ્ટેશન ઉપર આવી પહોંચે છે. એટલે કે એક માણસ મુંબઇથી સોમવાર યા શુકરવારની રાતે ગુજરાત મેલમાં ઉપડી સીધો શની યા બુધવારે સવારે ૯–૩૦ વાગે દુઝદાબ જઇ પુગે છે. અમોએ પણ એજ રસ્તો પસંદ કરી,

એકદમ સીધા દુઝદાબ જવાને બદલે કરાંચી-કવેટાની મુલાકાત લેતા ગયા.

## મુંબઇથી કરાંચી અને કવેટા.

શુક્ર તે પરવરદેગારના કે રોજ દએપમેહર માહ આવાંના મુબારક દીવસે એટલે સોમવાર તારીખ ૨૧ મી એપ્રીલ ૧૯૨૪ ને દીને, વીટા નામની મેલ સ્ટીમરમાં ઇરાન જવાને અમોએ મુંબઇનું બારૂં છોડયું. બંદર ઉપર મારા ભાઇ દીનશાહ અને તેવણના ધણીયાણી જરબાનુએ દરેકને ફુલ તોરા તથા હારની પેહરામણી કરી, સફલ સફર ઇચ્છી, કંઇ પણ કામ કરી બજાવીનેજ પાછા ફરવાની સલાહ આપી હતી, અને આપણા જાણીતા વકીલ શેઠ રૂસ્તમ પેમાસ્તર પણ કાંઇ એવોજ ઇસારો કરતા જણાતા હતા.

દરયો શાંત હતો, અને અમો પોરબંદર-દવારકા અને માંડવી બંદરો જોતાં જોતાં, તારીખ ૨૩ મીએ સવારે કરાંચી જઇ પુગ્યા. બંદર ઉપર ખાનબહાદુર નસરવાનજી મેહતા તથા શેઠ રૂસ્તમજી મારકર વગેરેએ અમોને સારો આવકાર આપ્યો હતો, અને અમોએ અગાઉથી કરેલી ગોઠવણ પ્રમાણે શેઠ રૂસ્તમજીને બંગલે ઉતારો લીધો, જ્યારે અમારી પારટી મધેના એક શેઠ ફીરોઝશાહ ગઝદર ખાનબહાદુર નશરવાનજી મેહેતાને ત્યાં ઉતર્યા હતા. કરાંચીમાં જતી વખતે તથા પાછા ફરતી વખતે અમારા રેહવાસ દરમ્યાન, આ બેઉ બેરાદરોનો અમારી કીધેલી પરોણાગત માટે આભાર માન્યે છીયે, અને તેમાં ખાસ કરીને જો શેઠ રૂસ્તમજીના કુટુંબીઓને વીસરી જાઉં, તો હું નગુનો કહેવાઉં.

કરાંચીમાં ફકત ત્રણ દીવસ રહી, તા૦ ૨૭ મીએ બપોરે કવેટા આવી, ખાનબહાદુર અરદેશર મારકરના કુશાદે બંગલામાં ઉતારો લીધો. આ ભલા ભાઇ અને તેવણના કુટંબીઓએ અમોને ખુબ ખવડાવી પીવડાવી ઇરાન સરજમીનના હફતેખાનોમાંથી પસાર થવાને મસ્ત બનાવ્યા. અહીંયાના જાણીતા અને માન પામેલા ખાનબહાદુર પટેલ પણ પોતાને બંગલે બોલાવી મોજ આપતા હતા. એવણે ઇરાની સાહીત્યનો અભ્યાસ કીધેલો જણાય છે, અને ઇરાનને લગતા દરેક સવાલમાં ખુબ ઉલટ લેતા જણાતા હતા. એક રાત્રે પોતાને બંગલે અમોને આપેલા ડીનર વખતે મહાન કવી ફીરદોસી તુસી

તરફની મારી લાગણી જાહેર કરતાં હું બોલ્યો કે, જો એ મહાન નરની યાદગારી રાખવાને સારૂં આ ટેબલ ઉપર ખાવા બેઠેલાઓમાં અસર થાય, તો હું મારી તરફથી રૂ. ૫૧) નો ફાળો આપવા તૈયાર છું. તેજ ઘડીએ ખાનબહાદુર પટેલે પોતા તરફનો રૂ. ૫૦૦) નો ફાળો આપી, ઇરાન દેશ તરફની લાગણી અને ફીરદોસી તરફની ફીદાગીરી જાહેર કીધી હતી, જ્યારે ફીરોઝશાહ ગઝદરે રૂ. ૧૫૧) નો ફાળો આપી ફીરદોસી તરફની પોતાની ફરજ અદા કીધી હતી. અમારી મેહમાનદારી કરવા માટે આ બેઉ ખાનબહાદુરોનો અમો ઉપકાર માની, બ્રેસપતવાર તા૦ ૧ લી મેએ દુઝદાબ જવાને સારૂં કવેટા છોડયું. કવેટાથી ખાનબહાદુર મારકરના લાયક બેટા કેકોબાદ અમારી પારટી સાથે ઇરાન આવવા જોડાયા.

## કવેટાથી દુઝદાબ.

કવેટાથી દુઝદાબ ૫૧૦ માઇલ દુર છે, અને ત્યાં જવાનું બીજા વર્ગનું ભાડું ૪૨ રૂપ્યા ૧૩ આના પડે છે. કવેટાથી ત્રેન બપોરે સાડા બાર વાગે ઉપડે છે. અમારી ત્રેન ઉપડે તેની પા કલાક અગાઉ એક ભારી તોફાન ચઢી આવ્યું અને ધુલારાં સાથનો વંટોળ્યો એટલો તો સખત થવા લાગ્યો કે અમારી ત્રેન જે પ્લેટફોર્મથી થોડેક દુર ઉભેલી હતી, ત્યાં જવાનું અમારે માટે બહુજ મુશ્કેલ થઇ પડયું. અમારા સારા નસીબે ત્રેન થોડોક વખત વધારે થોભી, તે અરસામાં અમારી પાસપોર્ટ ઉપર ત્યાંના ઓફીસરની સહી લઇ, જેમ તેમ અમો ઠરીઠામ પડયા. હવે અમારી ગાડી પહાડો તથા ડુંગરોમાંથી વાંકાટીકા રસ્તા કાપતી હતી અને પોણા બે વાગે અમો સ્પેઝન્દના જંકશન ઉપર આવી લાગ્યા. અહીંયાથી થોડા માલના ડબ્બા લઇ, અમારી ત્રેન હવે નુશ્કી રેલ્વે લાઇન ઉપર આગલ વધી. આખે રસ્તે વરસાદ પડેલો લાગતો હતો, અને દીવસ ઠંડો હતો. એ પ્રમાણે હવે રેતાલ મુલકમાંથી અમારી ગાડી આગલ વધતી રાત્રે લગભગ ૧૦ વાગે નુશ્કી આવી પુગી.

## રેલ્વે અકસ્માત.

હવે અમો નુશ્કી છોડી છ માઇલ આગલ વધ્યા કે એકાએક અમારી ગાડી ત્રણ વખત પાટા ઉપર ઉછલી કે જે વખતે અમારામાંના

ઘણાકો ખાબમાં પડયા હતા. ત્યાર પછી તે કોઇ નીચાણુ જગામાં ઉતરી પડતી હોય તેમ પુર જોસમાં ચાલીને ઉભી રહી ગઇ, એક મજબુત આંચકો લાગ્યો, અને સઉ કોઇ હેબતાઇને જાગી ઉઠયા. હું તે વખતે દરવાજાની બારી આગલ ઉભેલો હોવાથી અફલાઇ ગયો, અને મારા ગુંથણુમાંથી લોહી નીકળવા માંડયું. હું તરતજ મારા ડબ્બાની બહાર નીકલી પડયો અને બીજાઓને પણ બહાર નીકલી પડવાની ચેતવણી આપી. હવે અમોને માલુમ પડયું જે અહીંયા ભારે વરસાદ પડેલો હોવાથી અને જમીન નરમ પ્રકારની હોવાથી એનજીન અને બીજા ડબ્બાઓ લાઇન ઉપરથી ઉતરી પડયા હતા. જો કે અમારી બોગીની આજુબાજુના ડબ્બાઓ રેલની બહાર ઉતરી પડયા હતા, તોપણ સારે નસીબે અમોએ અમારી બોગીને પાટા ઉપર સહીસલામત ઉભેલી જોઇ. હવે અંધારામાં દોડધામ થઇ રહી, અને આ લાઇનનો રેલ્વે ઓફીસર અમારી પારટીની મદદ સાથે એનજીનને પાછું પાટા ઉપર ચઢાવવાને શકતીવાન થયો. અહીંયાથી અહમદવાલનું જંકશન જે ૭ માઇલ દુર હતું, ત્યાં માત્ર અમારૂં એનજીન મદદને વાસ્તે આગલ વધ્યું અને લગભગ બાર વાગે એક બીજી ગાડી આવી લાગી, જેમાં અમારો સામાન ખાંધ ઉપર મારી, રાતે મહામુસીબતે ચઢાવી, અમો લગભગ સાડાબાર વાગે અહમદવાલના જંકશન ઉપર આવી લાગ્યા. અહમદવાલથી બીજા માલના ડબ્બાઓ જોડાવાથી અમારી ગાડી બહુજ લંબાઇ, અને ઇરાનનો સર્વે ટપાલ લઇ, તે હવે ધીમે ધીમે પણ સાબુત કદમે આગલ વધી.

## કીલ્લેબન્દી સ્ટેશનો.

હવે રેતાલ રણુ સીવાય બીજું કાંઇ નજર આવતું ન હતું, પણુ કોઇ કોઇ ઠેકાણે ટેકડી ઉપર અબરખના જેવી નીશાન માલુમ પડતી હતી. સ્ટેશનો બહુજ લંબાણુ છેટે આવતાં હતાં, અને તેઓ માત્ર કીલ્લેબન્દી કીધેલાં લોખંડના દરવાજા સાથના ચોરસ મકાનો હતાં. જ્યારે ગાડી આવી પહોંચતી કે હથ્યારબંધ સંત્રીઓ તુરતજ આજુબાજુ પહારો ભરી તપાસ રાખતા હતા, સ્ટેશનના લોખંડના દરવાજામાં દાખલ થતાં બરાબર વચમાં પાણીનો કુવો બાંધેલો હોય છે, કે જેમાંથી હાથના પંમ્પ મારફતે આપણુને પાણી મલે છે,

અને ત્યાંજ નાન ચાપ જેવું કાંઇ ખાવાનું પણ મેલવી શકાય છે. અહીંની ત્રેનમાં ડાઇનીંગ કાર જોડવામાં આવતી નથી. આ પ્રમાણે હમો આગલ વધતાં ત્રીજે દીવસે એટલે શનીવારે લગભગ બપોરે મીરજાવાના સ્ટેશન ઉપર આવી પહોંચ્યા કે જ્યાંથી ઇરાની સરહદ શરૂ થાય છે.

## કુહે તમીનદાનનો ફારસી ટોળો.

મીરજાવા સ્ટેશનથી ૨૩ માઇલ દુર 'સીહા જંગલ' નામની મંજલ આવે છે, અને પછી ત્યાંથી બીજા ૧૮ માઇલ દુર 'સનગુન' આવે છે. આ જગ્યા પછી ૩૧ માઇલને છેટે તમનદાનના પહાડ આગળ 'ખવારી' નામની જગ્યા આવે છે, જ્યાંનો રહેનારો એક કદીમ ટોળો પોતાને ફારસી તરીકે ઓળખાવે છે, અને ફારસી ઝબાન બોલે છે. અમોએ જ્યારે સ્ટેશનની આજુબાજુ ફરતા હતા ત્યારે એક હીંદી વેપારીએ અમોને જણાવ્યું જે આજેજ સવારે એ ટોળાના છ માણસો અહીંયા આવી ઉન તથા જેઠીમધ વેચી ગયા. આ જગ્યાએ ઉંટો પણ દોડે છે. જ્યાં જતાં બે દીવસ લાગે છે અને જવાના રૂપ્યા પાંચ પડે છે. મીં૦ નરીમાન તથા મારો વીચાર એ તરફ જવાનો થયો, પણ કેહવામાં આવ્યું જે તેની પડોસમાં રેહતા બલુચી તોફાની તાયફાવાલાઓને જેર કરવા ઇરાની લશ્કર ત્યાં લડવા જતું હતું. એ ઉપરથી અમોએ ત્યાં જવાનો વીચાર માંડી વાલ્યો. મીરજાવા સુધી તાર તથા તપાલનો ખરચ હીંદુસ્તાનની માફક છે.

## દુઝદાબ.

હવે હમારી ગાડી ધીમે ધીમે ઇરાન સરજમીનમાં આગલ વધતી, દુઝદાબના સ્ટેશન ઉપર શનીવારે સવારે ૯–૩૦ વાગે આવવાને બદલે સાંજે ૬–૧૦ વાગે આવી પહોંચી, કે જે વખતે અમો ૪૫૩૧ ફીટની ઉંચાઇએ હતા. તરતજ પાસપોર્ટ દેખાડવાની તથા ગાડીમાંથી સામાન કાઢવાની દોડધામ થઇ રહી. અહીંયા ઇરાની કસ્તમખાતાના માણસો આપણો સામાન તપાસે છે, અને ફારસી ભાષાની અગત્યતા અમારી પારટીના સર્વેને માલુમ પડવા લાગી. અમોએ ચાર ઘોડાની ગાડીમાં સામાન સાથે બેસી બ્રીટીશ કોનસલેટમાં ઉતારો લીધો. અહીંયા બ્રીટીશ કોનસલ ન હોવાથી તેવણનો મદદનીશ કે જે એક જવાન ઉંચો ગબરૂ અફઘાન હતો, તેણે કવેટાવાલા ખાનબહાદુર મારકરની લાગવગથી અમોને સગવડ કરી આપી. ઇરાનમાં સઘળે ચાર

ઘોડા એકજ હારમાં જોડેલા સાથની ગાડી જોવામાં આવે છે, અને એકજ માણસ ચારેની લગામ પકડી કાબુ રાખે છે. દુઝદાબના સ્ટેશન આગલનો દેખાવ અમારી આંખે નવાઇ જેવો લાગતો હતો. અમો ઠાકેલા હોવાથી બાજુની વોહરાની દુકાનમાંથી નાન, ચાપ, બીરયાની મંગાવી ખાઇપીને કોનસલેટમાં જમીન ઉપર બીસતરો પાંથરી સુઇ ગયા.

અત્યારવેરની મારી તમામ મુસાફરી દરમ્યાન હું માત્ર બે ચા એકજ સાથી સાથે રાખતો હતો, અને ઘડેલા પ્રોગ્રામ પ્રમાણે અમે બધે ફરી વલતા હતા, તથા કીધેલી ગોઠવણ પ્રમાણે દરેક જણ પોતાની ફરજ બજાવતા હતા. એ પ્રમાણે મેં જોયું કે એકમેકના વીશ્વાસથી ગમે તેવી લંબાણ અને સખ્ત મુસાફરી પણ આસાન અને કરકસરવાલી બનતી હતી. દુઝદાબમાં અમો દશ જણા અને એક મધરાસી મોટાર મીકેનીક મલી અગ્યાર જણા હતા. આ ટોળી સઘળી વયના માણસોની જુદા જુદા વીચારો ધરાવતી બનેલી હતી.

કરાંચીમાં ખાનબહાદુર મેહતાએ અમોને આપેલી ટી પાર્ટીમાં થોડાએક ઇરાની મુસલમીનો પણ હાજર હતા, અને તેઓએ દુઝદાબમાં જાણીતી થયલી એટેહાદયેની કું૦ ઉપર અમારી મેહેમાનદારી કરવાને વાસ્તે લખ્યું હતું. જ્યારે અમોને દુઝદાબમાં આવી પહોંચ્યાની ખબર એ લોકોને થઇ, કે તરતજ તેઓએ પોતાને ત્યાં ચાકરી કરતા ખુસરૂ હોરમઝદયાર નામના જરથોશ્તીને અમારી આગલ મોકલાવી પોતાની ઓફીસના મકાનમાં ઉતારો આપી પરોણાગત કરવાને જણાવ્યું. અમોએ તે ભારે ઉપકાર સાથે ના પાડી, જો કે અમો અવારનવાર તેઓની ખાહેશને માન આપવા ત્યાં જમવા જતા હતા. બ્રીટીશ કોનસલેતમાં અમોને માત્ર બે નાના ઓરડા વાપરવાને સારૂં આપ્યા હતા, જેમાં અમો અમારા સામાન સાથે જમીન ઉપર પડયા હતા, કે જે વખતનો દેખાવ હું કદી પણ વીસરી જઇશ નહીં. અમારી પાર્ટીમાં ચોક્કસ માણસોને તેઓની ચોક્કસ ફરજ બજાવવાનું બંધારણ જેવું કાંઇ હતું નહી, અને તેને આધારે સૌ કોઇ પોતપોતાનું ગળે ગાંઠ અને મોઢે દુચો મારી ફોડી લેતા હતા, તોપણ સઘળાઓ સંતોષી હતા. કોનસલેટની વચમાં એક નાનો કુવો હતો તેમાંથી પાણી કાઢી, નાહી લઇ આરામ પામતા, પણ પાણી એવું તો ઠંડુ કે દીલ ઉપર નાંખતી વખતે

કુરકુરચુ બોલાવતુ. અમો જે ખુલ્લી જગા ઉપર આંગ ધોતા હતા, તે તરફ આપણા અફઘાન મીત્રની કમનસીબે ઓફીસનો ઓરડો હોવાની ખબર આવી. આથી બીજે દીવસે હું એક નાની જેવી અંધ્યાર જગામાં જઇ, આંગ ઉપર બે ત્રણ ઠંડા પાણીના કળસ્યા હોમાવ્યા નહી એટલામાં એક વીચ્છુએ મારા પગના અંગોઠામાં દંખ મારી, મારી નજર આગલ ચાલતો થયો. આ ડંખથી મને અડધો દીવસ પગમાં ભારે વેદના ખમવી પડી હતી.

ઇરાની જરથોશ્તી અંજુમનવાલા મરહુમ શેઠ પેસ્તનજીએ અમારી ઇરાનની મુસાફરીને માટે એક સગવડ ભરેલી મોટર મુંબઇમાં તઇયાર કીધી હતી, જે અમો અમારી સાથે રેલ્વે મારફતે લેતા ગયા હતા. ધારવા કરતાં અમારી સંખ્યા વધી જવાથી, તથા સાથે કેટલાકોનો સામાન વધારે હોવાથી, અમોને દુઝદાબમાં આવેલી મેસર્સ મહમદઅલીની કું. માંથી લગભગ અઢી હજાર રૂપ્યે એક ફોર્ડ કાર લેવાની ફરજ પડી. અમારા બે દીવસના રેહવાસ દરમ્યાન અમો દુઝદાબમાં સઘળે ફરી વલ્યા, અને બજારમાંથી ઇરાનની મુસાફરીને બરના અમારામાંના કેટલાકોએ થોડા લશ્કરી કપડાંઓ ખરીદયાં, જે અહીંયા બહુજ સસ્તાં વેચાતાં હતાં. રેલ્વેના છેલ્લા સ્ટેશન તરીકે અને અહીંયાથી ઇરાન જનારા મુસાફરો કાંઇ ખરીદ કરે એ આધારે બજાર ઠીક છે. શીખો પણ મોટી સંખ્યામાં જોવામાં આવ્યા હતા. અહીંયાથી અમોએ સીસતાનનો મુલક કે જે પાસે આવેલો હતો તે જોઇ આવવાનો વીચાર કીધો, પણ મીο મહમદઅલીએ જણાવ્યું કે, ત્યાં જતાં વચમાં આવેલી નદીમાં હાલ રેલના પાણી ચઢી ગયાં છે જેથી વીચાર પડતો મુકી મંગલવાર તારીખ ૭ માં મેએ સવારે દુઝદાબથી ઉપડવાનો વીચાર કરી પેટરોલના પચ્ચીસ ડબ્બાઓ ખરીદયા.

## આગનાં ભભુકામાં સપડાયલી મોટોર.

જાણે કે અમો પંચકમાં સપડાઇ ગયલા હોઇએ તેમ વળી સોમવારે રાત્રે મરહુમ શેઠ પેસ્તનજીના લાયક બેટા પોતાના મોટોર મીકેનીક સાથે ફોર્ડમાં પેટરોલ ભરતા હતા કે, બાજુએ મુકેલી બતીથી એકાએક પેતરોલ સલગી ઉઠયું, અને નવીજ ફોર્ડકાર આગમાં સપડાઇ. અમો સઘળાઓ ત્યાં મદદને વાસ્તે તરતજ ઉઘાડે પગે દોડી ગયા, અને ડબ્બાઓ બાજુ કરી મુંબઇથી લાવેલી મોટોરકારને એક

બાજુ ઘસડી, કે ખ્વાજાઓ ફોર્ડમાં આગને ધુળ નાંખી હોલવવા લાગ્યા. અમારે સારે નસીબે કોનસલેટની બાવા આદમના વખતથી એકઠી થયલી ધુળ કામમાં આવી, અને બેઠક બળી જવા સીવાય કાંઇ બીજું નુકસાન થયું ન હતું. કોનસલેટના છ ઇરાની સંત્રીઓ પોતાની જગા ઉપર ઉભા રહી અમારો તમાશો જોતા હતા, કારણ કે તેઓ કાંઇ એવુંજ સમજેલા લાગતા હતા કે, અમોએ દુઝદ્દાબથી ઉપડવાની ખુશાલીમાં આતશબાજી કીધી હતી. મી૦ ફરામરોજ ઇરાની તથા મી૦ દલાલની હાથની ચામડી બળી જવાથી મલમપટો લગાડી મોડેથી સુઇ ગયા.

## ઇરાનની મુસાફરીનો સામાન.

ઇરાન જેવા પહાડી મુલકમાં જનારા મુસાફરે બનતાં સુધી ઘણોજ થોડો સામાન સાથે રાખવાની જરૂર છે. પતરાંની યા સ્ટીલની પેટીઓનું અહીંયા મુદ્દલ કામ નથી. પણ જો એક ચામડાંની એકવીસ યા ચોવીસ ઇંચની પેટીમાં પહેરવાનાં કપડાં સીંચી, એક નાનું જેવું પાંથરવાનું ગોદરી સાથનું નાના તકીયાવાલું બીછાનું, ફોલડીંગ કોટ અને હાથમાં ઉંચકી શકાય એવા વજનનો એક હેન્ડબેગ સાથે હોય તો તે પુરતું છે. પછી આ મુસાફરી કરનાર માણસની પૈસા ખરચવાની શકતી ઉપર આધાર રાખે છે; કારણ કે સાધારણ રીતે એક માણસ દીઠ લગભગ સવાથી તે દોઢ મણ સુધીનો વજન માત્ર મોટરમાં લઇ જવા દેવામાં આવે છે. મુસાફરીમાં એક જોડી ખાકી શર્ટ અને ટુંકું પાટલુન અને એક ખાકી કોટ ઘણીજ સરસ ગરજ સારે છે. એક ઓવરકોટ, સુરજનો તડકો ન લાગે તે માટે એલવુડ જેવી એક હેટ, કાનને પવનથી નુકસાન ન થાય માટે બલાકલાવા ટોપી, આંખના બચાવને ખાતર એક ગોગલ, એલ્યુમીનમ ગલાસ સાથના લશ્કરી વોટર બોટલ, સીસોટી, સદરા નંગ નવ, બે પાયજામા સુટ, બે ગરમ ગંજીફરાક, એક મેલખાઉ કોટ પાટલુન અને બે રંગીન શર્ટ વગેરે પુરતાં છે. દરેક ટોળી સાથે ચામડાંની બાલદી, સણના સામાન બાંધવા વગેરે કામમાં આવે એવી જાડી દોરી, પીવાના પાણીના ખાસ બનાવેલા બંધ્યાર વાસણો, બાઇનોક્યૂલર, ઇરાનનો નકસો અને એક કંપાસ, પીવાની ચાહ, ચુલો અને ચોક્કસ વાસણો એવી ચીજો સાથે રાખેલી જરૂરની છે. ઇરાન દેશના શહેરોમાં પહેરવાના કપડાં સસ્તાં અને પુશ્કળ મલી શકે છે.

હવે જે સૌથી અગત્યની વસ્તુ તે ફારસી ભાષા છે. ટુંકમાં કહું તો ફારસી ભાષા નહી જાણનારાઓ કદી પણ ઇરાનના મેવાની લેહેઝત ચાખી શકતા નથી, એ તેઓની કમનસીબી છે.

## 'લુત'ના બીયાબાનમાં હાડમાર ભરેલી મોટર મુસાફરી.

દુઝદાબથી કેરમાન શેહેર જતાં રસ્તામાં જે મંજલો આવે છે તેના નામો તથા તેઓની વચ્ચેની લંબાઇ નીચે મુજબ છે:--

| મંજલ | લંબાઇ માઇલમાં | |
|---|---|---|
| દુઝદાબ | ... | બ્રીટીશ કોનસલેટ, ટેલીગ્રાફ અને ટેલીફોન ખાતું |
| નોસ્રાતાબાદ | ૭૬ | ટેલીફોન ખાતું |
| કાહુક | ૪૨ | ,, |
| શુરગઝ | ૩૬ | ,, |
| ફેહેરજ | ૩૪ | ,, |
| બામ | ૩૬ | ટેલીગ્રાફ અને ટેલીફોન ખાતું |
| દારઝીન | ૧૫ | ,, |
| અબારીક | ૨૧ | ,, |
| રાયન | ૪૨ | ,, |
| કરીમાબાદ | ૨૪ | ,, |
| માહાન | ૧૫ | ,, |
| કેરમાન | ૨૧ | બ્રીટીશ કોનસલેટ, ટેલીગ્રાફ અને ટેલીફોન ખાતું |
| | ૩૬૨ | |

### દુઝદાબથી નોસ્રાતાબાદ (૭૬ માઇલ.)

મંગલવાર તારીખ ૬ ઠી મેએ સવારે સકાળેથી અમોએ ઉપડવાનો વીચાર કરી રાખ્યો હતો, પણ કમનસીબે આગલી રાતની આગને લીધે મોડેથી સુતેલા હોવાથી સવારે સકાળેથી ઉઠી શકાયું નહી. અમારી ટોળીના કેટલાએક માણસોને નોસ્રાતાબાદ જવાની મંજલનો કાંઇ ખ્યાલ હતો નહીં, અને એમજ કાંઇ સમજતા લાગતા હતા કે ત્રણ ચાર કલાકમાં ખચ્ચીતજ પુગી જઇશું. શેઠ મહમદઅલી પણ અગાઉથી નક્કી કરેલા વખતે પોતાની મોટોર સાથે શેહેરની બહાર

રસ્તો દેખાડવાને આવ્યા હતા, તે પણ અમોને તૈયાર નહી જોવાથી નાસીપાસ થતા લાગતા હતા, અને કહેતા હતા કે, તમોને નોસ્રાતાબાદ પુગવું મુશ્કેલ થઇ પડશે. અમોએ વિચાર કીધો કે પેટ ભરતું ખાઇ લઇએ કે જેથી નોસ્રાતાબાદ પુગ્યે ત્યાંવેર મોટર ચલાવ્યે, જો કે મારા મીત્ર ફરામરોઝ એમ બોલતા જણાતા હતા કે આજે માંડી વાલો કાલે સવારે બડી બામદાદે નીકલશું તો ફાયદો છે. એમ કરતાં બાર વાગે અમો દુઝદાબથી ઉપડી શેહરની બહાર પડયા. શેઠ મહમદઅલીએ લગભગ દસ માઇલવેર એક ભોમ્યા તરીકે પોતાની મોટર હાંકી અમોને ઇરાનના રસ્તાની કાંઇ સમજ આપી. હવે પછી અમારી મોટરો ટેકડા ટુકડી ઓળંગતા અમો 'લુત'ના બીયાબાનમાં આવી પહોંચ્યા. માત્ર મોટરોના પૈડાંના જે લીસોટા પડેલા તે ઉપરથી અમો અમારો રસ્તો લેતા, અને કેટલીક વેલા ઉડતી રેતીને લીધે તે લીસોતાઓ નજર આગલથી ગુમ થતા હતા. આ બીયાબાન કે જે શેહરે 'બામ' વેર લગભગ ૨૨૪ માઇલ લંબાયલું છે, તેમાં નહી પાણી કે નહી ચરંદુ યા પરંદુ નજરે આવતું હતું. ઝાડનું તો નામ નીશાન હોયજ કયાંથી! એ પ્રમાણે સાંજે સુર્ય પણ અસ્ત પામ્યો, તો પણ નોસ્રાતાબાદની કાંઇ જાતભાત જણાઇ નહી. હવે નજદીક હશે કરી અમારી મોટરોએ એક પહાડ ઉપર લંબાન છેટે રોશની ફેંકતી વીજલી બતીઓની મદદથી રસ્તો ચઢી, જેમ તેમ અફળાતા જીખાતા નીચે એક ખુલ્લી બીણમાં આવી લાગા, કે જે વખતે ઘણુંજ અંધારૂં થઇ ગયું હતું, અને ત્યાં અમોએ ડહાપણ વાપરીને અમારી મોટરો થોભાવી, પહેલી ભયંકર રાત બીણની અંદર કહાડી. એ વખતે એટલો તો ઠંડો સખત પવન ફુંકતો હતો, કે તે અમો મુદ્દલે ખમી શકયા નહી. સખત ઠંડી ને લીધે અમારાથી બોલી શકાતું ન હતું, યાતો અમારા બીછાના ખોલવાને પણ તદ્દન અશકત થઇ પડયા હતા. ખાધા પીધા વગર કેટલાકોએ મોટરમાં બેઠક લીધી, જ્યારે બાજાઓ બીચારા બીસતરો પાંઠરીને બહાર બેસી આ ભારી રાત કયારે પસાર થાય તે માટે ઘડીઆલ જોયા કરતા હતા. એ પ્રમાણે હમો પહેલું હફતેખાન પુરૂં કર્યે તેના અગાઉ ઇરાનની મુસાફરીનો બરાબર ખ્યાલ આવી ચુકો.

બીજે દિવસે જેવા સુર્યના કીરણો પ્રકાશ્યા કે અમોએ પાછી અમારી મોટરો ચલાવવાની તૈયારી કીધી. હવે અમોને માલુમ પડયું કે રાતે અંધારામાં અમો ખરો રસ્તો ચુકી ગયા હતા. હવે અમારી

મોટરો એક પહાડની કઢન નીચેથી દોડવા માંડી, અને બરાબર દુઝદાબથી ૭૬ માઇલ કાપી અમો નોસ્રાતાબાદના મથક ઉપર સવારે સવા દસ વાગે આવી લાગ્યા, કે જ્યાં ઇન્ડો યુરોપીઅન ટેલીગ્રાફનું સ્ટેશન છે. આ સ્ટેશન કાંઇજ નહીં પણ માત્ર બે ત્રણ નાની કોઠડીવાળું ત્યાંની મટોડીથી લીંપી લીધેલી જગા હોય છે. આ જગા ઉપર નાન સીવાય બીજું કાંઇ ખાવાનું મળતું નહી હોવાથી, મુસાફરોએ પોતાની સાથે ખાવાનો ખોરાક લેવાની ખાસ જરૂર છે. અહીંયા અમોએ હાથ મોઢું ધોઇ ચા બનાવી, બાકી રહેલા નાનના કટકા સાથ પીધી, પણ પીવાનું પાણી ખરાબ હોવાથી, તથા રાતનો વીસામો લેવા લાયકની જગ્યા નહી હોવાથી, તેજ દીવસે રાતના 'કાહુક' નામના મથક આગળ જઇ પુગવાનો વીચાર કરી, જાણે હજી કાંઇ આફત ખમવાની બાકી હોય તેમ કમનસીબે છેક સાદા બાર વાગે આગળ વધ્યા.

### નોસ્રાતાબાદથી કાહુક (૪૨ માઇલ).

પેહલાં તો અમારી મોટરોએ છ માઇલ સીધો રસ્તો કાપ્યા પછી 'કુનજી' નામનો એક પહાડ ચઢવાનો આવ્યો. ફોર્ડકાર પહાડ ઉપર ચઢી ન શકવાને લીધે, ત્યાંના થોડાએક માણસો તેને પછવાડેથી હડસેલતા પહાડની ટોચ ઉપર લાવ્યા, જ્યારે અલબતાં મુંબઇથી તૈયાર કીધેલી મોટર હંમેશા ગમે તેવી ઉંચી જગ્યા પણ આસાનીથી ચઢી શકતી હતી. આ પછી ચોક્કસ જગા વેરનું ઉતરાણ એટલું તો ખરાબ અને ધાસ્તીભરેલું હતું કે, મોટરોમાં બેસી ઉતરવાને બદલે અમારામાંના ઘણાકોએ પગે ચાલી જવામાં ડહાપણ વીચાર્યું, જો કે મોટરોમાં વજનની એ વખતે ભારે જરૂર જણાઇ હતી. રસ્તા વગરના પહાડો ઉપરથી અમો હવે ભારી જોખમે બે કલાક વેર નીચે ઉતરી, એક ખુલ્લી જગામાં દાખલ થઇ, મોટા મોટા પથ્થરો ઉપરથી મોટરો ગબડાવતા સાંજે છ વાગે એક ખુલ્લાં ચોગાનમાં આવી લાગ્યા જ્યારે સઉ કોઇના મનમાં દગદગો લાગતો હતો કે આપણે રસ્તે ભુલા પડયા હતા.

અહિંયા મારે જણાવવું જોઇએ કે ઇરાનમાં આખે રસ્તે ઇંડો યુરોપીયન ટેલીગ્રાફ કંપનીના તારના થાંભલાઓ દોડે છે, જેની બરાબર મોટરો હાંકવામાં આવે છે. પણ જ્યાં વચ્ચે વચ્ચે પહાડો આવે છે ત્યારે તે થાંભલાઓ ઉપર હોવાથી આપણી નજર આગલથી ગુમ થઇ જાય છે, અને તેથી જો મોટરોના પૈડાંના લીસોટા જણાતા નથી તો નવો મુસાફર ત્યાં ઠાપ ખાઇ જાય છે.

તરતજ મોટરો થોભાવવામાં આવી અને આજુબાજુ પૈડાંના લીસોટા યા કોઇ જાનવરનાં પગની નીસાન યાતો તેઓની લીંડી વગેરે અમો બારીકીથી જોવા લાગ્યા પણ કોઇ ચીજ દેખાઇ નહીં. ત્યાર પછી અમો થોડાએક જણા અરધો માઇલ દુર આવેલી ઉંચી જગ્યા ઉપર શોધ કરવા ગયા, પણ તેબી ફોકટ. હવે સુર્ય અસ્ત પામતો હતો અને આગલી ભયંકર રાત યાદ આવતી હતી. અમો જે પાસમાંથી બહાર નીકલ્યા હતા, ત્યાંજ પાછી અમારી મોટરો ફેરવવાનો વીચાર કીધો, કે ત્યાંનું જો નાકુ પકડીને બેસીયે તો વખતે સવારેની આમદાદે જો કોઇ ઉંટની વંજાર જાય તો રસ્તો પુછી શકાય. એ પ્રમાણે હમોએ પાછી મોટરો ફેરવી, પણ ત્યાં પહાડોની હારની હાર હોવાથી અમે અમારો નીકળવાનો રસ્તો પણ ભુલી ગયા. હવે હમો ઠાકી ગયા હતા, તેથી થોડાએક પહાડની કઢનમાં ઠંડા પવનના ફુંફારાથી બચવાને લાયકની જગ્યા તપાસવા લાગ્યા, જ્યારે બીજાઓ ટેકડીઓ ઉપર ચઢી બાઇનોકયુલરથી ટેલીગ્રાફીક તારના થાંભલાની નીશાન જોવા લાગ્યા. એ વખતે ઘણુંજ અંધારૂ થઇ ગયું હતું, પણ આખરે જીવતોડ મહેનત પછી એક જગ્યા શોધવાને શકતીવાન થયા, કે જ્યાં જાનવરોનાં પગલાં તથા લીંડીઓ જણાઇ હતી. ના એટલુંજ નહી, પણ કેટલેક દુર આવેલા તારના થાંભલાઓની નીશાન પણ માલુમ પડી હતી. આ જગ્યા એટલી તો ટેકડા ટેકડીઓથી ભરેલી હતી, કે માત્ર ૫૦ વાર દુર ઉભેલો બીજાઓને જોઇ શકતો ન હતો, અને તેથી સારે નસીબે અમારામાંના થોડાએક પાસે સીસોટી હોવાથી, એકબીજાને અવાજ આપતા હતા. એ પ્રમાણે પહાડી જગ્યાઓમાં સીસોટી બહુજ અગત્યનો ભાગ ભજવે છે. આ વખતે લગભગ નવ થવા આવ્યા હતા, રાત ભયાનક હતી, અમારા કામમાં કુદરત દરેક રીતે નડતલ નાંખતી હતી, પણ અમોએ ઇરાન સરઝમીનની હવા દમમાં લીધાથી અમારામાંના દરેક જનમાં એક જાતનું શુરવીરપણું પેદા થયું હતું, તથા ઇરાનનું પાણી પીધેલું હોવાથી અમો હવે કોઇ પણ જાતના ભયથી હીમત હારી જતા ન હતા. હવે ધીમે ધીમે અંધારામાં ઘણીજ સંભાળથી તે જગા ઉપર મોટરો ચલાવી લાવ્યા, કે અધુરામાં પુરૂં ભાઇ કેકી પ્રીટરનું બીછાણું કે જે મોટરના ખુલ્લા એનજીન આગળ ગોઠવેલું હતું તેમાં બળતા દેખાયાં કે તરતજ ખેંચી કાઢી બળતા હોલવ્યાં.

**ફીરોઝશાહ ગઝદર અને "ઇરાન મારૂં વહાળું માદર વતન."**

આખા દિવસનું જોકે કાંઇ ખાધેલું ન હતું, છતાં ભુખ મરી ગયલી હોવાથી, સૌ કોઇ પોતપોતાનું બીછાણું છોડી બહાર ખુલ્લી જગ્યામાં સુવાની તઇયારી કરવા લાગ્યા. એક બાજુથી કેકી પ્રીટરના બરેલા બીછાણા માટે ગંભીરાઇથી અમો ટાહુકા પુર્યે, અને બીજી બાજુથી આપણા ભાઇ ફીરોઝશાહે કરાંચીમાં ભાષણ કરતી વખતે પુર સુરથી 'ઇરાન મારૂં વહાળું માદર વતન'નું એક ગીત ગાયું હતું, તે અમો ગાઇને એટલી તો રમુજ મેળવ્યે, કે આખા દિવસની ઠાક અને અંદેશો અમો તદનજ ભુલી જઇ, હસ્તે રમુજી ચેહરે કાલની વાત કાલે એમ વીચારી પોઢી ગયા.

બીજે દીવસે જ્યારે આફતાબે પોતાના કીરણો બહાર ફેંકી રોશન રોજ જાહેર કીધો, ત્યારે અમે સઘળાઓ શાંતીથી ઉઠી બીછાણાં બાંધી તૈયાર થયાં. અમારી પાસે કાંઈ ચણા, બીસકીટ જેવું હવે ખાવાનું બાકી રહ્યું હતું, પણ પીવાના પાણીનું તો નામજ નહી. પીવાના પાણીની કીમત પીછાણવામાં અમારામાંના ઘણાકો બેદરકાર રહેતા હતા, અને એ પ્રમાણે ચાનકરૂપી બનાવો બનવા છતાં પણ તેઓ ઇરાનની મુસાફરીના છેક છેડાવેર એમજ બીકદર રહ્યા હતા. માત્ર મોટરોને સારૂં બે ખાલી થયલા તેલના દબ્બામાં પાણી હતું. એ પ્રમાણે સવારે માત્ર કોગળો કરવાની પણ સાફ મનાઇ હતી, કારણ કે અમોને મોટરોમાં પણ પાણી નાંખવાનું જોઇતું હતું. મને મુસાફરીઓમાં મળેલા અનુભવને આધારે મારી વોટર બોટલનું પાણી મેં બહુજ સંભાલીને સાચવી રાખ્યું હતું.

**જીવ સટોસટનો મામલો અને ટોળીની કસોટી.**

પહેલાં તો મી૦ નરીમાને સર્વેના વીચારો પુછયા, કે આપણે બાવીસ માઇલ જે નોસ્રાતાબાદથી આગળ વધ્યા છીયે ત્યાં પાછા ફર્યે, કે રસ્તો શોધી આગળ વધવાની કોશેશ કર્યે ? મોટરના અનુભવીઓએ જણાવ્યું કે પહાડનું ઉતરાન એટલું તો ખરાબ હતું કે પાછું તે ચઢી શકવું તદનજ મુશ્કેલ છે, એટલે આગળ વધવાનો વિચાર રાખ્યો. ઇરાનના નકશા ઉઠલાવ્યા અને કમપાસનો ઉપયોગ કરી, એક ટોળીએ રસ્તાની શોધમાં ઉપડી જવું, જ્યારે બાકીનાઓએ જ્યાંસુધી પેલી ટોળી પાછી ફરે નહી યા લેખીત સંદેશો મોકલાવે નહી ત્યાં વેર, કોઇપણ સંજોગ વચ્ચે ત્યાંથી જરા પણ નહી ખીસવાના

ચોક્કસ ઠરાવ ઉપર આવી, અમો થોડાકે ઉપડવાની તૈયારી કરી. તેલવાલા પાણીથી વોટરબોટલો ભરી તથા ચણા અને પેપરમીન્ટ ખીસામાં મુકી, બાખુશીથી નસીબ દેવી સામે લડવા બહાર પડયા.

પહેલાં આગલ વધેલા બહાદુર ઇરાની બેરાદરોએ થોડાએક દુર ગયા પછી સંદેશો મોકલાવ્યો કે મોટરનો રસ્તો મલ્યો છે. હું અને મારો સાથી કે જેઓ થોડા પછવાડે હતા, તે સંદેશો વાંચી બરાબર ખાત્રી કરવા આગલ વધ્યા, તો એક ટેકડીના ચઢાણ ઉપર મોટરોના લીસોટા પડેલા જોયા. પેલો સંદેશો ઝડપથી અમારી કેમ્પ આગલ મોકલાવવામા આવ્યો અને ખુશાળીનો પાર રહ્યો નહીં. અમોએ હવે ખુશાળીથી મોટરો આગળ ચલાવી તો બે ઉંટ સવારો ઇરાનનો ટપાલ લઇ દુઝદાબ જતા મલ્યા. તેઓ સાથે વાતચીત કરતાં એવું માલુમ પડયું કે, દુઝદાબના ટેલીગ્રાફ સ્ટેશન ઉપરથી ત્યાંના માણસે ટેલીફોનથી અમારા ઉપડવાની ખબર કાહુકના સ્ટેશન ઉપર મોકલી હતી. પણ જ્યારે અમો ગઇ રાતે ત્યાં પુગી શકયા નહીં ત્યારે અમારી પાસે ગાઇડ ન હોવાથી વખતે રસ્તો ચુકી ગયલા હોઇશું એવો ખ્યાલ કરી, તેણે આ બે ટપાલીઓને રસ્તામાં અમારી શોધ પણ કરવાનો ઇસારો કીધેલો જણાયો. એઓએ પોતા સાથે પોતાને ઉપયોગ બરનુંજ પાણી લીધેલું હોવાથી અમો તે મેલવી શકયા નહીં.

## એક ચેતવણી.

અહીંયા મારે જણાવવું જોઇએ કે દુઝદાબને રસ્તેથી ઇરાન ઉપડતી વખતે દરેક સ્ટેશન ઉપરથી ટેલીફોન કરાવેલો ખાસ અગત્યનો છે, કારણ કે અહીંયાના દરેક સ્ટેશનોમાં સાથે સાથે ટેલીફોનની પણ ગોઠવણ કીધેલી હોય છે. બીજું એ જે જેવા આ પહાડના ઢળાનમાંથી પસાર થઇ પથ્થરના દગરાદગરીવાલી ખુલ્લી જગામાં આવ્યા કે મોટરને હંમેશા સીધા દાબા હાથ ઉપર હાંકયાથી, થોડે છેટે જતાં મોટરનો રસ્તો તથા તારના થાંભલા મલે છે. અમોએ એ પ્રમાણે દાબા હાથ ઉપર આવેલી પહાડની કઢન વળગોને જવાને બદલે ખુલ્લી જગામાં લગભગ વચમાંથી રસ્તો લેવાથી આવી હાલતમાં આવી પડયા હતા.

હવે અમારા આગલ વધવાના રસ્તાની બરાબર નીશાણ મેલવ્યા પછી અને રસ્તો ઠીક હોવાથી અમે મોટરોને ખુબ ધમકાવા લાગા. વચમાં પાણીનું ખાબોચ્યું મલ્યું, કે જેમાંથી થોડું ઘણું નાખુશીથી

પી લઇ બાકીનું મોટરોને વાસ્તે ભરી આગલ વધ્યા. આખે રસ્તે અમો તારના થાંભલાની બાજુથી દોડતા હતા, પણ જ્યારે કાહુકની નજદીક આવી પહોંચ્યા કે અમોને માલુમ પડયું કે, તારના થાંભલાની એક વધુ હાર ડાબા હાથ ઉપર આવેલી ટેકડી ઉપર લંબાતી હતી. અમો ઘણાજ તરસ્યા થયલા હોવાથી તથા ઝબાન સુકાઇ ગયલી હોવાથી પાછા અમો અંદેશામાં પડયા, પણ બાઇનોકયુલરથી જોતાં માલુમ પડયું કે એજ ટેકડી ઉપર ટેલીફોનનું મથક આવેલું છે. ત્યાં અમો બરાબર બપોરે અઢી વાગે આવી પહોંચ્યા. ત્યાં એક મીઠા પાણીનો મોટો ઝરો રાત દીવસ વહેતો રહી, આજુબાજુની જગાને લીલોતરી ભરેલો બનાવતો હતો. અહીંયાનું પાણી સારૂં પીવાલાયક હોવાથી પહેલાં તો જેટલું પીવાય એટલું બસ પીયાજ કીધું, અને જો હું ભુલતો નહી હોવું તો દરેક જણે બપોરથી તે રાતવેર એક બાલદી ભરીને પીધું હશે. એ પછી તરતજ સઘળાંઓએ ઝરા નીચે આંગ ધોઇ દીલને રાહત આપી, અને પછી ત્યાંના માણસોએ નાન બનાવી આપેલા હોવાથી, ચા બનાવી તે સાથે જરા ખાઇ લઇ ઠાકેલા હોવાથી બીસતરો પાંથરી આસાયસ લીધી. દાબડામાંની તરકારી તથા માખણ હોવાથી મેં સેરવો બનાવ્યો, અને અંધારૂં પડતાં તાજા ગરમાગરમ નાન સાથે ખાઇ લઇ, સઉ કોઇ સુવાની તૈયારીમાં પડી, કેટલાકો નીચાણમાં મોટર હતી ત્યાં ગયા, જ્યારે બાકીનાઓ ટેકડી ઉપર સુતા. જેમ જેમ અંધારૂં પડતું ગયું તેમ તેમ મચ્છરો એટલાં તો વધતાં ગયાં, કે તેનો સુમારજ નહીં. એનું કારણ એ હતું કે ઝરાનું પાણી ખાબોચ્ચાંઓમાં એકઠું થતું હતું. મચ્છરો મારવાનો તપાતપ અવાજ સંભલાય અને બોલતા જાય કે આ શું વળી નવી આફત ! ગમે તે કહો પણ ઠાકેલા હોવાથી માથાંથી તે પગ વેર ઓઢીને અમો તો ઉંઘાઇ ગયા. સવારે બામદાદે ઉઠીને શાહનામાના બેતો ગાઈ ટેકડી નીચે સુતેલાઓને જાગૃત કરી તૈયાર રહેવા ફરમાવવામાં આવ્યું. આ વખતે અમારામાંનો એક બેરાદર બીચારા ફીરોઝશાહ ગઝદરને દીલાસો આપી બોલ્યો કે, ભાઇ કવેટાનું તોફાન, રેલ્વે અકસમાત, આગ, પહેલી ભયંકર રાત અને ગઇ કાલની રસ્તો ભુલો પડવાથી ખમવી પડેલી મુશકેલી વગેરે મલી પંચકમાંથી હવે આપણે પસાર થયા છીયે, અને હવે તો સડસડાત કેરમાન પુગી જઇશું. પણ તે બીચારાને આસમાનના ભેદની ખબર ન હતી કે સૌથી આફતકારક હફતેખાન

તો હવે પછીનું ત્રીજું આવવાનું છે. અમોએ હવે નાન પાણી વગેરે લઇ તૈયાર થઇ મોટર હંકારી.

### કાહુકથી શુરગઝ (૩૬ માઇલ).

કાહુકથી અમો કાંઇક નખરાં સાથે મોટર ચલાવવા લાગ્યા, કારણ કે તારનાં થાંભલાઓ અમો લંબાણ છેટા વેર જોઇ શકતા હતા. ઝાડ-પાનનું તો નામજ નહીં, પણ કોઇક ઠેકાણે ઉગેલો કાંઇક પાલો જોતા હતા. એમ કરતાં હમો કાંઇ પણ હરકત વગર 'મીરાજ' જોતાં જોતાં અને તે દેખાવ ઉપર વીવેચન કરતાં લગભગ ૩૦ માઇલ કાપી આવ્યા.

### મીરાજ.

ઇરાનની મુસાફરીમાં અમોએ લગભગ દજન ઉપર વખત આ નવાઇ જેવો કુદરતી દેખાવ જોયો હશે. એવું થાય છે જે હવામાં થતા ચોક્કસ ફેરફારોને લીધે અમારાથી થોડે દુર જાણે એક પાણીનો દરયો હોય તેવું નજરે આવતું હતું, અને તે જગા ઉપર જો ઉપર કહેલા પ્રમાણે કાંઇક નાના છોડવા ઉગેલા હોય, તો તે કીનારે ઉગેલા મોટાં મોટાં ઝાડો માંસાલે દેખાતા હતા. એ દેખાવો અમો આ લુતના બીયાબાનમાં ચાલુ જોતા હતા.

હવે રસ્તો કાંઇક નરમ દેખાવા લાગ્યો, અને સંભાલથી મોટરો હાંકતા હાંકતા શુરગઝથી લગભગ દોઢ માઇલને તફાવતે, પહેલવહેલી અમારી આગલ ચાલતી ફોર્ડ ગાડી કે જેમાં અમોએ સામાન ભરેલો હતો તે રેતીમાં ફસી પડી. અમો સઘળાઓએ તરતજ ઉતરી પડી, પછવાડેથી ફોર્ડ હડસેલી ચાલુ કરી, પાછા અમારી મુંબઇથી તૈયાર કીધેલી ગાડી ડોડજમાં બેસી રસ્તો બદલી હંકારી. હવે જોઇએ તો અમારી ડોડજકાર પણ થોડે છેટે દોડયા પછી રેતીમાં પેસી ગઇ. હજી તો અમો અમારી મોટરને હડસેલતા હડસેલતા રેતીવાલી જમીન-માંથી બહાર ચલાવી લાવ્યે, કે પાછી ફોર્ડ ફસી પડી. અમો અમારી ડોડજને મહા મુસીબતે બહાર લાવ્યા, કે તરતજ અમો થોડાએક જણા ફોર્ડનું મશીન પુર ઝડપે ચલાવી આગલ હડસેલવા લાગા. એ વખતે લગભગ બાર વાગેલા હતા, તડકો કહે કે મારૂં કામ, અને પગ નીચેની રેતી એટલી તો તપે કે બોલ્યાની વાત નહી. અમો આ જગ્યાએ અંજાણ્યા મુસાફરો હોવાથી પહેલાં તો અમુને એમજ લાગ્યું કે, કોઇબી રીતે આટલા રેતીના તપામાંથી મોટરો બહાર ચલાવી જઇએ,

એવું વીચારી અમો ભારે કોશેશ કરવા લાગા. હવે હડસેલતા હડસેલતા છાતીના બંદ પણ તુટી ગયા, અને મહા મુસીબતે ફોર્ડને ચલાવી, પણ જોઇએ તો રસ્તો બધોજ એવો, અને થોડેક છેટે દોડયા પછી ફોર્ડ પાછી થંડી પડી ગઇ. હવે અમોએ તો અહીંયા પુરો મુકયો. પેલી બાજુથી મી૰ નરીમાન અને બીજાઓ ડોડજને એક રેતીવાલા ભાગમાંથી બહાર કાઢવાને ભારે ઝેહમત ખેંચતા હતા, પણ ત્યંબી ફોકટ. જો કે અમારીથી એટલે ફોર્ડ ગાડીથી ડોડજ માત્ર ૨૦૦ વારજ છેટે હશે, પણ ઉંચો નીચી રેતીવાલી ઝમીનની સપાટીને લીધે અમો તે જોઇ શકતા ન હતા. એવામાં શુરગેઝનાં ટેલીફોનના મથકે રાખેલ-માંનો એક સીપાહ અમારી તરફ આવતો નજરે પડયો. અમોએ તેને ડોડજ કારને મદદ કરવા સારૂં પછવાડે મોકલ્યો. આ ડોડજ કારમાં સહેલાઇથી દસ માણસ બેસી શકે એવી મોટા માપની બનાવેલી હોવાથી, પેલો સીપાહ વધુ મદદને સારૂ પોતાની સાથના બીજાઓને બોલાવવા પાછો ફર્યો.

## ઇરાનની સલામત મુસાફરી.

ઇરાનમાં આ લુતના બીયાબાનમાં દરેક ટેલીગ્રાફીક સ્ટેશને ઇરાની સરકાર તરફથી બેથી છ વેરની સંખ્યાના સીપાહીઓ બંદુક સાથે રસ્તે જતા મુસાફરોની સલામતીને ખાતર રાખવામાં આવેલા છે. ના એટલુંજ નહી, પણ આખા દેશની અંદર મુખ્ય ગામોમાં યા પહાડોમાં તેઓના ખાસ મથકો બનાવેલાં હોય છે, અને ત્યાંથી પસાર થતા મુસાફરને પોતાની હાજરીથી વાકેફ કરી દરેક રીતની સગવડ આપે એવી રીતના મેં અનુભવ્યા છે.

હમે તો હવે નસોસ થઇ, ફોર્ડમાં સામાન ભરેલો હોવાથી તેના છાયા નીચે બેસી, જાત જાતના વીચારો કરતા હતા. અરધો ઉપર કલાક પસાર થયો, તો પણ ડોડજનું કાંઇ ઠેકાણું નહી. પહેલાં તો અમારી ફોર્ડની ફ્રેમ ગરમ થઇ, પછી લાકડ કામ અને છેવટે ઉપરનો પડદો એટલો તે ટપવા લાગ્યો કે, હવે વધારે વખત અહીંયા પસાર નહી કરતાં, પેલા સીપાહના કહેવા પ્રમાણે ટેલીફોનનું મથક હવે નઝદીક હોવાથી, મારા મીત્ર ફીરોઝશાહ ગઝદર સાથે મેં ત્યાં ચલાવ્યું. રસ્તે ચાલતા ગરમ રેતીમાં પગ બેસવા લાગ્યા, અને પછવાડે નજર કરીએ તો એક બટકો અફીણી ઉંટવાળો ડોડજનો સામાન પોતાના

ઉંટ ઉપર લાદીને આવતો જણાયો. એ પ્રમાણે ન ખમી શકાય એવા તડકામાં માઇલ એકનો છેટો ચાલ્યા પછી અમારા મથકે આવી લાગ્યા. અમારી પછવાડે તરતજ કવેટાવાળા મી૦ કેકોબાદ પણ અંતે કંટાલીને ચાલી આવ્યા. હવે તરતજ ફોર્ડ આવી લાગી અને ઉંટવાળાને મહા મુસીબતે ડોડજ આગળ ઉંટ સાથે પાછો મોકલાવ્યો. લગભગ પાંચ વાગે જ્યારે અમો જેમ તેમ જમીન ઉપર પડેલા હતા કે ખોદાદાદ નામનો ઇરાની બચ્ચો, ચઝદથી પોતાની મોટરમાં બે પેસેનજરોને લઇ ત્યાં આવી લાગો. બેરાદર ખોદાદાદ સાથે અમો અમારી કહાણીની વાત કરતા હતા તેટલામાં દુરથી કાંઇ નવાઇ જેવું જણાયું. પેલું ઉંટ ધીમે ધીમે ઘોડાની માફક મોટી ડોડજ ગાડીને ખેંચતું હતું, અને તેની આજુબાજુ અમારા બહાદુર બેરાદરો ચાલતા હતા.

અહીંનું મથક બીલકુલ ઉતારાને લાયકનું ન હતું, કારણ કે અંદર ગધેડાં બાંધેલાં હોવાથી ખુબ વાસ આવતો હતો. એક છ ફીટ ઉંડો પાણીનો ઝરો હતો, તેમાંથી પાણી કાઢી અમો ધમધોકાર પીતા હતા, જો કે પાણી બીલકુલ નાલાયક અને વાસ મારતું હતું. હવે અંધારૂ થવા આવ્યું હતું કે અમોએ ચા પી જરા દમ ખાધો. સઘળો સામાન વગેરે હાલ હવાલ બહાર પડેલો હતો, અને માણસો ત્યાં ભટકતાં હોવાથી, રખેને કાંઇ પીટપાટ કરે એવા વીચારથી તેઓને પૈસા ચુકાવવા લાગ્યા કે દુર કાઢયે. સઘળાઓ મવાલી માલુમ પડયા અને અમુને બહુજ મુસીબત પડી. ઉપરતપકેનું નાન સાથે ખાઇ લઇ, હવે સઉ કોઇએ પોતપોતાના સામાન જોઇ લઇ બહાર ખુલ્લાં રેતીવાલા મેદાનમાં સુવાની તૈયારી કીધી.

આજની રાત્રે આકાશમાં ચલકતા સેતારાઓ દેખાવાને બદલે વાદળાંનો ઘેરાવો માલુમ પડયો, અને ઠંડો પવન ફુંકી રેતી ઉડવા લાગી. જો કે વરસાદનાં છાંટાબી પડયા તે છતાં પણ તેની દરકાર નહી કરતાં, અમો તો આજની કહાણીની વાત ચાદ કરી, એક બીજાને છેડી ગમત મેલવતા હતા. એટલામાં ઉંઘે અમારી આંખોમાં ગલબો કીધો.

જો કે આગલા દીવસની હેજગારીથી અમો થાકી ગયા હતા, તો પણ સવારે બડી બામદાદે ઇરાનની તરોતાઝગી ભરેલી હવાને લીધે પાછા તદ્દન તાજા ઉઠી, ચા સાથે નાન ખાઇ ઉપડવાની તૈયારી કીધી. ખુદાદાદના કહેવાથી હજી થોડેક રસ્તે રેતીના ભાગો હોવાથી અમોએ અમારી સાથે મદદને વાસ્તે માણસોને લઇ લીધા હતાં. હવે અમોને

અમારા દીલમાં રેતીની દેહશત બેસી ગઇ હતી, અને અમારી મુસાફરીમાં જ્યાંવેર પાકી સડક ઉપર એટલે ઇસ્ફહાન વેર પહોંચ્યા નહી ત્યાં સુધી જતાં રેતીની પુછપરછ કરી આગળ વધતા હતા.

## શુરગઝથી ફહરાજ (૩૪ માઇલ).

પહેલાં ખોદાદાદની મોટર દુઝદાબ જવા ઉપડી અને તેની બે કલાક પછી અમો ઉપડયા. તરતજ રેતી નજરે પડી અને હવે અમો ત્યાં ઉગેલા છોડવાઓની સુકી દાંખલી જમીન ઉપર પાંઠરી, તે ઉપરથી મોટરો જોશમાં ચલાવા લાગા, અને આ અખતરો ઘણેક દરજ્જે ફત્તેહમંદ ઉતર્યો હતો. જ્યાં જ્યાં રેતીવાળા નાના ટુકડાઓ હતા, ત્યાં ત્યાં પેલા માણસો હડસેલતા. એમ કરતા હવે જ્યારે રસ્તો સાફ માલુમ પડયો કે પેલાઓને પાછી રૂખસદ આપી, બાકીના બે જણાઓને અમારી સાથે મદદને વાસ્તે મોટરમાં આવવા જણાવ્યું. પછી પઇસા આપતાં તકરાર થઇ, કારણ કે તેઓ તદનજ મવાલી હતા અને તેને આધારે પેલા બે જણા પણ મોટરમાંથી ઉતરી પડયા.

## મીલે નાદીરી નામનો મીનારો.

અમોએ તેઓની દરકાર ન કરતાં આગળ વધી મીલે નાદીરી નામના એક ગોલ મીનારા આગલ ૧૪ માઇલ કાપી આવી પોંહચ્યા. આ મીનારો તમામ ઇંટનો બનાવેલો લગભગ ૫૫ ફીટ ઉંચો અને બાર ફીટના દાયમેટરનો ભાંગી તુટી હાલતમાં હજી ત્યાં ઉભેલો છે. અહીંયાથી તારના થાંભલાની હાર મીનારાની દાબી તરફ લંબાયલી હતી, ત્યારે મોટરોના પૈડાંના લીસોટા જમીન તરફ વાંક લેતા અમોએ મીનારા ઉપરથી જોયા. એનું કારણ એ કે જે રસ્તા ઉપરથી તારના થાંભલા પસાર થતા હતા ત્યાં રેતી હોવી જોઇએ. અમોએ તો અમારી મોટરો લીસોટાવાલા રસ્તા ઉપરજ દોડાવા માંડી, કે જે જગ્યા પણ નરમ માલમ પડતી હતી. એમ કરતાં આ બીયાબાનમાં પવનના થતા તોફાનોને લીધે ચોક્કસ જગા ઉપર આવી લાગ્યા, કે ત્યાં પૈડાંના લીસોટા માલમ પડયા નહી. હવે અમો વાંકાટીકા જઇ રસ્તો ભુલા પડી નરમ જગ્યાવાલા ભાગમાં અંતે ફસી પડયા. થોડે છેટે જઇએ કે મોટરો નરમ જગ્યામાં ચાલે નહી, કે તરતજ બધા ઉતરી પડી હડસેલ્યે. રસ્તો બદલ્યો પણ ત્યાંબી તેમજ, કોઇ પણ હાંકનારને આ જગ્યા ઠાપ આપે તેવી હતી, કારણ કે ઉપરથી જમીન બધી એક સરખી લાગતી હતી. બપોરના રેતીના રણુના ભારે તડકાથી સઉના માથાં હવે તપીઃ જવા લાગા, અને

છેલ્લે પાછા નસોંસ થઇ ત્યાંજ પડયા, કે જે વખતે અમારી ડોડજ ગાડી આગલ અને ફોર્ડ કાંઇક ૧૦૦ વારને છેટે રેતીમાં ફસી પડેલી હતી. લગભગ અરધો ઉપર કલાક વેર સઉ કોઈ એમના એમ બેસી રહી, આરામ લઇ વીચાર કરેછે, હવે તો જ્યારે સુર્ય નમતો થશે ત્યારેજ કાંઇ પાછી કોશેષ કરીશું, અને જો નહી ફાવીશું તો અહીં-આજ રાત પસાર કરીશું, એટલામાં પછવાડેની ફોર્ડ કાર કે જેમાં મી૦ નરીમાન અને ઇરાની બેરાદરો હતા, તેઓ હવે પોતાની ગાડીને હડ-સેલવા સારૂં સામાન બહાર કાઢતા દેખાયા. આવો મામલો જોઇ હું તેઓની મદદે ગયો, અને ઘણીજ સખ્તીથી ફોર્ડને રેતીમાંથી બહાર ઘસડી લાવી, સામાન મુકી ચાલુ કીધી. હવે ડોડજને પણ અમો સઘળાઓ મહા મેહનતે બહાર કાઢવાને શકતીવાન થયા. મારે ખુલ્લું જણાવવું જોઇએ કે, અમારી ટોળીનો દરેકે દરેક જન પછી તે મી૦ નરીમાન યા પેસતનજી બાવા હોય તોબી આવા કામમાં તરતજ બાખુશીથી મદદ આપવાને બહાર પડતા હતા, એ અમારી ટોળીનો સ્પીરીટ ખરેખરજ વખાણવાજોગ હતો.

બોદાના હોકમથી હવે અમો કાંઇ પણ અડચણ વગર આગલ વધતા ગયા, અને તારના થાંભલાની નજદીક આવી લાગ્યા. એમ કરતાં દુઝદાબ છોડયા પછી પાંચમે દીવસે સાંજે પહેલવહેલી લીલોતરી દુરથી દેખાવા માંડી અને હવે અમારી મોટરો એક પાણીનું નાળું ઓળંગી ટેલીફોનના મથકે આવી લાગી, કે જયાં અમોએ પહેલવહેલા ઇરાન દેશના ગામના માણસોના ચહેરા જોયા અને અમારી ખુશાલીનો કાંઇ પાર રહ્યો નહી.

ફહેરાજ મથક ઉતારાને લાયકનું માલમ પડયું. સઘળાઓએ નાળામાં આંગ ધોઇ, ચાહ પી જરા આરામ લીધો. અહીંયા એક કરાનના એટલે લગભગ પાંચ આનાના ૧૫ થી ૨૦ ઇડાં મલે છે અને બે કેરાને મરઘી મલે છે. ઘણા દીવસનું કાંઇ ખાધેલું ન હોવાથી ઇડાં બાફેલા કરવા તથા મરઘીઓ રાંધવાનો હોકમ કરી, હજી સુર્ય અસ્ત પામેલો ન હોવાથી ગામમાં ફરવા નીકલ્યા.

આ ગામમાં લોકોની વસ્તી સારી છે, અને થોડાએક બાગો અમારા જોવામાં આવ્યા કે જ્યાં અમોએ પહેલવહેલા ઇરાન દેશના દાડમનો કાંઇક સ્વાદ લીધો. ફહેરાજમાં એક ભાંગેલી હાલતમાં કાંઇ

કીલ્લા જેવી મોટી ઇમારત જોવામાં આવી. રાતના અમોએ ઇલેક્ટ્રીક લાઇટ કરી ખુશ મીજાજથી ગાનતાન ચલાવ્યું અને ત્યાર પછી ગરમાગરમ નાન સાથે મરઘી ઇડાં ખાઇ ખુદાના શુક્ર કીધા. હવે અમોને ખુલ્લામાંજ સુવાની ટેવ પડેલી હોવાથી સૌ પોતપોતાના બીછાના બગલમાં મારી, છાપડાંને બદલે લીંપેલા ધાપા ઉપર નીસરણીથી ચઢી બીસતરા પાંઠરી ખુવાબમાં પડયા.

જ્યારે આફતાબ રોશન થયો અને તમામ જેહાને સુફેદી પકડી, ત્યારે અમો થોડાએક સકાળેથી ઉઠી, ગામની આજુબાજુનાં લીલા ખેતરોમાં લટાર મારી, ઇરાન સરઝમીનની તાઝગી આપનારી હવા દમમાં લેવા લાગ્યા.

## ઇરાની પરોણાગતની શરૂઆત.

દુઝદાબ છોડયા પછી અમોએ અહીં પહેલવહેલી દુધ સાથની ચાનો સ્વાદ ચાખી, બીછાના બાંધી મોટરોમાં ગોઠવી, ખાવાપીવાનું લઇ લેવાની તૈયારી કરતા હતા, એટલામાં ત્યાંના કીલ્લાનો લાયકીવાલો વકીલ (વડો) કે જેનું નામ મહમદખાન માહીચાર ફેહરાજી હતું, તેણે અમોને પોતાના મુકામ ઉપર એક દીવસ મેહમાન રહેવાને અરજ કીધી. અમારાથી અહીંયા એક પણ દીવસ રહેવાનું નહી પરવડે એવું જ્યારે જણાવવામા આવ્યું, ત્યારે તેણે ભારે કાલાવાલા કરી માત્ર ચા નાસ્તા ઉપર આવવાને ઇજન કીધું. હવે અમો જો અહીંયાથી સકાળે ઉપડયે તોજ 'બામ' શેહેરમા સાંજે પુગી શકયે, તે કારણથી અમોએ ઉપલી અરજ પણ ભારે ઉપકાર સાથે ના પાડી.

ખેરઆફ્રીયતના સમાચાર પુછતાં અમોએ શુરગઝના પેલા મવાલી ટેલીફોનચીની ફરીયાદ કરી. મીલે નાદીરી આગલની જ્યારે કહાણી કહી સંભલાવી, ત્યારે તેણે અમોને કરગરીને જણાવ્યું કે જો મારા ઉપર ટેલીફોન કરી તમારા ઉપડવાની ખબર મને જણાવી હતે તો, હું મારા માણસોને જરૂરજ તમારી મદદને વાસ્તે મોકલાવતે.

મહદખાન માહીચારની ભલી દુવાએ સાથે હવે અમો મોટરોનું ભુંગલું ફુંકતા ફુંકતા લોકોના ટોળાં વચ્ચેથી ઉપડી ગયા.

## ફેહરાજથી બામ (૩૬ માઇલ).

અહીંયાથીજ ખરૂં પુછો તો લુતના બીયાબાનનો છેડો આવે છે, કે જે દુઝદાબથી ફેહરાજ સુધી લગભગ ૨૦૦ માઇલ વેર

લંબાયલું છે. હવે અમારી હાડમારીનો છેડો આવેલો જોયો, કારણ કે બામ જતાં રસ્તામાં અઝયાબાદ, રૂસ્તમાબાદ, મોરાદાબાદ, હસનાબાદ, વકીલાબાદ વગેરે ગામો આવતાં ગયાં, અને પીવાના પાણીની 'કારેજો' પણ મલતી ગઇ.

કારેજ.

ઇરાનમાં પાણી પહોંચાડવાની ગોઠવણ એવી રીતે કીધેલી હોય છે કે, જ્યાં ઝરો લાગેલા હોય ત્યાંથી પાણીને આગલ વધવા જમીનની અંદર ગટર માફક ખોદકામ કરી, લગભગ ૨૫ વાર દુર જમીનને કુવા માફક ખોદી પેલું વહતું પાણી ખુલ્લું કરવામાં આવે છે. એ પ્રમાણે ગટર માફક જમીનને અંદરથી ખોદતાં ખોદતાં અને દર ૨૫ વારે પાણીને ખુલ્લું રાખતાં રાખતાં લગભગ ૩૦ થી ૪૦ માઇલ વેર પેલા ઝરાનું પાણી વહેતું કરે છે. એવી રીતના બાંધકામને 'કારેજ' કરી કેહેવામાં આવે છે.

જેમ જેમ બામ શેહેરની વધારે નજદીક જતા ગયા તેમ તેમ એક બાજુથી પાણીના વહેવા સાથે ખજુરનાં ઝાડો જોવામાં આવ્યા. આસ્તે આસ્તે શેહેરની બહાર લીલા ખેતરો અને બાગો દેખાવા લાગ્યા, અને એ પ્રમાણે લીલોતરી જોતા જોતા સાંજે લગભગ છ વાગે શેહેરના દરવાજા આગલ જ્યાં ટેલીફોનનું મથક હતું ત્યાં આવી લાગ્યા.

અહીંયા બામ શેહેરની ઇરાની જરથોસ્તી અંજુમન તરફથી બેરાદર મેહેરવાન અને બીજાઓ અમારા આવવાની રાહ જોતા ઉભા હતા. ટેલીફોનના સ્ટેશન આગલ એક બીજાની ખેરઆફીયત પુછી અમારામાંના થોડાક બેરાદરો ફોર્ડ ગાડીમાં અમારા ઉતારા માટે રાખેલી જગ્યા તરફ જવાને ઉપડી ગયા જ્યારે અમો ત્યાંજ થોભ્યા.

હવે અમો થોડાક ટેલીફોન સ્ટેશનના બાગમાં અમારી આંખોને લીલોતરીથી રાહત આપવાને દાખલ થયા. જોઇએ તો દરવાજા આગલનું પહેલું ઝાડ જે અમોને મલ્યુ તે ઉપર સફેદ શેતુરો ઉગેલાં હતાં. કેટલાએક દીવસો વેરનું ગળું સુકાયલું હોવાથી અને પેટમાં નાન પાણી સીવાય કાંઇ બીજું ગયલું ન હોવાથી, અમો તો ચાંપાચાંપ મોટાં સેતુરો તોડી મોહમાં ઉછાલવા લાગ્યા. સ્વાદમાં એટલાં તો મીઠાં હતાં કે અમો આપસઆપસમાં તેના વખાણ કર્યેજ, એટલામાં બાગનો આગબાન અમારી આગલ આવી અમુને એક બીજાં ઝાડ આગલ લઇ

ગયો. તે ઝાડ ઉપરના સેતુરો માટેલા ભમરાની માફક કાલા રંગના ઉગેલાં હતાં, અને તે એટલાં તો મીઠાં હતાં કે થોડા વખતની અંદર જેમ તીડો એક ખેતરમાં ઉગેલાં પાકનો તમામ નાશ કરે તેમ એક પણ ફળ તે ઝાડ ઉપર બાકી જોવામાં આવ્યું નહીં.

ફીરદોસી પોતાના શાહનામામાં ઇરાન દેશને વાસ્તે એમ કરી લખી જણાવેચ કે ઇરાનના પાદશાહ બેહરામગુરની દરબારમાં એક વાર હીંદુસ્તાનનાં પાદશાહનું આવવું થયું, અને તે દેશની મુલાકાતથી તેના મન ઉપર એટલી તો ઉંડી અસર થઇ કે તે બોલ્યો:—

કે ઇરાન બેહેશત અસ્ત યા બુસ્તાન
હમી બુઇએ મુશ્ક આયદ અઝ દુસ્તાન

કે ઇરાન દેશ બાગ છે યા બહેશ્ત છે, અને અહીંયાના દોસ્તોનાં શરીરમાંથી કસ્તુરીનો પમરાટ બહાર આવે છે.

હવે અમોએ બાગબાનને બક્ષીસ દાખલ એક કેરાન (પાંચ આના) આપ્યા કે તરતજ અમારી આગલ સપરચંદની મોટી ટોપલી લઇને આવ્યો, કે જે પણ ત્યાંજ ઉગેલાં હતાં. થોડાંએક સોજાં ખીસામાં મારી બહાર નીકલ્યેચ તો સામેથી અમારે વાસ્તે સવારીના ગધેડા આવતાં જોયાં, જે ઉપર સંવાર થઇ અમારા ઉતારાની જગ્યાએ ગયા, જયાં અરબાબ બેહેરામ બેહરૂઝી અને બીજાઓએ અમોને આવકાર આપી ખેદમતમાં ઉભા.

### ઇરાનની મુસાફરી.

મીચ બેરાદર! તું જોશે કે તા૦ ૬ ઠી મેના દીવસે દુઝદાબથી મોટરમાં ઉપડી, એક પછી એક સખ્ત રાત અને દીવસો પસાર કરી અંતે બામ શેહેરમાં તારીખ ૧૧ મીએ આવી પહોંચ્યા. જયારે તેઓને ખબર પડી કે હમો કોઇ પણ ગાઇડ વગર પહેલીજ વાર આવ્યા છીયે, ત્યારે તેઓ અજાયબીમાં ગરકાવ થયા અને કહેવા લાગ્યા કે, હવે તમો ઇરાનના કોઇ પણ ભાગમાં આસાનીથી મુસાફરી કરી શકશો અને તેમજ હતું. ઉપર લખેલી ચાલુ હાડમારીઓથી હવે અમો એટલા તો હીમતવાન બન્યા હતા કે, ભય શું ચીજ છે તેનો ખ્યાલ પણ ન આવતો હતો. અલબતાં તે ઇરાનની આબો હવાના પરીણામે પણ હોય. માત્ર જે એકજ ચીજથી અમો ડરતા હતા તે ચીજ કોઇજ નહી પણ રેતી હતી. હજી અમારી ટોળીમાંના દરેક જણને મોહડે રેતીનો ફારસી શબ્દ 'રીગ' યાદ હશે, કારણ કે છેક ઇસ્ફહાન પહોંચ્યા ત્યાં વેર અમો

રસ્તા ઉપરથી પસાર થતા માણસોને 'દર રાહ રીગ અસ્ત, રીગ' (રસ્તામાં રેતી છે કે) કરી પૂછતા હતા. ઉમરે પુગેલા તંદરોસ્ત માણસોને વાસ્તે ઇરાન દેશમાં દાખલ થવાના બીજા રસ્તાઓ છે, જેનું હું એક પછી એક બ્યાન આપતો જઇશ. પણ અય મારા બહાદુર જુવાન જરથોસ્તી બેરાદર? જાણ કે જેહાન પેહેલવાન રૂસ્તમને સીસ્તાનથી નીકળતી વખતે જે હફ્તેખાનો પસાર કરવા પડતાં હતાં તે આજ જગો હતી, કે જે જગા ઉપર અમારી માફક તું પણ જવાને તત્પર થા, અને હજારો વરસના નામીચી ભુમીના દર્શન કરવાને નસીબદાર બન.

હાલનું ઇરાન કાંઇ શેહેરી ઝીંદગીના શોખીનોને મજાહ આપે એવું તો નથી તે કબુલ કરૂં છું, પણ અય મારા જુવાન દોસ્ત! જો ગર ગામડેની મજાહનો તું શોખીન હોય, અને કુદરતની કરામત જો તું નીહાલવા માંગતો હોય તો તે માટે દુન્યામાં આજ દેશ ઇરાન છે.

પ્રીય બેરાદર! મારા આગલા લખાણોથી તુંને નાસીપાસ થવાનું કાંઇ પણ કારણ નથી. મારા લખાણોથી તુંને એક એવો ભોમ્યો આપવાનો મેં કોશેશ કીધી છે, કે જેથી તું અસલી ઝમાનાનું 'લુતંનું' હફ્તેખાન કાંઇક આસાનીથી હવે પસાર કરી શકશે.

## ઇરાનમાં પાણી વીષે.

ઇરાન દેશમાં પાણી મુંબઇના જેવું કાંઇ સસતું નથી, અને અમારી મોટરની મુસાફરી દરમ્યાન ઘણાએક ગામડાઓ જોવામાં આવ્યા, કે જ્યંના પાણીના ઝરાઓ સુકાઇ જવાથી, ત્યાંના રહેવાસીઓ પોતાના ઘરો છોડી ચાલી જતા અને હજી પણ તેમજ બને છે.

મારી ઇરાનની મુસાફરી દરમ્યાન મને મળેલા જાતી અનુભવ ઉપરથી હું એકવાર ફરીથી લખું છું કે, દરેક મુસાફરે પોતાની સાથે લગભગ ત્રણ બાટલી માય એવી એક વોટર બોટલ રાખી, પછી તે જંગલમાં હોય યા કોઇના ઘેરમાં યા મેડેલમાં પરોણા હોય, તો પણ સઉ કોઇએ પોતપોતાનું પીવાનું પાણી પોતાની જાતી દેખરેખ હેઠળ ભરી લેવાને હું ભલામણ કરૂં છું.

ઇરાનમાં શું મુસલમાન કે જરથોસ્તીના ઘેરમાં ચોકની વચ્ચે એક હોજ હોય છે, તેની અંદર સઘળાઓ મોઢું હાથ ધોય છે. જો મોઢું હાથ ધોવાનું પાણી પણ આપણી નજર સામેજ ભરાવ્યું હોય

તો સારૂં છે. હરેક જણે પોતાની સાથે એલ્યુમીનમનું ગલાસ રાખવાની ખાસ જરૂર છે. ઇરાન દેશમાં તંદરોસ્તી જાળવવાના નીયમો થોડાકોજ સમજતા હશે. ઘેરમાં મોરી જેવું તો છેજ નહીં, અને બદન ધોવાને સારૂં પૈસા આપી હમામમાં જવું પડે છે. અલબતાં અરબાબોના ઘરોમાં સારા હમામો હોય છે.

## શેહેરે બામ.

શેહેર બામમાં ૪૨ જરથોશ્તી બેરાદરો અરબાબ (માલેક, સાહેબ, શેઠ) બેહરામ બેહરૂઝી સાથે 'કયસરે ઝરદુશ્તી' નામના આલીશાન મકાનમાં રહે છે, કે જે મકાન ખુદ શેહેરના બઝારવાલા લતામાં આવેલુ છે. અહીંયા આપણા બેરાદરો કાપડની દુકાનો કાઢી બેઠેલા છે. અહીંના લોકો મેહેનતુ છે અને ઘણુંજ સરસ કાપડ વણે છે. અરબાબ બેહરામ બેહરૂઝી એક લાયકીવાલો, ટેકવાલો અને શોખેલો પુરૂષ છે. અહીંથીજ ઇરાનની ખરી ફ્રુટ ખાવાની અમોએ શરૂઆત કીધી, અને નાસ્તા ઉપર એક ખુમચો ભરીને કાલા સેંતુરો મુકવામાં આવયા. ગઇ કાલેજ ઝાડનો અમોએ તીડની માફક નાશ કીધો હતો, તેનાં કરતાં આ સેંતુરો વધારે મોટા અને મીઠાં મધ જેવા હોવાથી, અને વળી ખુમચામાં તેનો રસ રેલછેલ થતો હોવાથી, અમોએ બરાબર ઇનસાફ આપી, બીજી ફ્રુટો ચાખવાને જીવ તલપાપડ થતો હતો. અહીંની નદ્દીનું પાણી ખારૂં હોવાથી લોકો કારેજના પાણી પીવામાં લે છે. શેહેરમાં લોકોને ખબર પડી કે આ ટોળી સાથે એક ડાકટર પણ આવ્યો છે એટલે બીમારોનું પુછવુંજ શું પડે! ડાકટર ગુદર્ઝ હરેકને તપાસી દવા આપતા હતા. ડાકટર અમારી સાથ શેહેર જોવા બહાર નીકલતા હતા, એટલામાં ત્યાંના હાકેમની બાયડી બીમાર હોવાથી ઇજન આવ્યું. આથી અલબતાં અમારી ટોળીની ઇજતમાં વધારો થયા હતા.

## મારા નામ સાથ અટક્યાની.

જ્યારે અમો કરાંચીથી ટ્રેન મારફતે દુઝદાબ આવતા હતા, ત્યારે અમારા ટોળીમાંના કોઇ કહે કે ભાઇ ખોદાને ખાતર તારી 'મુલ્લાં' અટક છોડી દે, કારણ કે જો ઇરાનના મુલ્લાંઓ એ પ્રમાણે જાણશે તો ઝઘડા બનવાનું કારણ મલશે. હું તેઓને જવાબ આપતો હતો કે, ઉલટા તે લોકો ખુશી થઇ આપણને ઇઝત આપશે. છેલ્લે બધાઓ કહે

કે તારૂં માનેક નામ હીન્દી છે, વાસ્તે હવેથી તુંને મીનોચેહર બોલાવીશું, અને એજ નામે બોલાવવા લાગ્યા. હું વીચારમાં પડયો કે હજી તો ઇરાન આવે નહી એટલામાં એ લોકો કહેવા શું માંગેચ! બામ શેહેરમાં જ્યારે અરબાબ બેહરામ બેહરૂઝે પોતાના ૧૩ વરસના દીકરા 'માનેક'ની અમો સાથે ઓળખાણ કરાવી કે સઘળાઓ વીચારમાં પડયા, અને ત્યાર પછી હું પાછો માનેક તરીકેજ ઓલખાવા લાગ્યો. મરહૂમ શેઠ માનેકજી હાંટરયાની ઇરાન દેશના જરથોસ્તીઓ તરફની જાનફેસાનીની યાદમાં પોતાના છોકરાનું નામ 'માનેક' પાડયું હતું.

## જોવા લાયક જગ્યાઓ.

બામ શેહેરની આજુબાજુ સારા બાગો અને તરકારીના ખેતરો માલુમ પડે છે. શેહેરની બહાર એક પડત હાલતમાં ઉભેલો કીલ્લો છે, જેને ત્યાંના લોકો 'કલેહઇ બહમન' કરીને કહે છે. અહીંના લશ્કરનો વડો યાવર (મેજર) સયફુલાખાનની મુલાકાતે જઇ કીલ્લો જોવાની ઇચ્છા દરશાવતાં તરતજ પરવાનગી આપવામાં આવી હતી. આ કીલ્લાથી થોડે દૂર એક ખંડીયેર આવેલું છે, જેને વાસ્તે કહેવામાં આવે છે કે તે અસલી જમાનાનું કોઇ એક આતશકદેહ હોવું જોઇએ. બીજું તો અહીંયા જોવા લાયક કાંઇ નથી.

યાવર સયફુલાખાન એક બાહોશ ઓફીસર માલુમ પડતો હતો, અને રૂસ તથા ફ્રાન્સમાં ફરી આવેલો હતો. પોતાની વાતચીત દરમ્યાન ઇરાની જરથોસ્તીઓ તરફની પોતાની ફીદાગીરી અને યાહ ખુલ્લો જણાવ્યો હતો, ના એટલુંજ નહીં, પણ યઝદમાં જ્યારે એ શુરો સીપાહ લશ્કરના વડા તરીકે હતો, ત્યારે ત્યાંના ઇરાની જરથોસ્તીઓને સતાવનારા મુસલમીનોને કેમ જેર કીધા હતા તેનો ઇસારો હસમુખા ચેહરે કરતો હતો. અમો અહીંના હાકેમને પણ મલ્યા હતા, અને આ બેઉ ઓફીસરોએ અમારા મકાનમાં આવી અમોને વલતી મુલાકાતનું માન આપ્યું હતું.

## ઇરાની બચ્ચાંઓની કેળવણી લેવાની તલબનો ઇશારો.

અહીંયા બીજન નામના ૧૪ વરસની ઉમરના ચાકરીએ રહેલા ચાલાક બચ્ચાંએ મને હરૂસેથી કહ્યું કે અગર જો મને મુંબઇ લઇ જઇ કેળવણી આપે તો હું તેના બદલામાં ઘેરનું કામ કરૂં. ના એટલુંજ નહી પણ જ્યારે અરબાબ બેહરામ બેહરૂઝીને પોતાનાં બચ્ચાંની કેળવણીને વાસ્તે જણાવવામાં આવ્યું, ત્યારે જો કે, તેણે ઇરાની

બચ્ચાંઓને કેળવણી આપવાની ખાસ અગત્યતા દેખાડી હતી, તે પણ પોતાની ખરચ કરવાની અશકતીનો કાંઇક ઇસારો આપ્યો હતો. વળી અમો જ્યારે કવેટામાં હતા, ત્યારે કેરમાનના પાંચ ગરીબ ઇરાની બેરાદરો મુંબઇ જવા સારૂં ઉંટ ઉપર બેસી દુઝદાબ આવી ત્રેનમાં કવેટા આવ્યા હતા, અને ડાકેલા હોવાથી અહીંના કેરેવનસરામાં ઉતર્યા હતા. અમો દરરોજ તે લોકોની મુલાકાત લેતા હતા, અને એક દીવસે જ્યારે હું સવારે મલવા ગયો, તો બે જણાઓ એક ખુણામાં બેસી કાંઇ ચોપડી વાંચતા જણાયા. મારી અજાયબી વચ્ચે મેં જોયું કે તે ચોપડી કાઇજ નહીં પણ ફારસી ઇંગ્રેજી શીખવાની ચોપડી હતી, અને તે બીચારાઓ પણ કેળવણીની કીમ્મત પીછાણુતા હતા.

પ્રીય વાંચક! કેળવણી વગર એ બીચારાઓની કેવી તંગ હાલત છે. જ્યાં સુધી બદનમાં શકતી હોય ત્યાં સુધી સખત મહેનત કરે અને જ્યારે તાકાત કમ થાય ત્યારે તે બીચારાઓની અને તેઓના કુટુંબની શી હાલત! અરે કોઇને ત્યાં તો રાંધવાના વાસણુબી નથી. બીચારાઓ છાસ અને નાન ખાઇ દહાડો પસાર કરે. અને જ્યાં ખાવાના વાખા ત્યાં કપડાં તે શું પેહરે? ફાટાંતુટાં કપડાં પેહરી, જીગરમાં જરથોસ્તી આતશની પીદાગીરી હંમેશની તાજી રાખવા ગળામાં દોરીથી બાંધેલી બહુજ નાની ઝંદ અવસ્તાની ચોપડી ચામડામાં સીવી લીધેલી ખીસામાં રાખી નજરે પડતા હતા. બક્ષેસ મલતી વખતે આ બીચારા મુલકાંઓ જે દુવાનો અવાજ પોતાના મોંહમાંથી બહાર પાડતાં હતાં, તે સમજવાની તક મલવાને લીધે હું તે પરવરદેગારના હઝારોહઝાર શુક્ર કરતો હતો.

વહાલા વાંચનાર! જે મેં મારી નજરે જોયું છે તેજ લખું છું. કેળવણી વગરના હીરા જેવા ચંચળ બચ્ચાંઓ છેક 'તાફ્ત' ગામથી લગભગ ૧૫ માઇલ પગે ચાલી યઝદ શેહેરમાં ગધેડાં ઉપર ફ્રુટ લાવી વેચી, અને પછી ગધેડા ઉપર બેસી ચાલતા થતા. અરબાબ સોહરાબના ઘેરની પછવાડેની ગલીમાં હું કાંઇક મનમાં બળાપા સાથે ઉભો રહી તે દેખાવ નીહાલતો હતો. એ બીચારાઓનો શું વાંક! સદીઓ વેર જાલેમોની સંગતમાં વસવાથી એઓ જ્યાંવેર નીતીનો એલમ શીખે નહી ત્યાંવેર કદીબી સુધરનાર નથી, વાસ્તે મુસ્તકીમ પાયા ઉપર રચાયલા કેળવણીના સાંધણો જોઇએ.

## • અસલી દીલસુઝ.જરથોશતીઓ.

અરે! અરધી સદી ઉપરના હીંદુસ્તાનના દીલસુઝ જરથોસ્તીઓએ ઇરાનમાંથી ફકટ જજીઆ નામનો જુલમી કર કાઢી નાખવા સારૂં નજરાણા આપવામાં, લડવામાં વગેરેમાં રૂ. ૧,૦૯,૫૬૪ ખરચ્યા હતા. અરે! બહેસ્ત હોજો! તે કમીટીના મેમ્બરોને, કે જેઓએ પોતાની ધંધાધાપાની બહોલી રોકાણ છતાં વરસોવેર કાંઇક સંખ્યાબંધ અરજીઓ ઇરાનનાં જરથોસ્તીઓની બહેતરીને સારૂં કાંઇ પણ બબડયા વગર કીધેલી હતી. યઝદના આતશબહેરામમાં દરરોજ સાંજે ધર્મી મીજલસ મલતી હતી, અને મારા ઉપડવાના છેલ્લે દીવસે તેઓએ મારી તરફથી જે આશાઓ રાખી હતી, તેનો ચીતાર હજી પણ મારી આંખો સનમુખ ઉભો છે.

પ્રીય બેરાદર! તું જાણ, કે અમારી મોટરો નવીસવી હોવાથી પહેલાં તો કાંઇક બેસવાની ગમત પડતી હતી. જેમ જેમ દીવસો પસાર થતા ગયા, તેમ બીચારી મોટરોની કમરને (સ્પ્રીંગોને) પણ જરા જરા લચક આવતી ગઇ. તેનું ઉપરનું ખોખું પણ જરા પોળું થતું ચાલ્યું, તેમ તેમ અમારા શરીરનું બી ખોખું જરા જરા અફલાતું ઝીખાતું હતું. પહેલાં તો આપણે જાણ્યે કે હશે, પણ પછી માથાંની ખબરો અવાર નવાર લેવાતી ગઇ, અને માત્ર એટલાજ હીસાબે અમો કેરમાન વેર તો આવી લાગ્યા.

બામ શેહેરમાં ભાગ્યેજ મરણ થતું હોવાથી દોખમા જેવું કાંઇ નથી, પણ લાસને શેહેરની દુર આવેલા એક પહાડ ઉપર તડકામાં ખુલ્લી મુકવામાં આવે છે.

### આનંદી સાંજ.

અમોએ ક્વેટા છોડયા પછી બહુ લાંબે વખતે અહીં એક આનંદી સાંજ પસાર કરી હતી. ભલા અરબાબે અમારી પરોણાગત કરવામાં કાંઇ બાકી રાખ્યું ન હતું. પેલા જવાન બીજને મરહૂમ કવી એશ્કીનો ‘રસ્તાખીઝ’ નાટક કાંઇક ગંભીરાઇથી ઇરાની દપ ઉપર ગાઇ સંભલાવ્યો હતો, જ્યારે બીજી તરફથી નામાંકીત કવી ફીરદોસીના શાહનામાની બેટો મેં ખુબ જોમ સાથે વાંચી હતી. ખાણા ઉપર અરસપરસ ઇરાની ઝબાનમાં સલામતીઓ લેવાયા બાદ ખુશ ગોફતગોમાં તે સુણી રાત પસાર કરી મોડેથી સુઇ ગયા. અહીંયાથી મેં મારી ફારસી ઝબાનદરાજી શરૂ કીધી હતી.

બીજે દીવસે સવારે એક મજલસ ભરવામાં આવી કે જેમાં બામ શેહેરની તમામ જરથોશ્તી અંજુમને ભાગ લીધો હતો, અને અરબાબના ભલા ગુણોની તારીફ કરી, અમારી કીધેલી પરોણાગત માટે ઉપકાર માની, અમો તરફથી એક વાઝ ભેટ આપવા સાથે, ત્યાંની અંજુમનનાં ફંડમાં સારી જેવી રકમ ભરવામાં આવી હતી. અંજુમન તરફથી અરબાબે અમારી આમદ માટે ખરા જીગરથી ખુશાળી જાહેર કીધી હતી.

## બામથી કેરમાન (૧૩૮ માઇલ).

અહીં એક વાર ફરીથી સવારે સકાળેથી નીકળવાને બદલે, પેટની પુંજા કરી, શેહેરની બહાર ટેલીગ્રાફના સ્ટેશનમાં જ્યાં અમારી મોટરો રાખવામાં આવી હતી. ત્યાં સામાન લાવી, ખાવાપીવાનું વગેરે બાંધી લઇ, છેક બાર વાગે બામ શેહેરથી કેરમાન જવાને સારૂં ઉપડ્યા. અરબાબ બેહરામ બેહરૂઝી વગેરે જેઓ ત્યાં હાજર હતા, તેઓને મલી ભેટી, ખુશાળીનાં અવાજો વચ્ચે ત્યાંથી અમારી મોટરોએ હવે ચાલ મુકયું. લુતના બીયાબાનમાં ગાઇડ વગર અમોએ સુખ જોયલુ હોવાથી, અહીંથી એક ઇરાની જવાન કે જે કેરમાન જવાનો હતો, તેને અમોએ સાથે લઇ લીધો કે રસ્તો દેખાડવાને કામ આવે! સુરજનો તડકો હવે સખ્ત લાગતો હતો, અને અમારા રસ્તામાં દહારઝીન, અબારીક વગેરે મલતા ગામોમાંથી પીવાનુ પાણી ભરી લઇ, બામથી લગભગ ૮૦ માઇલ આગળ વધતાં રાત્રે 'રાયન' નામના એક મોટા ગામ તરફ આવી લાગ્યા, કે જ્યાં ટેલીગ્રાફનું સ્ટેશન આવેલ છે. મારે જણાવવું જોઇએ કે, દહારઝીન ગામ છોડયા પછી બે રસ્તાઓ આવે છે, કે જ્યાંથી તેહરૂદને રસ્તે માહુન અને કેરમાન જવાય છે. પણ એ રસ્તો ખરાબ હોવાથી, અમોએ અબારીક તરફ જઇ રાયન, કરીમાબાદ, માહુન થઇ કેરમાન ગયા હતા.

આ રાયન ગામ અમારા રસ્તાથી ૧ાા માઇલ અંદર હોવાને લીધે અને વળી અંધારૂ થયલું હોવાથી અમો બીધા કે રખેને રેતીવાળા ભાગમાં મોટરો બેસી જાય, તે સબબથી પેહલા ઇરાનીના જણાવ્યા પ્રમાણે અમારા રસ્તા ઉપરજ આવેલું દેહમીરજા (દેહ એટલે ગામ) તરફ અમોએ હંકાર્યુ. હવે રાત અંધારી હતી, અને માત્ર આસમાનના સેતારાઓનીજ રોશનીથી અમો બીયાબાનમાં જેમ તેમ રસ્તો કાપતા

હતા, તેવામાં એક રેતીના ઉંચા ઢગ• ઉપર ડોડજકાર ચઢી ગઇ. તરતજ અમો સઘળા બહાર નીકલી પડયા, અને ડોડજને જેમ જેમ પાછી પછવાડે ચલાવવામાં આવે તેમ તેમ તે વધારે બેસ્તી જતી માલુમ પડી. આ જગા નજદીક પાણી ન હોવાને લીધે તથા સાથે પવનના ઝપાટાથી છુટી રેતીઓ ઉડતી હોવાથી રાત પસાર કરવાને તે બીલકુલ નાલાયક હતી. કોઇ બોલે કે રાયન ગામ તરફજ મોટરો હંકારી હતે તો સારૂં થતે! અને કોઇ કહે કે બાપુ! પેલાં વહેતા પાણી આગલની જગા કેવી સરસ હતી કે ત્યાંજ રાત પસાર કરતે તો ઠીક પડતે! ગમે તે હોય પણ ડોડજને તો પાછી બહાર કાઢવા સીવાય છુટકોજ ન હતો, અને સામતા દસ માણસોના બળથી પાછલ હઠાવી બહાર કાઢવામાં આવી. હવે પેલો ઇરાની બેરાદર પણ ગુંચવણમાં પડયો કે દેહ-મીરજા કઇ તરફ છે. કોઇનું હસવાનું થાય કે જે હોય તે, બીસતરા છોડી હવે તો અહીંયાજ પડો. કોઇ મનમાં બીચારા ઇરાનીને સાલ-પામડીથી વધાવી ભાંગી તુટી ભાષામાં બોલે કે 'તુમ ગોફત, દેહમીરજા ઇનજા, કુજા?' બધાઓએ વીચાર કીધો કે પેલા ઇરાની જવાન સાથે જરા આજુબાજુ શોધ કર્યે તો ઠીક. જો કે અમો તો ગામની તદ્દનજ નજદીક હતા પણ કીલ્લા માફક ગામની ચોતરફ ફરતી આવેલી દીવા-લને લીધે અમો અંધારામાં કાંઇ પણ જોઇ શકયા ન હતા. અમારી મોટરોની જગાથી માત્ર બસો વાર દુર ચાલતાં અમોને કાંઇ બતી જેવું જણાયું, અને ખબર કાઢતાં માલુમ પડયું કે એજ જગા ઉપર દેહ-મીરજા ગામમાં દાખલ થવાનો દરવાજો છે.

## દેહમીરજા.

ગામમાંથી એક ભોમ્યાને લઇ અમો પાછા મોટરો આગલ ગયા, અને ધીમે ધીમે મોટરોને સંભાલથી હાંકી ગામના દરવાજા આગલ જ્યારે આવી પુગ્યા, ત્યારે જે વખતે કોલમબસે પોતાના માણસો સાથે અમેરીકા ખંડની ભુમી ઉપર પગ મુકયો, ત્યારે જેમ ત્યાંના ઇન્ડી-યન્સો સઘળા એકઠા થઇ અજબ થવા લાગ્યા, તેમ અહીં કંઇક એવોજ દેખાવ થઇ રહયો હતો. અમોનેબી કાંઇ સુજ નહી પડે, કારણ કે આખા ગામના લોકોએ ત્યાં એકઠા થઇ કીલીયાન કરી મુકયું હતું. એક તો અમારા ડોડજના ફાણસની ઇલેકટ્રીક લાઇટ એટલી તો ચલકાટવાલી હતી, કે તે જોઇને તેઓ ખુબ અજબ થતાં

હતા. તરતજ ગામના સરદાર મુજલલ ગુલામ હસેનને ખબર કરવામાં આવી. આ એક અપટુડેટ જવાન્યો માલુમ પડયો, અને અમારી ખેર-આફીયત પુછયા પછી કીલ્લામાં આવેલા પોતાના આલીશાન મકાનનો એક ઓરડો વાપરવાને આપ્યો, તથા પોતાના નોકરોને અમારી ખીદ-મતમાં સોંપ્યા. તરતજ સમાવર ગરમ કરવામાં આવ્યું અને ચા પી તાજા થયા.

આ સમાવર જેમ પાણી ગરમ કરવાનું કાલસાનું બોઇલર આવે છે, તેવુંજ નાનું પીતળનું બનાવેલું હોય છે, કે જેમાં પાણી ગરમ થાય છે. ત્યાર પછી એક નાની કીટલીમાં ઘણી સરખી ચા નાંખી, પેલું ગરમ થયલું થોડું પાણી ઉમેરી, કીટલીને બોઇલરની વચમાં આવેલી સગડી ઉપર મુકવામાં આવે છે. હવે પ્યાલામાં થોડી સ્ત્રોંગ ચા નામી, તરતજ બોઇલરમાંથી કાક મારફતે જેટલું જોઇએ તેટલું ગરમ પાણી રેડવામાં આવે છે. અહીંયા લોફ શુગર વપરાય છે, અને અલબતાં દુધ વગરની ચા પીવાનો રવઇયો છે.

હવે પેટમાં મજબુત કકરી પડેલી હોવાથી જે કાંઇ સુકું પાકું હતું તે ઉપર શુકરાના કરી અમારામાંનાં કેટલાકોએ ત્યાંજ ખાસતરો પાંહરી કમર નાંખી, જ્યારે બાકીનાઓ બાહાર મોટરોમાં ગોઠવઇ ગયા, કારણ કે રખેને કાંઇ સામાન તફરમચા થઇ જાય તેની ફીકર હતી.

## ફારસી ભાષાનું જ્ઞાન.

પ્રીય વાંચક! તેં જોયું હશે કે ઇરાન જવા અગાઉ ફારસી ભાષાનો થોડો ઘણોબો અભ્યાસ કીધેલો હોય તો સારૂં છે, કે જેથી ઇરાન જવા પછી આપણે વધારે કાબુ મેળવી શકયે છીયે, અને ઘણાજ સ્પષ્ટ રીતે ઉચ્ચારો કરી શકયે છીયે. જે ભાષા એક વખતે તમામ કેળવાયલા એશીયા ખંડમાં બોલાતી હતી, જે ભાષામાં આપણા ધર્મની કેટલીક કેતાબોના તરજુમા થયલા છે, તે જેવી ભાષા આજે આપણે છોડી બેઠા છીયે, એ ઘણીજ અફસોસની વાત છે. મને એમ ના કહેવા દેવો કે, આપણને ઇરાન જવાને વાસ્તેજ માત્ર ફારસી ભાષા શીખવાની જરૂર છે; પણ ખરૂં પુછો તો આપણો પુરાણો ધર્મ સાચવવાને સારૂં તથા આપણા નેયાગાનોની તવારીખ જાણવાને સારૂં તેની ખાસ જરૂર છે. અરે તે પારસીઓને વાસ્તે કેવા મગરૂરી ભરયા દીવસો હતા, કે જે વખતે બચપણથીજ બરજોરનામા,

શાહનામા વગેરે વંચાતાં હતાં, અને તેની અસરથી તેઓના કયાની બહુ લોહીની અંદર એક જાતનું લડાયક જોમ પેદા થતું હતું, અને તે કારણથીજ તેઓ બહાદુર બનતા હતા. મરહુમ શેઠ ફરામજી આરીયાના તાલીમખાનાના આજથી બે દાયકા ઉપરના આબરૂદાર જવાન્યાઓ ગરજને વખતે કેવી બહાદુરી દેખાડી પોતાની કોમની ઇજ્જત જાળવતા હતા. તેઓ પણ તમને કહેશે કે ફરામજી પોતાના ચેલાઓને ફક્ત મેહેનત કરાવીનેજ સંતોષ પામતા ન હતા, પણ સાથે સાથે બરજોરનામા, શાહનામા વગેરે વંચાવતા, તથા આપણા બાપદાદાઓએ કીધેલા ભારે પરાક્રમોની વાતો હાથપગના ચેનચાલાથી કરી દેખાડી, તેઓમાં એક જાતનું લડાયક ખમીર સાથે સાથે ઉત્પન્ન કરતા હતા. ફારસી ભાષા એક એવી ભાષા છે જે જરથોસ્તી બચ્ચાનો લડાયક પોશાક છે. પાકઝાદ શાએર ફીરદોસી લખે છે:–

હર આન કસ કે શાહનામે ખાની કુનદ,
અગર ઝન બુવદ પેહલવાની કુનદ.

જે કોઇ શખ્સ આ મારૂં શાહનામું વાંચશે, પછી તે કહો કે ઓરત હોય, તો તે ઓરત પણ પેહલવાનગીરીના જુસ્સામાં આવી બહાદુરી દેખાડશે. તમે દુર કયાં જાવો છો ? ખુદ આપણા નેયાગાનોની તવારીખ ઇરાનના મુસલમાન તાલીમખાનાઓમાં ગવાય છે, અને એમ કરી ત્યાં મેહેનત કરવા આવતાં જવાન્યાઓ તે સાંભળી પોતે પણ પેહેલવાનગીરીના જુસ્સામાં આવી જતાં, મેં મારી નજર સામે જોયા છે. બેરાદરો ! એક ઘાને યાતો એક યુરોપીયન બચ્ચાને ફારસી બોલતો સમજી, તે ભાષાની મીઠાસનું તોલ કરો. ઇનસાલ્લાહ ! તે દીવસની વાર જોઇએ છીએ કે પાર્સા અથવા પર્સીસના રેહેનારા પારસીઓમાં એકવાર ફરીથી ફારસી ભાષા ઘરગતુ બોલાતી થઇ પડે!!!

દેહમોરજ્તથી કરમાન (૬૦ માઇલ).

આજનો દીવસ મુબારક આદર મહીનો અને આદર રોજનો હતો. મારો બેરાદર ફીરોઝશાહ ગઝદર કાઇબી રીતે સાંજ વેરમાં કેરમાન પુગી જવાની ભારે ઇંતેજારીમાં હતો, કે ત્યાં જઇ આતશકદેહમાં ખુશબો મુકી બંદગી કર્યે. સવારે ઉઠી અમારા ઓરડામાંથી બહાર નીકલ્યેચ તો ફુલોનો પમરાત આવતો હતો અને 'કારેજ'ના પાણીની બક્ષેશથી બાજુના ખેતરોમાં તરકારી વગેરે રોપેલું જણાયું. સઘળા-

એએ ચા સાથે બાકી બચેલાં નાન ખાઇ સંતોષ પકડી ઉપડી જવાની તૈયારી કીધી. કીલ્લાના સરદારને ખુદા હાફેઝ ઇચ્છી ગામના લોકના ટોળાંની અજાયબી વચ્ચે ઘોડા વગરની બે ગાડીઓ હવે અવાજ કરતી આગલ વધી.

રાયન ગામથી શરૂ થયલા કરીમાબાદ ટેલીગ્રાફ સ્ટેશનનાં થાંભલાઓથી અમોએ તદનજ જુદો રસ્તો લઇ ૨૪ માઇલ કાપી કરીમાબાદ નામના ગામ આગલ આવી લાગા, જ્યાં પાછા ટેલીગ્રાફના થાંભલા અમારી નજરમાં આવ્યા. અહીંયા પેલી અમારી વહાલી 'છાસ' સાથે દોસ્તી પડી. પેલો ઇરાની કાંઇ ખાવાનું લાવવાને સારૂં ગામમાં ગયો અને જોઇએછ તો કોઇ એક આદમી ભીસ્તીની પખાલ માફક નાની જેવી પખાલ હાથમાં લઇ આવી અમને ગલાસ પકડવા કહે. તો વળી અમારામાંથી એક જન પુછે 'અરે બાબા, ઇન ચે અસ્ત'? તો પેલો અજબ થઇને જવાબ આપે 'ઇન ઇરાની દુગ (છાસ) અસ્ત, દુગ.' પ્રીય વાંચનાર, તું એમ ના સમજતો કે અમારી ટોળીમાંથી બધાજ ફારસી જાણતા ન હતા. પણ અમારી ટોળી કાંઇ ઓરજ હતી, અને બહુ આનંદ મેલવતા હતા. સઉ કોઇ ગલાસ ભરીને પીતા જાય, અને એક બીજાને કહેતા જાય કે ભાઇ સંભાલજો. કહો કે તેની તમામ મસક ખાલી કરી નાંખી, અને ઉપરથી બાફેલાં ઇંડા!

પ્રીય બેરાદર! ઇરાનની છાસની શું વાત કહું? તુંબી એક વખત ફેરો ખા, અને જેમ અમો દરેક જણા ગામ આવે ત્યારે પુછયે કે 'દુગ અસ્ત, દુગ?' તેમ તુંબી પુછતો જજે અને પીતો જજે.

જેમ અમારામાંના દરેકને મોઢે પેલો હેબત ભરેલો શબ્દ 'રીગ' યાદ રહી ગયોચ, તેમ 'દુગ' શબ્દબી કોઇ કાળે વીસરાશે નહી. અમોએ કરીમાબાદથી છાસ પીવાનું શરૂ કીધું તે છેક જ્યારે પાછા ફરતી વખતે ઇરાન દેશની હદ છોડી, ખાનીકુઇ જવાને રસ્તે લગભગ ૧૧૦-૧૧૫ વેરની ડીગ્રીના તાપમાં મધ્ય બપોરે ઇરાક સરકારની મુલકની હદમાં તદ્દનજ નસોસ હાલતમાં આવી લાગા, ત્યારે ત્યાંના કસતમ હાઉસના વડા મી૦ એસ. સાઇમને કટોકટ વખતે જે તાઝગી આપનારૂં છાસનું ગ્લાસ દરેકને આપ્યું હતું, કે જે અમારા નસીબમાં છેલ્લુંજ હતું, તે હજીબી મારા બઝોંગ પેસ્તનજીબાને યાદ હશે.

**માહુન.**

હવે છાસ પીધાથી અમુને જરા તાજગી મલી કે પાછા મોટરોમાં

ચઢી બેઠા. ટેલીગ્રાફના થાંભલાઓ આગલથી હવે ગાંડા હાથીની માફક મોટરો દોડવા લાગી. એમ કરતાં ૧૫ માઇલ કાપી માહુન નામના ગામ આગલ આવી જરા આસાયશ લીધી. આ એક અહીંના લોકોની પવીત્ર જગા છે. અહીંથી પાહડો ઉપરનું બરફ સફેદ ચાદરની મીસાલ અમોને જણાવા લાગું. પેટમાં કકરી પડેલી હોવાથી જરા ત્યાંથી મીઠાઇ વેચાતી ખાઇ તથા કારેજના પાણી પી દમ ખેંચ્યો. અહીંયાના ખેતરોમાં ખસખસના છોડવા જોવામાં આવ્યા. માહુનથી કેરમાન હજી ૨૧ માઇલ દુર હતું, અને પેલી નાપાક રેતી પાછી શરૂ થઇ, તે કેટલેક ઠેકાણે તો વીસથી તે ત્રીસ ત્રીસ ફીટ જેટલા સોપારાની માફક ઉભેલા ઢગલા અમારા રસ્તા વચ્ચે આવવા લાગ્યા. માહુન આગલ પાછી ડોડજ રેતીમાં બેસી ગઇ જે વખતે અમારી સાથેનો બામવાલો ફરએ ઇરાની બહુ કામ લાગ્યો હતો, અને એજ મતલબથી અમોએ તેને સાથે લીધો હતો.

## અર્દશીર બાબેકાનનો કીલ્લો.

હવે મોટરોને વાંક આપી બહુજ સંભાલથી હાંકવામાં આવતી હતી. કેરમાન જતાં માર્ગમાં અસલી કેરમાન શેહેરનાં ભાંગટુત હાલતમાં ઉભા રહેલાં ખંડીયેરો જોવામાં આવ્યાં. વધારે નજદીક જતાં અર્દશીરનો ૧૭૦૦ વરસની વાત ઉપર પહાડ ઉપર બાંધેલો કીલ્લો નજરે પડવા લાગ્યો, અને તેની બાજુની ખીણમાં લીલોતરીથી ભરપુર બાગો દેખાવા લાગ્યા. એમ કરતાં કાંઇક ઉલટ સાથે અમો અસલી કેરમાન શેહેરમાં સાંજે ૬) વાગે દાખલ થયા, જ્યા ડા૦ મીનોચેહેર દાદા, અરબાબ શરોષ શેહેરયારે ખુદાબક્ષ અને તેવણના ભાઇ ફરીદુન વગેરેએ અમોને આવકાર આપો, અમારી ખેરઆફ્રાયત પુછી, અમોને અરબાબ શરોષ્યાનના બાદશાહી બાગમાં આવેલા આલીશાન મકાનમાં ઉતારો આપ્યો. માય બેરાદર! તું જોશે કે તારીખ ૭ મી મેએ તદ્દનજ નવી મોટરોમાં દુઝદાબથી ઉપડેલા તે લુતના રેતીવાલા રણમાંથી ૬૬૨ માઇલની અતારય ઠાકવી નાખનારી અને જંજાલ ભરેલી મુસાફરી કરી અંતે તારીખ ૧૫ મી મેએ કરમાન શેહેરમાં આવી લાગા.

## કુદરતી આવકાર.

સરદાર સેપાહ રીઝાખાનની બરકતથી હવે ઇરાનમાં સખ્ત આઝાદી જોવામાં આવે છે, અને તે સબબે શીરાજના બુલબુલા કરમાનમા આવી

અમારા બાગના ઝાડો ઉપરથી કાંઇક એવી રીતનો ઇસારો કરતાં માલુમ પડયા, કે "ઓ તમો બલુ લોહીના કયાની ઓલાદના બેટાઓ ! અમોને આજ કેટલોક વખત અગાઉથી આગાહી થઇ હતી કે, હીન્દ ઝમીન તરફથી અસલી જરથોશ્તી ધર્મ પાળતી એક ટોળી મહા મુસીબત ખમતી ઇરાન સરઝમીન ઉપર આવી લાગશે, અને અહીંયાની બાર સદીઓ વેર દુખમાં દીવસો પસાર કરતી પોતાની ગરીબ લાચાર કોમ તરફ રેહેમની નજરથી જોશે, અને તેઓ તરફ પોતાનો મદદનો દસ્ત લંબાવશે. એ ટોળીની અમો કેટલોક વખત થયો આતુરતાથી રાહ જોતા હતા, અને આજે તમુને આવકાર આપતાં અમોને અતીશય ખુશાળી પેદા થાય છે. મહાન પયગમબર અશો સ્પીતમાન ઝરથુસ્ત્રની તારીફ હવે હમો બીનદેહસતે કોઇનાબી બાગના ઝાડો ઉપરથી ગાઇએ છીયે, અને હવે કયાની ઝમાનો પાછો શરૂ થાય એવા દરેક ચીન્હો દેખાવા લાગ્યાં છે. વ્હાળા બેટાઓ ! તમારી તમામ ઇરાનની મુસાફરી ફત્તેહમંદ થાય ! અને જ્યારે તમો તમારા દેશમાં પાછા ફરો, ત્યારે આ એક ટુંક પેગામ અમારી તરફથી તમારી કોમને કહેજો કે 'તમારૂં માદર વતન તમુને પાછા બોલાવે છે, અને તમારા આવવાની આતુરતાથી રાહ જોવે છે.'"

આટલું બોલી આ શીરાઝના બુલબુલોનું ટોળું કાંઇક નખરાં અને લાડ સાથે મીઠા સરોદો કાઢતું અમારા બાગમાંથી ઉડી ગયું, અને અમારા દીલમાંનો આતશ માદરવતન તરફ પજરતો રહ્યો.

## ઇરાનના આતશ-કદેહો.

ખોદાની મેહેરથી ઇરાનમાં એક પછી એક ધર્મના મકાનો બંધાવાની તઇયારી થઇ રહી છે. અત્યાર આગમચ તો તેહેરાનમાં સારા બાગબગીચાવાળા કમ્પાઉન્ડમાં પરસીપોલીસના નકસીદાર મીનારાઓની માફક પથ્થરનાં ઉભા થાંભલાઓ સાથનું બાંધેલું મજબુત રોનકદાર આતશકદેહમાં રાતદીન આતશ બળતો રહ્યો છે.

કેરમાનમાં પણ ચતપત્યા દાકટર દાદાની મહેનતથી આતશ રોશન કરવામાં આવ્યો છે, અને તે આતશને હવે પછી હંમેશનો રોશન રાખવાને એક સારૂં જેવું ફંડ ઉઘરાવવાની મહેનત કરી રહ્યા છે. હું દરેક ધર્મી જરથોસ્તીને નમ્રપુર્વક અરજ કરૂં છું કે, પોતાની ગુંજાસ પ્રમાણેનો ફાળો જો આવા સબકતા કામમાં આપશો તો તેઓ ખરેખર

નસીબવંત ગણાશે. ઇરાન દેશની એક બાજુ તેહેરાનમાં તથા તેનાં છેક બીજી બાજી કેરમાનમાં જ્યારે આતશકદેહોમાં આતશ રોશન કરવામાં આવ્યો છે, ત્યારે આ બે મોટા શેહેરોનાં વચ્ચે આવતું યઝદ શેહેર કે જ્યાં જરથોશ્તીઓની મુખ્ય વસ્તી છે, ત્યાં પણ હવે એક નવું આતશબહેરામ બંધાવવાનો ઇસારો મારે કાને આવી ચુકો છે. ઇનશાલ્લાહ! જ્યારે આ ત્રણે આતશો ખુદ પોતાના આલીશાન મકાનોમાં રોશન થશે, અવસ્તા પેહેલવીના લફ્ઝો બોલાતા થશે, અસલી ક્રીયાકામો અને જશનો ચાલુ થશે, ત્યારે અને ત્યારેજ ઇરાન દેશના જરથોશ્તીઓની કમનસીબી દુર થશે.

અરે બેરાદર! તું ઉતાવલ્યો થઇ મગરૂરીથી એમ ના બોલ યા ખુદાને ખાતર તારી કલમ એમ ના ચલાવ, કે ઇરાનના જરથોશ્તીઓમાં ધર્મ જેવું કાંઇ નથી. તું ખાત્રીથી માનજે કે તેઓના જીગરમાંનો જરથોશ્તી આતશ તું ધારે છે તે કરતાં હઝાર દરજ્જે વધુ જોશ સાથ બળે છે. બાલી બહારના પેહેરવાસથી તથા બાતેનનો ભેદ જાણ્યા વગર એ બીચારાઓનું તું બદનામ ના કર! હા, હું કબુલ કરૂંચ કે કોઇકોને મેં પણ જોયા, પણ તે ખામીઓ કેવા કેવા સંજોગોથી ઉભી થઇ હતી, તેનાં તેં કારણો જાણવાની કોશેશ કીધી છે? મીચ વાંચક, તું જાણ, કે ૧૩ સદીઓ વેરનો ભારે ઝુલમ તથા ધર્મનાં આંધળા ઝનુનને લીધે પોતાના ધર્મ ઉપર જાનફેસાન કરનારા જરથોશ્તીઓને સુદરેહ કુસ્તી છુપાવીને પેહેરવો પડતો હતો, અને એવી રવેસે ગામડાઓમાં રેહેતા કોઇક જરથોશ્તીઓને હાલમાં તું જોતો હશે, એમાં એ બીચારાઓની શું તકસીર!

## શેહેરે કેરમાન.

ઝાડપાન વગરના રેતાલ રનમાં આવેલા આ કમનસીબ શેહેરમાં દાખલ થઇ જોઇએચ તો, દરેક ઘરને બહારથી લગભગ ૧૨ થી ૧૫ ફીટની ઉંચી દીવાલ તથા બાજુએ એક નાનો દરવાજો, એ પ્રમાણે પોતાના ઘરનો બહારના બદમાસોથી બચાવ તરીકે ઉંચી દીવાલ રાખેલી હોય છે. વચમાં મોટો ચોક કે જેમાં એક હોજ તથા ચોકના પ્રમાણમાં બાગ બનાવેલો હોય છે.

કેરમાન શેહેર ઉચા પહાડોની વચ્ચે આવેલું છે. તે દરયાની સપાટીથી લગભગ ૩૧૦૦ ફીટ ઉંચુ છે. આ શેહેરમાં લગભગ ૫૦,૦૦૦

માણસોની વસ્તી છે, જેમાંથી ૨૩૦૦ જરથોશ્તી ઇરાનીઓ છે, જેઓનો મોટો ભાગ ખેતીવાડી કરે છે, જ્યારે બાકીનાઓ કાપડના વેપારીઓ છે. અહીંના ગાલીચા દુન્યામાં વખણાય છે, જે બનાવવાનાં મોટાં મોટાં કારખાનાઓ છે, અને જથાબંધ અમેરીકા ચઢાવવામાં આવે છે. અહીંયા કુશાદે જગ્યાના કમપાઉન્ડવાલી બે હોસપીટલો છે, જેમાંની એક મીશનરી તરફની અને બીજી જરથોશ્તીઓ તરફની છે. અહીંયા જરથોશ્તીઓના ઉતારા માટેની એક જગ્યા છે. કેરમાનની આજુબાજુનાં ખેતરોમાં પુષ્કળ ખસખસના છોડવા તથા ઘઉં રોપેલા જોવામાં આવે છે. અહીંયાથી ગુંદરની નીકાશ થાય છે. ખજુરનો પાક પણ પુષ્કળ છે અને ઘણા સ્વાદીષ્ટ છે. કરમાનનું બજાર જોવાલાયક છે.

## કેળવણી.

ઇરાન દેશના જરથોશ્તીઓનાં ભલામાંજ પોતાનું ભલું સમજનારો બુઝોર્ગ અરબાબ જમશીદ જેહાંગારે, પોતાની ગમે તેવી મધ્યમ હાલત છતાં, પોતાના ગાંઠના પૈસાથી હમ કોમના ગરીબ બચ્ચાંઓને શરૂઆતની કેળવણી આપવા બે સ્કુલો સ્થાપેલી છે, કે જેમાં ૪૦) છોકરાં તથા ૫૫) છોકરીઓ મફત કેળવણીનો લાભ લે છે. જ્યારે અમોએ આ સ્કુલોની મુલાકાત લીધી, ત્યારે નીરદોશ બચ્ચાંઓની ગરીબાઇ જોઇને અમારૂં દીલ ભરાઈ આવ્યું, અને તેને પરીણામે અમોએ અમારા ખીસા ખાલી કીધા.

પોતાની જુવાનીમાં પોતે નજરે જોયલા ભારે ઝુલમની જ્યારે તે પુર ગંભીરાઇથી વાત કરતો, ત્યારે કોઇપણ સખ્ત દીલના માણસની આંખો આંસુથી ભરાઇ આવે, તોપણ તે રીઝાશાહના હાલના વખતને વાસ્તે આશાવંત લાગતો હતો.

બીજી એક સ્કુલ જરથોશ્તી છોકરીઓની છે, કે જેમાં ૭૮ છોકરીઓ કેળવણી લે છે, કે જેનું મોટું મકાન અરબાબ શેહેરયાર તાફ્તીએ બંધાવી આપ્યું છે. આ સ્કુલમાં દોરા રંગવાનો તથા મોજાં ગુંઠવાનો વગેરે હુન્નર શીખાડે છે, અને તેના સુંદર નમુનાઓ અમોને બતલાવ્યા હતા. આ સ્કુલની દરેક રીતની દેખરેખ અરબાબ શેહેરયાર ખુસરૂ નામના લાયકીવાળા ગ્રહસ્થ કરે છે.

જરથોસ્તી છોકરાંઓની સ્કુલમાં ૧૪૫ છોકરાંઓ કેળવણી લે છે, અને અહીંની 'પરસીયન ઝોરાસ્ત્રીયન અમીલીઓરેશન સોસાઇટી' એ સ્કુલને પૈસાની મદદ કરે છે.

સામટી રીતે લેતાં અહીંયાના જરથોશ્તી છોકરા છોકરીઓને કેળવણી આપવાનું કામ ઘણુંજ સંતોષકારક માલમ પડયું અને એ કામમાં ઉલટ ધરાવનારાઓ વાજબી મગરૂરી લઇ શકે.

### કેરમાનનું નવું આતશકદેહ-લેડી નવાઝબાનુ રતન તાતા.

અહીંયા આગલા વખતના બે જુના આતશકદેહો છે. પણ હાલમાં તે મોહલ્લાઓ પારકી જાતથી વસાયલા હોવાથી ખંતીલા ડાકટર દાદીએ અરબાબ સરૂષ જેહાંગીર તથા તેવણના મહેરદાર શીરીનબાનુ તથા જમાઇ અરબાબ રૂસ્તમ ફરરોખની મહેરબાનીથી સારી જગ્યાએ એક બાગવાલું લાયક મકાન પસંદ કરી ત્યાંના જરથોશ્તીઓમાં ધર્મનો આતશ રોશન કીધો છે. આ કામમાં લેડી નવાઝબાનુ તાતાના નામનો તથા તેવણ ઉપર બાંધેલી આશાઓનો ત્યાંના જવાન્યાઓએ મારા કાનમાં નાંખેલો ઇસારો જે હજી વેર ગનગનાત કરતો હતો, તે હવે દુર થશે. આ આતશકદેહને જાથુકનું નીભાવવાને દીનદાર જરથોસ્તીઓ જે કાંઇ પૈસા પોતાની ગુંજાસ પ્રમાણે આપશે, તો તેમાં તેઓ ખરેખર પુન્ય હાંસેલ કરશે. અરે! મારી નજરેનજર જ્યારે લગભગ ૧૫૦ ઉધરતા જવાન બચ્ચાંઓને કુસ્તી કરી બંદગી કરતાં જોયા, ત્યારે મનમાં વીચાર કરૂંચ, કે આ કાંઇજ નહી પણ નવા આતશકદેનાજ પ્રતાપ છે.

### કેરમાનના જરથોશ્તીઓનો આશાવંત મામલો.

એમાં તો કાંઇજ શક નથી કે નવા આતશકદેહની હસ્તીથી કેરમાનનાં જરથોશ્તીઓમાં પોતાના ધર્મની મોતેબરીનો સારો ખ્યાલ બેઠેલો નજરે પડયે છે, અને મારી તો ખાત્રી છે કે જે રીતે કેરમાનમાં હાલ અપાતી કેળવણી, ધર્મજ્ઞાન તથા સુધારોવધારો જો ચાલુ રહ્યો તો થોડાક વખતમાં ત્યાંના જરથોશ્તીઓની હાલત ઘણીજ આશાવંત નીવડશે.

### કેરમાનની સ્કુલમાં જરથોશ્તી છોકરાઓની દુવા.

અમારી ઇરાનની મુસાફરી દરમ્યાન જ્યારે અમો અસલી કેરમાન શેહેરમાં આવી પુગ્યા ત્યારે તારીખ ૧૯ મી મેએ મદરેસેઇ જરથોશ્તીયાને ઇરાનવાળા આલીશાન ઇમારતના સુંદર હોલમાં એક દમામદાર મેળાવડો ભેગો મલ્યો હતો, જ્યાં સ્કુલના આસરે ૧૫૦ છોકરાંઓ ઉપરાંત બીજા ગ્રહસ્થો મળી લગભગ ૨૫૦ માણસો ભેગા

મલ્યાં હતાં. શરૂઆતમાં સ્કુલના એક માસ્તર મીરજા બરઝોરે હોલની અંદર છોકરાંઓને હારેદોર ઉભા રાખ્યા પછી આ નીચે લખેલી બેટો ગાવામાં આવી હતી. જે ઉપરથી જોવામાં આવશે કે ઇરાની બચ્ચાંઓ આપણી તરફ કેવી આશાઓ સાથે હાલ પોતાનો વખત પસાર કરે છે.

વહ કે આયતે એજલાલ મારા શુદ પદીદાર,
કઝ જાનેબે હિન્દુસ્તાન શુદન્દ ઇન જમયે અબરાર.
ઝમાને શાદમાની અસ્ત-નેહ રૂઝે સરગેરાની અસ્ત,
કામે દેલ કનુન ગસ્ત હાસેલ-મરહબા અઝ ઇન બખ્તે મુકબેલ.
અય હમ વતનાન તબરીકે મા બર શુમા-કીનદમ રાયતે એકબાલ.
ઇન દસ્તેહ હમકીશાન કે ઇરાન રા બેબીનન્દ,
અઝ બહરે નશીમન જાયે અજદાદી ગુઝીનન્દ.
શવદ રૂઝે મસરરત-બે મા અફસોરદેહ મેલ્લત
પસ સાયરે હમકીશે દુન્યા-ઝીન બાબત રોખ આરન્દ બરેમા.
આનગે સાહતે કેશ્વર મુસફફા શવદ
કાક સામે સનાઇય બાઝો પયદા શવદ.
માઝીન પારસીહાયે મુઅઝઝમ ગશ્તેહ મમનુન
કઝ રસ્મો તરીકે મરદુમીઓ લોત્ફ અફઝુન
સુયે મા રૂ નમુદન્દ-દરે રાફત ગશુદન્દ.
ઑારી ઇન બુવદ રસ્મે અહરાર-બુદન અઝ ઝઇફાને ખબરદાર.
યા રબ ઇન બુઝોરગાન રા મુવફફક બેદાર
તા બર મકસદ આયન્દ અઝ કરમ કામગાર.

'અરે! અમો કેવા નસીબવાલા છીયે કે તમો જેવા હીન્દુસ્તાનથી આવેલા ગ્રહસ્થોથી અમારી મોટાઇમાં વધારો થયો છે. ખરેખર એ ઘણો ખુશાળીનો વખત છે, અને દલગીર થવાનું કાંઇ પણ કારણ નથી, કારણ કે અમારા સારા નસીબે દીલની મુરાદ હવે હાંસેલ થઇ છે. અરે! અમો તમુને મુબારકબાદી આપ્યે છીયે અને ઇચ્છીયે છીયે કે આબાદીનો વાવટો તમુને રસ્તો દેખાડે. આ હમદીનોનું ટોળું માદર વતન ઇરાન જોતાંનેવાર પોતાના બાપીકા વતનને પોતાના હંમેશના રહેઠાન તરીકે પસંદ કરશે. જો એમજ હોય તો ખરેખર અમારી જેવા આજુરદે થયલી કોમને વાસ્તે તે દીવસ ઘણોજ ખુશાળીભરેલા છે, અને પછી દુન્યાના આપણા બીજા જાતભાઇઓ પણ ઇરાન સર ઝમીન

તરફ ખેંચાશે. અને જ્યારે જુદી જુદી જાતના કારખાનાઓ અહીંયા ઉઘડશે ત્યારે ઇરાન આબાદ અને ઝળકતું થશે. અમો તમો જેવા જરથોશ્તી ગ્રહસ્થોના આભારી છીયે કે જેઓ પોતાની સાલેસાઇ અને બેહદ મેહરબાનીથી અમારી તરફ પધારયા છો અને એમ કરીને અમારી ઉપર માયાનો દરવાજો ખોલ્યો છે. ખચ્ચીતજ ગરીબ અને ઝઇફ લોકોની હાલતથી ખબરદાર રહેવું એ ઉદાર માણસોની રીતભાત છે. ઓ ખુદા! આ આપણા દેશ તરફ પધારેલા સાહેબો ઉપર તારા આશીરવાદ બક્ષ કે જેથી કરીને તારા આશીશથી તેઓનાં ધારેલાં કામો પાર પડે.' આમીન!!!

યઝદના (કહો કે ઇરાન દેશના એકપુરા) આતશબેહરામના પાક મકાનના હોલની અંદર મરહુમો સર દીનશાહ અને શેઠ નસરવાનજી યા ફરામજી પીટીટની સબીઓ તરફ જ્યારે મારી નજર પડતી હતી, ત્યારે તે બેહેશ્ત બેહેરેહ ભાઇઓ કાંઇ એવો ગેબી ઇસારો કરતાં માલુમ પડતાં હતાં, કે અય મારા ખાનદાનીઓ! ગમે તે હોય તોપણ બેહેશ્તી લેડી શાકરબાઇની જન્મભુમીને વીસરતા ના, કારણ કે એ નેક બાઇની બરકતથીજ અમો ઇઝત અને દોલત મેલવી શકયા હતા.

## તારાજ થયલાં કેરમાન શેહેરના ખંડીયેરો.

હાલના કેરમાન શેહેરની આજુબાજુ મોટાં વીસતારમાં જ્યારે આપણે ખંડીયેરો જોઇએ છીયે, ત્યારે દીલમાં તેનો કાંઇક હેવાલ જાણવાની હોંશ કુદરતી થયા વગર રહેતી નથી.

તવારીખ ઉપરથી એવું માલમ પડે છે કે લગભગ ઇ. સ. ૧૫૫૦ થી ૧૭૮૪ સુધી સફવી ખાનદાનવાલાઓ ઇરાનમાં રાજ કરતા હતા, ત્યારે આપણી વસ્તી કમમાં કમ પાંચ લાખ માણસોની હતી, જેઓમાંથી દસ વીસ હઝાર દીવાની અદાલતમાં પાયદલ તથા ઘોડેસવાર ફોજમાં રહેલા હતા. ઇ. સ. ૧૭૨૦ માં ગેલજાઇ અફઘાનોએ ઇરાન ઉપર ચઢાઇ કરી ત્યારે તેઓએ સીસ્તાનને રસ્તેથી જવાને બદલે કેરમાનનો રસ્તો લીધો, અને બીચારા કેટલાકોને મારી નાંખ્યા, જુલમથી વટલાવ્યા અને એ રીતે વીખેરી નાખ્યા. એ ગેલજાઇ અફઘાનો કંદહારના હતા અને તેઓ ઇરાનને તાબે હતા. તેઓએ સ્વતંત્ર થઇ મહમદ નામના સરદારની સરદારી તળે ઇરાન ઉપર હુમલો કીધો. એણે કેરમાનનાં જરથોશ્તીઓને મજબુત લડવયા જોઇ, એવું કહી પોતાના લશ્કર સાથે જોડાવાને

લલચાવ્યા કે, તેઓ ઉપર ચાલૂ પડતા ભારે જુલમનો ઇરાનના ઇસલામીઓ ઉપર વેર લેવાની યા એક સુંદર ટક છે, અને જો આપણે ફતેહ પામીશું તો અમારા અમલ દરમ્યાન તમો જરથોસ્તીઓને દરેક રીતની રાહત મળશે. ભોલા જરથોસ્તી ઈરાનીઓએ હવે પછીના દિવસો સુખમાં પસાર કરવાના ખ્યાલે અફઘાનો સાથે જોડાઇ બહાદુરીથી લડી ઇરાનીઓને હાર આપી. અફસોસ! તે બીવફા અફઘાનો તરફથી મેદાનમાં બહાર પડેલા જરથોસ્તી લડવૈયાઓને રાહત આપવાને બદલે તેઓની હીંમત અને બહાદુરીથી છક થઇ મનમાં બીધા કે રખેને તેઓ કોઇ વખત આપણને પણ અહીંથી મારી હઠાવે એવા ખ્યાલથી તેઓની કટલ ચલાવી. ત્યાર પછી માત્ર થોડા વરસમાંજ નાદીરશાહે પાછા અફઘાનોને ઈરાનમાંથી હાંકી કાઢયા. નાદીરશાહના અમલ દરમ્યાન (ઇ. સ. ૧૭૩૨-૧૭૪૭) હેરાત ઇરાની જરથોસ્તી લશ્કરથી જીતાયું, અને તમામ લુટ પારસીઓને બક્ષી. એમાં હેરાતના હાકેમના બચ્ચાં છોકરાં જરથોસ્તીઓને હાથ આવ્યાં હતાં. અફઘાનોએ કાલાવાલા કરી પાછા માંગ્યા કે ગોલામ દાખલ તેઓને વેચવા નહિ, પણ કમનસીબ જરથોસ્તીઓના ધ્યાનમાં આ વાત ઉતરી નહિ, તેથી અફઘાનોએ દીલમાં કીનો રાખ્યો.

નાદીરશાહના મરણ બાદ ઇ. સ. ૧૭૪૮ માં અફઘાનોએ ઇરાન ઉપર હુમલો કરી, એકજ દિવસમાં વીસ હઝાર જરથોસ્તીઓને ચુંટી ચુંટી કટલ કરી, આતશકદેહો તથા દુખમાઓનેબી ખરાબ અને બરબાદ કીધાં. આજેબી કેરમાનની બહાર ત્રણ ચાર માઇલના ઘેરાવામાં હઝારો ઇરાની જરથોસ્તીઓના ઘરો વેરાન પડેલાં હજી જોવામાં આવે છે.

એ પછી કરીમખાન જંદના વખતમાં એટલે ઇ. સ. ૧૭૬૧-૧૭૭૯ માં જરથોસ્તીઓ પાછા સારી હાલતમાં રહ્યા હતા, કે જે વખતે આપણી વસ્તી લગભગ ૩૦,૦૦૦ ની હતી. એ વખતે જે જરથોસ્તીઓ પહાડોમાં ભરાઇ છુપાઇ રહ્યા તેઓ પાછા યઝદ તથા કેરમાનમાં આવી વસ્યા. કરીમખાનના મરણ બાદ એના લશ્કરનો સરદાર આગા મહમદખાન કાજારે બળવો ઉઠાવી ઇરાનની રાજગાદી પોતાના હાથમાં લીધી. ઇ. સ. ૧૭૯૫ માં કરીમખાન જંદનો ભત્રીજો લુત્ફઅલીખાન કે જે તે વખતે કેરમાનનો હાકેમ હતો, તેની સામે એણે ૬ મહીના વેર લડાઇ કરી અંતે કેરમાન જીત્યું. એ વખતેબી પાછા હઝારો

જરથોશ્તીઓ લડતાં માર્યા ગયા, અને સાથે રહેવાના મકાનોનો પણ નાશ થયો, જે હજીબી ત્યાંથી પસાર થતાં મુસાફરોના જોવામાં આવે છે.

**ગંબદે જબલીની મુલાકાત.**

એવું કહેવામાં આવે છે કે આ એક સાસાનીયાન ઝમાનાનું આતશકદેહનું ખંડીયેર છે. આ ખંડીયેર એક ગોળાકાર આતશ રાખવાનો ગુંબજ હોય એવું માલમ પડે છે, જે પહાડોની વચ્ચે આવેલી જગ્યા ઉપર બાંધવામાં આવ્યું છે, અને એ જગ્યા તરફ જવાને માત્ર બેજ માર્ગો છે, કે જેમાંની એક અર્દશીર બાબેકાનના કીલ્લા તરફથી છે. આ એક વખતનું કહેવાતું આતશકદેહ હાલમાં તો ત્યાંથી પસાર થતા ચરવેદારોને આશાયસ લેવાની જગ્યા થઇ પડી છે. આ જગ્યાથી થોડેક દુર પહાડની કઢણમાં એક મોટો ગુફો જણાયો, જે જોતાં માલમ પડયું કે હાલમાં ત્યાં કોઇ એક ચરવાદાર પોતાના ગુસફંદો રાખતો હતો.

કેરમાનના અમારા છ દિવસના રહેવાસ દરમ્યાન અમોને ત્યાંના આગેવાનોએ પોતાની મુલાકાતથી માન આપ્યું હતું, અને અમોએ પણ તેઓને વળતી મુલાકાત આપી હતી, જે વખતે મહોબતભરી વાતચીતો થઇ હતી. ત્યાંના અરબાબોએ પણ અમારી મેહેમાનદારી કરવામાં કાંઇ પણ બાકી રાખ્યું ન હતું. બ્રેસપતવાર તારીખ ૨૨ મી મે મહીનાની સવારે ભલા અરબાબો શરૂષે શેહેરયારે ખુદાબક્ષ, કૈખુસરૂ રૂસ્તમ કયાનીયાન તથા ડાકટર દાદી વગેરેનો આભાર માની સૌની ભલી ઇચ્છાઓ વચ્ચે અમારી મોટરોએ યઝદ તરફ હેરયું લીધું.

કેરમાનથી યઝદ શેહેર જતાં રસ્તામાં જે મંજલો આવેછે તેના નામો તથા તેઓના વચ્ચેની લંબાઇ નીચે મુજબ છેઃ—

| મંજલ | લંબાઇ માઇલમાં | |
|---|---|---|
| કેરમાન | | |
| બાગઇન | ૨૧ | |
| કબુતરખાને | ૨૮ | |
| રફસનજાન | ૨૫ | ટેલીફોનખાતું |
| કુશકી | ૨૩ | |
| બેયાઝ | ૨૦ | |
| અનાર | ૧૬ | ટેલીગ્રાફ અને ટેલીફોનખાતું |

| મંજલ | લંબાઇ માઇલમાં | |
|---|---|---|
| શમશ | ૨૦ | |
| મેહદયાબાદ | ૨૧ | ટેલીફોનખાતું |
| ગેર્દ કુહ | ૧૫ | |
| સરેયઝદ | ૧૭ | |
| યઝદ | ૧૯ | બ્રીટીશ વાઇસ કોનસલેટ, ટેલીગ્રાફ અને ટેલીફોનખાતું |
| | ૨૨૫ | |

રફ્સનજાન.

જ્યારે અમો શેહેરે કેરમાનમાં હતા ત્યારે એવી અફવા ફેલાઈ હતી કે, ઇરાનની દક્ષણિથી પલેગની નીશાનીઓ હવે છેક કેરમાનથી ૫૦ માઇલ દુર આવેલાં કબુતરખાના ગામમાં પણ જોવામાં આવે છે, એ રીતે અમો પણ ધાર્સ્તામાં હતા. જ્યારે અમો ઉપલા ગામ તરફ આવી લાગ્યા ત્યારે માલમ પડયું કે, આ અફવા બીલકુલ વજુદ વગરની હતી. એમ કરતાં અમો બે વાગે લગભગ ૭૫ માઇલ કાપી રફસનજાન નામના વેપારી શેહેર તરફ આવી લાગ્યા કે જ્યાંના કાપડના વેપારી જરથોશ્તીઓએ અમુને ચા ઉપર બોલાવી માન આપ્યું હતું. રફસનજાનમાં મોટા પાયા ઉપર રૂની ખેતી કરવામાં આવે છે. કલાક એક થોભી, એક બીજાની ખેરઆફીયત પુછી અમો છુટા પડયા. માર્ગમાં આવતાં ગામો જોતાં જોતાં કેરમાનથી લગભગ ૧૧૧ માઇલ કાપી રાતે બેયાઝ નામના ગામની બહાર એક વેહેતાં પાણીનાં ઝરા આગલ મોટરો થોભાવી મુકામ કીધો.

બીજે દિવસે સવારે સકારેથી મોટરમાં સવાર થઇ, અનાર ગામમાં ચાહ પાની કરી લઇ, લગભગ ૯૦ માઇલ કાપી, સાંજે રેહેમેતાબાદ ગામમાં પહોંચ્યા, અગાઉથી તૈયાર રાખેલા કોલાહે ફીરંગી નામના નામીચા બાગમાં આશરો લીધો. બાગમાં ઝાડો ઉપર સેંતુર, જરદઆલુ, આલુબાલુ તૈયાર ખાવાને લાયકનાં હતાં, જ્યારે સપરચંદ, ચેરી, પીચ, અંજીર, દાદમ, દરાખ વગેરેને હજી મહીના બેનો વીલંબ જણાતો હતો. રાત ત્યાંજ ખુશનુમા રીતે ગુઝારી, બીજે દિવસે બપોરે એટલે શનીવાર તારીખ ૨૪ મી મેએ ત્યાંથી ઉપડી માત્ર ૧૯ માઇલ કાપી શેહેરે યઝદમાં દાખલ થયા.

શેહેરે યઝદ.

યઝદ શેહેર દર્યાની સપાટીથી ૩૮૦૦ ફીટ ઉંચુ છે, અને તેની

આજુબાજુના ગામો મલી લગભગ ૪૦,૦૦૦ માણસોની વસ્તી છે, જેમાં ૬૭૩૯ જરથોશ્તીઓ સમાઇ જાય છે. શેહેરની આજુબાજુ રેતીના ખીયાબાને આવેલાં છે, અને પાણીની બારે તંગીને લીધે કંઇ ખાસ ખેતી કરવામાં આવતી નથી. લોકોની હાલત ઘણીજ મુફલેસ છે કારણ કે હુન્નર ઉદ્યોગ જેવું કાંઇ નથી. મુસલમાનોમાં કેળવણી લેવા જેવું સાધન ન હોવાને લીધે ધર્મઝનુની છે. યઝદના હવા પાણી ઘણાજ સરસ છે. યઝદની બનાવતના રેશમી રૂમાલો બહુજ વખણાય છે.

જે વખતે અમો શેહેરે યઝદમાં દાખલ થયા, ત્યારે જરથોશ્તી બૈરાં માટીડાઓની બારે હદ અમારા દીદાર જેવાને ભેગાં મલી હતી, જેઓએ મી૦ મારકર તથા પારટીને દીલોજાની ભરયો આવકાર આપ્યો હતો. ત્યાંથી અમો જાણીતા અરબાબ સોરાબે રૂસ્તમે કયાનીયાનના પરોણા તરીકે તેવણનાં તૈયાર રાખેલા ઘેરમાં ઉતારો લીધો. અમારા વીસ દિવસના રહેવાસ દરમ્યાન અહિંના આગેવાનો જેવા કે હાકેમ, લશ્કરનો વડો વગેરે સાથે અમોને મુલાકાતો થઇ હતી, તથા જશનો, નવજોતો અને મેલાવડાઓ પણ કરવામાં આવ્યાં હતાં.

શેહેરે યઝદનો તમામ ગામેગામનો હેવાલ તથા જેવા લાયક જગ્યાઓનું બયાન હવે પછીની મારી ઇરાનની બીજી મુસાફરીમાં લખેલા હોવાથી અહિંયા માત્ર આટલોજ ઇસારો બસ થશે.

### યઝદથી ઇસ્ફહાન.

યઝદથી ઇસ્ફહાન જતાં રસ્તામાં જે મંજલો આવે છે તેના નામો તથા તેઓની વચ્ચેની લંબાઇ નીચે મુજબ છે:—

| મંજલ | લંબાઇ માઇલમાં | |
|---|---|---|
| યઝદ | | |
| અર્દકાન | ૩૭ | |
| અકદા | ૩૧ | |
| નવગુમબઝ | ૨૫ | |
| નાયન | ૧૫ | ટેલીગ્રાફ અને ટેલીફોનખાતું |
| તુદેશ્ક | ૩૫ | |
| કુપાયેહ | ૧૪ | |
| સકઝી | ૧૯ | |
| ગીલાનઆબાદ | ૧૪ | |
| ઇસ્ફહાન | ૧૩ | |

શુકર વાર તારીખ ૧૩ મી જુનને દિવસે સઘળાઓને ખુદા હાફેઝ કરી અમો શેહેર બહાર પડયા. માર્ગમાં ખોરરમશાહી ગામના લોકોએ અમારી મોટર થોભાવી આવકાર આપ્યો, ત્યાંથી બપોરે અકદા ગામમાં આવી જમી લીધું. આ ગામમાં યઝદેગર્દ શેહેરયારની છોકરી ખાતુન બાનુની જીયારતગાહે બાનુએ પારસા યા બાનુ ફારસ છે, જ્યાં યઝદ અને તેની આજુબાજુના ગામોના જરથોસ્તીઓ સ્પંદારમદ મહીનાના મેહેર રોજથી તે ફરવરદીન રોજ વેર મુલાકાતે આવે છે. આખા દિવસમાં ૧૦૮ માઇલ કાપી રાત્રે નાયન ગામમાં દાખલ થઇ ત્યાંના ટેલીગ્રાફ-ખાનામાં ઉતારો લીધો.

## મુર્ચખરની લડાઇનું મેદાન.

બીજે દિવસે સવારે નાયનમાં અમારી એક મોટરના ટાયરમાં હવા ભરતાં તે બાજુએ આવેલા તલાવમાં ધસી પડી, અને કલાક એકની મહા મુસીબત પછી પાછી બહાર ખેંચવામાં આવી. હવે ગુલનાબાદથી પહાડો શરૂ થયા તે છેક તુદેશ્ક વેર ચાલુ રહ્યા, અને ખુલપા નામના ગામમાં એક વહેતાં પાણી આગલ બેસી બપોરનું ખાણું ખાઇ લીધું. હવે સાંજે અમો મુર્ચખર નામની જગ્યા તરફ આવી લાગ્યા, કે જ્યાં આજથી લગભગ ૨૦૦ વરસની વાત ઉપર નાદીરશાહે કંદહારના અફ-ઘાનો કે જેઓએ તરતનુજ ઇરાન જીત્યું હતું તેઓ સામે બહાદુરીથી લડી, તેઓને ઇરાનમાંથી પાછા હાંકી કાઢયા. સૂરજ અસ્ત પામતી વખતે રેતીનું તોફાન ચઢી આવ્યું, અને હવે ઇસ્ફહાન શેહેરની મસી-દના મીનારા દુરથી દેખાવા લાગ્યા. આજના આખા દિવસમાં ૯૫ માઇલ કાપી રાત્રે આઠ વાગે ઇસ્ફહાન આવી પુગી ત્યાં ચહારબાગ નામના ધોરી રસ્તા ઉપર આવેલાં એક હોટલમાં ઉતારો લીધો.

## ઇસ્ફહાન.

શેહેરે ઇસ્ફહાન સ્થાપવાનાં સબબો જુદા જુદા લખનારાઓ જુદી જુદી રીતે જણાવી ગયા છે. કહે છે કે ઇરાનની જુની તવારીખમાં અમલ કરી ગયલા નાપાક ઝોહાકની સામે થનાર કાવે આહન્ગર નામનો બહાદુર લુહાર આજ શેહેરનો વતની હતો, અને ભાગ્યશાળી કાવેયાની ઝુંડો પોતાના પગો ઉપર ઢાંકવાના ચામડાંનો બનાવી, લોકોને ઉશકેરી સાથે એકઠા કરી, પાકઝાદ ફરીદૂનની શોધમાં નીકલ્યો. ફરીદૂન પણ એજ ઝુંડાને પોતાનો કબુલ કરી ઝોહાકને હરાવી ઇરાનની ગાદીએ બેઠો. ત્યાર પછીના દરેક પાદશાહો આ ભાગ્યશાળી ઝુંડાને સણગારવામાં

કાંઇ પણ બાકી રાંખતા ન હતા. આખરે હઝારો વર્ષ સુધી પાદશાહ ફરીદૂનનો તમામ ઝવાહીરોથી ભરપુર બેકીમતી કાવેયાની ઝુંડો જાલવી રાખનાર પ્રજાના હાથમાંથી તે નામીઓ અને સબકતો ઝુંડો ઇ. સ. ૬૩૬ માં કમબખ્ત કાદસિયાની લડાઇમાં આરબોને હાથ ગયો. ઇસ્ફહાન આજે વેપારી બાબદમાં ઇરાન દેશનું મધ્યબીંદુ ગણાય છે. અત્રે વસ્તી લગભગ પંચોતેર હજારની છે. આ શેહેર ઝીન્દેરૂદ નામની નદીના કીનારા ઉપર આવેલું હોવાથી ફળદ્રુપ છે. એ નદીમાંથી ઘણીક નેહરોને માર્ગે શેહેરમાં પાણી પહોંચે છે. પાણીની રેલછેલને લીધે આજુબાજુના ગામડાઓમાં રૂ તથા ઘઉંનો પાક સારો થાય છે. શેહેરમાં પણ રહેવા ખાવાના ભાવો સસતા છે. શાહ અબાસના વખતમાં એ શેહેર પાયતખ્ત તરીકે વપરાતું હતું. ઇસ્ફહાનનું બજાર બહુ મોટું તથા વખાણવા લાયક છે, અને ચાલાક કંસારાઓને જાત જાતના વાસણો બનાવતા જોઇ, હુન્નરમંદીનો કાંઇક ઉમદા ખ્યાલ આપણા દીલમાં પેદા થાય છે. લોકો પણ ઘણા કીસબી છે. પડદાઓને જુદી જુદી તરેહથી માંગો તેવા અસલ ઇરાની પાદશાહ પેહેલવાનોના ચિત્રોથી છાપી આપે છે, અને આ ઇસ્ફહાનના પડદાઓ ઇરાનમાં મોટા મોટા માણસોના ઘેરમાં દરવાજાઓ ઉપર ટાંગેલા યા ટેબલો ઉપર પાંથરેલા જોઇએ છીએ. એજ પ્રમાણે તેઓ નકસી તથા કોતરકામમાં પણ એક્કા છે. ઇસ્ફહાનના બાગો પણ તરેહવાર જાતના મેવાથી ભરપુર છે, જેમાં ખડબુચ બહુ વખણાય છે. ગજે ઇસ્ફહાન નામની મીઠાઇ બહુજ સ્વાદીષ્ટ છે.

ઇસ્ફહાનમાં અમો બે દિવસ રહ્યા તે અરસામાં જોવા લાયક જગ્યાઓ જેવી કે કાલાદુન ગામમાં આવેલા બે હીલતા મીનારાઓ, ચેહેલ સેતુન એટલે ચાલીસ સ્તંભો સાથનું અસલી બાદશાહી મકાન, મીશનરી કોલેજ, બઝાર વગેરે જોઇ લીધુ. સાંજને છેડે અહિંયા આવેલી ઝીન્દે રૂદ નામની નદીના પૂલ ઉપર બેસવું એ એક ખરેખર મોજ છે. આ પૂલે ખાજે એકવીસ ગાલાવાલો મોટો પૂલ છે, કે જ્યાં સાંજને છેડે લોકો ફરહર કરી થાકેલા જીવને કંઇક રાહત આપે છે. શેહેરથી પાંચ માઇલ દુર એક પહાડ ઉપર કહેવાતું અસલી આતશકદેહનું ખંડીયેર જોવામાં આવે છે. અહિંયા પાંચેક જરથોશ્તીઓને વેપારમાં રોકાયલા જોવામાં આવ્યા, કે જેઓએ અમારે માટે સઘળી ગોઠવણો કરી રાખી હતી.

### ઝુલફા.

આ એક આરમીનીયન ગામ છે, કે જ્યાં લગભગ ૫૦૦૦) માણસોની વસ્તી છે. એવું કહેવામાં આવે છે કે શાહ અબાસે એ લોકોને તૂરકીઓના જુલમથી છોડવવાને ખાતર ઝુલફા આવી વસવા ફરમાવ્યું. શેહેરથી નદીનો પૂલ ઓળંગી આ ગામમાં જવાય છે, કે જે લગભગ એક માઇલ દુર આવેલું છે. અહિંના દેવળો જોવા લાયક છે. મેં એક છોકરીઓની ઓરફનેજની મુલાકાત લીધી હતી, કે જ્યાં વીસ છોકરીઓને વાંચવા લખવાની કેળવણી ઉપરાંત સીવવાની, ભરવા ગુંઠવાની તથા ગાલીચા બનાવવાની પણ તાલીમ આપવામાં આવે છે, અને મને દેખાડવામાં આવેલા સુંદર નમુનાઓ ત્યાં અપાતી કેળવણીનું પરીણામ હતું.

આ ગામને નાકે ગબ્ર આબાદ નામનો મોહલો દેખાડવામાં આવ્યો કે જ્યાં એક વખતે જરથોસ્તી વસ્તી હતી, પણ હાલમાં ત્યાંના ઘરોમાં મુસલમાનો વસ્તા માલુમ પડયા. એવું કહેવામાં આવે છે કે અહિંની જરથોશતી વસ્તી પણ કમનસીબ ફેજે મુસલમાનોને હાથ નાશ પામી હતી.

### ઇસ્ફહાનથી શીરાઝ.

ઇસ્ફહાનથી શિરાઝ જતાં જે મંજલો આવે છે તેનાં નામો તથા તેઓની વચ્ચેની લંબાઇ નીચે મુજબ છે:-

| મંજલ | લંબાઇ માઇલમાં | |
|---|---|---|
| ઇસ્ફહાન | | |
| મરગ | ૧૦ | |
| મોહચાર | ૨૧ | |
| ગોમશેહ | ૨૦ | |
| કમેશેહ | ૧૫ | ટેલીફોનખાતું |
| મકસુદબેગ | ૧ | |
| અમીનાબાદ | ૧૨ | |
| ચઝદખસ્ત | ૧૨ | |
| શલગીસતાસ | ૨૧ | |
| આબાદેહ | ૨૦ | ટેલીગ્રાફખાતું |
| સુરમેક | ૧૫ | |
| ખાને ખોરેહ | ૨૩ | |

| મંજલ | લંબાઇ માઇલમાં |
|---|---|
| દેહબીદ | ૧૮ ટેલીફોનખાતું |
| મોરગાબ | ૪૦ |
| સીવન્દ | ૨૫ |
| સીદાન | ૬ |
| પરસીપોલીસ | ૧૮ |
| દરવાજેહ-ઇ-કોરાન | ૨૨ |
| શીરાઝ | ૨ |
| | ૩૧૩ |

મંગળવાર તારીખ ૧૭ મી જુનને દિવસે ઇસ્ફહાનથી ઉપડી શીરાઝનો રસ્તો પકડયો. માર્ગમાં અમીનાબાદમાં બપોરનું ખાનું ખાઇ લઇ, યઝદેખસ્ત નામનાં રળીયામણા ગામમાં થોડોક વખત થોભી, દિવસના ૧૪૭ માઇલ કાપી રાત્રે સુરમેકમાં આવી આરામ લીધો. બીજે દિવસે સાંજે અસલી ખંડીયેરવાલું શેહેર પાસાર્ગેર્દા પસાર કરી, ૧૧૨ માઇલની મુસાફરી કરી શીવનના ટેલીગ્રાફખાનામાં આશરો લીધો.

## પાસાર્ગેર્દી અથવા મોરગાબ.

ઇ. સ. પૂર્વે ૫૫૮ માં એટલે આજથી લગભગ ૨૫૦૦ વરસની વાત ઉપર પર્સીસ નામના પ્રાંતમાં વસ્તા પારસી ટોળાના સરદાર સાઇરસ અથવા કુરૂષે તે વખતે ઇરાન ઉપર રાજ કરતી મહાન મીડીયન પ્રજાને હરાવી એકવાર ફરીથી જરથોશ્તી હકુમત ઇરાન ઉપર સ્થાપી હતી. અસલ આ શેહેરમાં આપણા મોટા મોટા આતશબેહરામો હતા, જ્યાં આ હખામીનીઅન શાહાનશાહો હંમેશના રેવાજ પ્રમાણે આવી ઇરાની દસ્તુરો તરફથી કરવામાં આવતી દરેક જાતની પવિત્ર ક્રીયામાંથી પસાર થઇ રાજ્યાભિષેક થતા હતા. અસલ આ શેહેર આગલથી પેલવર તથા ખુરઆબ નદીઓ પસાર થતી હોવાથી ઘણુંજ આબાદ હતું. હાલમાં આ જગ્યા હમાદાન તથા શાપૂર શેહેરોની માફક તદનજ ઉજડ વેરાન જેવી પડેલી છે, અને જો ત્યાં મહાન પાદશાહ સાઇરસની અસ્તોદાનવાલી બચેલી નાની ઇમારત ન હતે તો કોઇ પણ આવતા જતા મુસાફરનું એ જગ્યા તરફ ધ્યાન ખેંચાતે નહિ. અહિંયા મુરગાબની બીણુ તરફ પાદશાહ સાઇરસનો બે પાંખવાલો નક્ષ છે, જેની ઉપર ખીલારોકી હરૂફોમાં નીચે પ્રમાણે લખેલું છેઃ-

'હું કુરૂષ પાદશાહ હખામનીશ'. આ આકાર પગથી તે માથા સુધીનો ૭ ફીટનો છે. અહિંઆ એજ પાદશાહની આસ્તોદાનવાલી નાની ઇમારત પણ જોવામાં આવે છે, કે જેને હાલમાં ત્યાંના લોકો 'કબ્રે માદરે સુલેમાન' કરી પીછાણે છે.

ભેસપતવાર તારીખ ૧૯ મી જુનને દીવસે બાકીના ૬૦ માઇલ કાપી, નામીચા શીરાઝ શેહેરમાં બપોરે અઢી વાગે આવી અહિંના જાણીતા બાગે જેહાનીચાનમાં ઉતારો લીધો.

## શીરાઝ.

એ શેહેર ફારસીસ્તાનની હાલની રાજધાણી કેહેવાય છે, અને જેમ અસલી વખતમાં નામીચું હતું તેમ હાલમાં પણ તે વખણાય છે. વસ્તી લગભગ ૪૫,૦૦૦ ની અંકાય છે. અહિના પૈસાવાલા લોકો મેદાનમાં વહેતી પાણીની નેહેરો પોતાના બાગ બગીચાઓમાં લઇ આલીશાન મકાન બાંધી રહેતા માલુમ પડયા, કે જેમાંનો બાગે જેહાંનચાન એક જરથોશ્તી માલેકીનો છે. એક મોટા પહોલા રસ્તા ઉપર પરદેશી રાજ્યોના કોનસલેટો આવેલાં છે, તે રસ્તાની વચ્ચે એક બાગ બનાવ્યો છે, જ્યાં સાંજને વખતે લોકો ફરવા આવે છે, જે જગ્યા ઘણીજ દીલપઝીર છે. આજ રસ્તા તરફ મુસલમાન માલેકીના મેહેમાનખાણાંઓ આવેલાં છે, જ્યાં રહેવા ખાવાનાં પણ સગવડ મલે છે. અહિંનુ બજાર પણ જોવા લાયક છે. વચમાં એક ફુવારો અને તેની આજુબાજુ ચારે દીશા તરફ દુકાનોની હારો લંબાયલી છે. આ બજારે વકીલ કરીમખાન જંદે બાંધ્યું હતું, જેને હાલ નવેસરથી સમારી રંગ દેવાય છે. મેવો બહુજ સસ્તો મલે છે. તેમાં અહિંની દરાખ વખણાય છે. અહિંના યાહુદીઓ દરાખનો દારૂ બનાવી વેચે છે. શીરાઝ વાઇન એક ઘણુંજ ખુશનુમા પીણું છે.

## હાફેઝનો કબર.

શેહેરથી જરા દુર એક સમચોરસ ચોકની વચ્ચે હાફેઝે શીરાઝીની કબર આવેલી છે. કબર ખુલ્લી છે અને તે લોખંડની જાલીથી ઘેરી લીધેલી છે. એનો પથ્થર સંગેમરમરનો છે, અને તે ઉપર તેની ગઝલો કોતરેલી છે. હાફેઝની કબરની આજુબાજુ ચોકમાં એની શાયરી ઉપર ફીદા થનારા લોકોની કબરો આવેલી છે. જો કે હાફેઝને મરણ પામ્યાને લગભગ ૮૦૦ વરસો થઇ ગયાં છે તોપણ હજીબી ઇરાન, તુર્ક-

સ્તાન, સમરકંદ, બોખારા વગેરે દેશોમાં હજારો ભીક્ષુકો હાફેઝની ગઝલો ગાઇ પોતાનું ગુજરાન કરે છે. કબરની ચોકના ખુનામાં આબ અંબાર આવેલી છે, જેનું પાણી મીઠું અને હજમચત છે. એ કબરવાલા બાગને અહિંના લોકો હાફેઝીએ કહે છે. એની ગઝલની કેતાબમાંથી લોકો પોતાની ફાલ જોય છે.



مقبره خواجه حافظ شیرازی

Tomb of the well-known Persian Poet Hafez.

**નામીચા ફારસી શાએર હાફેઝ (શમ્શ-ઉદ-દીન મોહમદ)ની કબર.**

## સાઅદીની કબર.

ખાજા હાફેઝે શીરાઝીથી એક માઇલ દુર શેખ સાઆદી સુતેલો છે. કબરની આસપાસ પીત્તલની જાલી છે, તથા કબરવાલા ઓરડાનો તમામ સણગાર એની બેતોમાં કરવામાં આવેલો જોવામાં આવે છે. કબરની એક બાજુએ શેખ સાઅદી ગામ આવેલું છે, ત્યાંની ઓરતો મહોડા ઉપર બુર્ખો નાખતી નથી. બીજી બાજુએ આબે સાઅદી નામનો પાણીનો ચશ્મો આવેલો છે. એવું કહેવામાં આવે છે કે ચોક્કસ વખતે એના પાણી ગરમ થાય છે, ત્યારે લોકો પોતાની કાંઇ બીમારી હોય તે

દફે થાય એવા ખ્યાલથી તેમાં નાહે છે. આ નામીચો કવી ઇ. સ. ૧૧૭૫ માં જન્મી ૧૧૬ વરસની લાંબી જીંદગી ગુજારી ઇ. સ. ૧૨૯૧ માં ગુજર પામ્યો હતો. એ એક અથંગ મુસાફર હતો. સાઅદીને ગુજર પામ્યાને જો કે લગભગ ૬૫૦ વરસો થવા આવ્યા છે, તો પણ હીરાના હારમાં ગુંથેલી ગુલેસ્તાન તથા બોસ્તાન નામની ગઝલની કેતાબો લખ્યાથી હજી તે યાદગાર રહેલો છે.

અહિંયા શાહ ચેરાગનો રોજો છે. કબરને ફરતી રૂપેરી જાલી છે તથા તેની ઇમારત પણ શણગારથી ભરપુર છે. લોકો આ પીરની માનતા કરે છે તથા રોજ રાત્રે પુશ્કળ મીણબતીની રોશની કરવામાં આવે છે. મુસલમાન સિવાય બીજાથી આ ઇમારતમાં દાખલ થઇ શકાતું નથી. તથા એને મથાળે એક મોટું ઘડીયાલ મુકેલું છે જે આખા શેહેરને વખત દેખાડે છે.

એક નાના બાગને ચેહેલતન કહે છે જ્યાં ખુદાને ખરી રીતે પીછાનનારા ૪૦ દરવેશોની કબર છે. છોકરાઓની કેળવણીને સારૂં પાંચ સ્કુલો છે, જેમાંની એક સરકારી છે. અહિંના લોકો હમામખાનામાં જઇ નાહી આવે છે, કારણ કે લોકોનાં ઘેરમાં મોરી જેવું કાંઇ નથી. એ હમામખાનાઓ પણ પૈસાવાલા તથા ગરીબ વર્ગને માટે જુદાં જુદાં હોય છે.

શીરાઝમાં અમારા છ દિવસનાં રહેવાસ દરમ્યાન ત્યાંના બાગો તથા જાણીતી જગ્યાઓ જેવી કે જગપ્રસીધ્ધ કવીઓ શેખ સાઅદી તથા હાફેઝની કબરો, બજાર વગેરે જોઇ લીધું. અહિંના જાણીતા આગેવાનોએ અમોને મુલાકત આપી માન આપ્યું હતું. અહિંયા લગભગ ૬૦ જરથોશ્તીઓ ધંધા વેપારમાં રોકાયલા માલુમ પડયા, કે જેઓ સઘળા યઝદના રહેવાસીઓ છે.

## તખ્તે જમશીદ અથવા પરસીપોલીસ.

બુધવાર તારીખ ૨૫ મી જુન અને ફ્રત્તેહમંદ બેહરામ રોજની સવારે શીરાઝ છોડી, અમારી મોટરોને તખ્તે જમશીદ તરફ હંકારી, માર્ગમાં હાફેઝની માનીતી રોકનાબાદ નદીનું નીરમળ પાણી પી, જરગુન નામના ગામ તરફ આવી લાગ્યા. ત્યાંથી અસલી વખતની જાનીતી નદી એરકસીસ જે હાલમાં બંદે અમીર નામની જાણીતી નદી ઉપરનો પૂલેખાન ઓળંગી મર્વદસ્તના નામીચા ઇતીહાસીક મેદાનમાં દાખલ



خرابهٔ تخت جمشید

PERSEPOLIS OR TAKHT-I-JAMSHID.

**તખ્તે જમશીદનાં પ્રખ્યાત મેહેલોનાં ખંડીયેરો.**

થયા કે, દુરથી તખ્તે જમશીદના જગપ્રસીધ્ધ ખંડીયેરોના સ્તંભો દેખાવા લાગ્યા. એમ કરતાં જ્યારે અમો તેની નજદીક આવી લાગ્યા, અને જ્યારે તેનાં ખંડીયેરોનો દોરદમામ જોયો, ત્યારે તે ઝમાનામાં આ ઇમારતની મોટાઈ કેવી એક હશે તે વિચારી અફસોસ છુટો. અસલનાં લોકોએ આ ખંડીયેરો પાદશાહ જમશેદે બંધાવ્યાં હશે એવું વિચારી તેને તખ્તે જમશીદ કરી નામ આપ્યું જે નામ હજીપણ ચાલુજ છે. પણ ગ્રોટેફૅંડ નામના જરમને અને સર હેનરી રોલીનસન જેવા-ઓએ આ ખંડીયેરો ઉપરની બીલારોકી ભાષાથી લખાયલી તખ્તીઓ ઉકળાવી એવું પુરવાર કર્યું કે, ઇ. સ. પૂર્વે ૬૫૮ ઇ. સ. પૂર્વે ૩૩૦ સુધીમાં એટલે આસરે ૨૫૦૦ વરસની વાત ઉપર પોણી દુન્યાને ધરકધુજારામા નાંખનારી, મોટી મોટી શાહાનશાહતો સામે બાંહોબાહ લડી, દુન્યામાં સુલેહ પાંથરનારી રીતી અખત્યાર કરી, ધર્મનું છુટાપણુ બક્ષનાર તે બળવાન હખામની શાહાનશાહતના નામીચા પાદશાહો દારાયસ હિસ્તા-સપીસ, મહાત્મા ઝર્કસીસ, તથા આરટાઝરકસીસે પોતાના અમલ દરમ્યાન મોટા મોટા મહેલો, દિવાનખાના, અસ્તોદાન વગેરે બંધાવી સુંદર કોતરકામો કરાવ્યાં, કે જેઓનાં ખંડીયેર નીશાનીઓ હજીબી ત્યાંથી પસાર થતા મુસાફરને અજાયબીથી ગરકાવ કરતી ઉભી છે.

તવારીખમાં મશહુર થયલા મર્વદસ્તના બહોલા મેદાનમાં આવેલા આ પરસીપોલીસના બુલંદ મહેલો ખુલ્લી હવામાં હોવા છતાં, ધરતી-કંપના અસર હેઠલ આવ્યા છતાં, સેકંદર રૂમીના હાથથી ભાંગ-તુટ થવા છતાં, તેમજ જંગલી ઝનુની આરબોના હાથથી મારફાડ છતાં, તેઓમાંના ઘણાક જાણે આજેજ બાંધ્યા હોય તેમ શોભાય-માન દીસી આવે છે.

હવે અમો આ પ્રખ્યાત મહેલોની જગ્યા આગલ આવી લાગા, જે કુહે રહેમત નામના પહાડની કદણે આવેલા છે. એના ઉંચા તખ્તાની લંબાઇ ૧૫૦૦ ફીટ અને પહોલાઇ ૧૦૦૦ ફીટ છે, કે જેની ઉપર અનેક મહેલો બાંધેલા છે. બાવીસ ફીટ પહોલાઇની નજદીક ૧૦૦ સીડી ચઢયે કે પ્લેતફોર્મ ઉપર જવાય છે, જે જમીનથી ૪૫ ફીટ ઉંચો છે. આ દાદર બેવડા છે, જે એક બીજાની સામે આવેલા છે અને કાળા સંગેમરમરના બનાવેલા છે. દાદરના પગથયાંઓ ઉપરથી આપણે ઘોડાઓ સાથે સહેલાઇથી ઉપર ચહડી શકયે. પહેલા તબક્કામાં

સીડી ઉપરથી ઝર્કસીસના નકસીદાર દરવાજામાંથી ઓટલા ઉપર જવાય છે.

## ઝર્કસીસની ભાગલ.

આ દરવાજાના ચોરસ સ્તંભો ઉપર માણસમુખી ગોધા વગેરેના નક્ષો કોતરેલા છે. અહિંયાની ખીલારોકી ભાષાની તખ્તી ઉપરથી આ ભાગળ તેમજ દાદર પાદશાહ દારાયસ હિસ્તાસ્પાસના છોકરા મહાત્મા ઝર્કસીસે બંધાવેલા પુરવાર થાય છે.

ખીલારોકી ભાષાની તખ્તી ઉપરના લેખનો તરજુમો નીચે મુજબ છે.

(૧) 'મોટો ખુદા હોરમજદ (તે છે) જેણે આ દુન્યા બનાવી છે, જેણે પેલું આસમાન બનાવ્યું છે, જેણે માણસ જાતને બનાવ્યાં છે, જેણે માણસ જાતને જીંદગી આપી છે, જેણે ઝર્કસીસને પાદશાહ કર્યો છે, બન્ને લોકોનો પાદશાહ અને લોકોનો ધારા બાંધનારો.'

(૨) 'હું છું પાદશાહ ઝર્કસીસ, મોટો પાદશાહ, પાદશાહોનો પાદશાહ, ઘણા લોકોની વસ્તીવાલા દેશોનો પાદશાહ, વળી આ મોટી દુન્યાને સ્થાપનારો, દારાયસ પાદશાહનો છોકરો, હખામની વંશનો.'

(૩) 'પાદશાહ ઝર્કસીસ કહે છે કે, હોરમજદની મહેરબાનીથી મેં આ દાખલ થવાનો દરવાજો (અથવા આ સેતુનવાલી ભાગલ) બનાવ્યો છે. એ ઉપરાત પરસીપોલીસમાં મેં ઘણા મહાભારત કામો કીધેલાં છે, અને જે કાંઇ મારા પેદરે કરેલાં છે, તે તથા જે પણ માહાભારત કામો જોવામાં આવશે, તે સઘળાં અમોએ હોરમઝદની મહેરબાનીથી કરેલાં છે,'

(૪) 'ઝર્કસીસ પાદશાહ કહે છે કે, હોરમજદ મને અને મારા રાજ્યને બચાવે; જે કાંઇ કામો મારાથી કરવામાં આવેલાં છે તેને તથા જે કાંઇ મારા બાપથી કરવામાં આવેલાં છે, તે બન્નેને હોરમઝદ બચાવે.'*

## ચેહેલ મીનાર.

ભાગલમાંથી પસાર થયા કે ચાલીસ સ્તંભો સાથના યાને ચેહેલ મીનાર નામના પાદશાહ ઝર્કસીસના દીવાનખાનામાં જવાય છે, આ

* રોયલ એશિયાટીક સોસાયતીના પુસ્તક ૧૦ માને પાને ૧૨૯ મે નંબર ૧૫ મો, મેજર રોલીનસનનો તરજુમો.

સ્તંભોની ઉંચાઇ ૬૦ ફીટની છે, અને તે દરેક સ્તંભ માત્ર ત્રણ કટકાનો એટલે વીસ ફીટના ટુકડાનો બનાવેલો છે, જે ટુકડાઓ એવા તો સરસ કારીગીરીથી વળગાવ્યા છે કે, નજદીકથી ચોક્કસ તપાસ વગર સાંધા માલુમ પડતા નથી. ઇ. સ. ૧૬૨૧ માં આ સ્તંભોની સંખ્યા પચ્ચીસની હતી, તે હાલમાં માત્ર તેરની જોવામાં આવે છે. આ જગ્યા ઉપરનું માત્ર સ્તંભો સિવાય બાકીનું સર્વ ફના થયું છે. જ્યારે આ દમામદાર સ્તંભો આપણને હેરત કરે છે, તો અસલ ઇમારત કેવી એક સુંદર કારીગરીથી બનાવી હશે? એ ઇમારત એવી તો ખરાબ રીતે નાશ પામેલી છે કે કાંઇપણ નીશાન ન હોવાને લીધે કહેવાઇ શકાતું નથી કે તે કોણે બંધાવેલી છે.

## દારાયસનો મહેલ.

ચેહલ મીનારમાંથી આગલ જતાં દારાયસના મહેલમાં દાખલ થઇયે છીયે, કે જ્યાં અમોએ એ દિવસે જશન કીધું હતું. દારાયસના મહેલમાં જવાની સીડીઓ ઉપરૂ સિંહો તથા ગોધાઓની લડાઇ, ગાય, ઉંટ, બકરાં, ઘોડા, ગાડી તથા સર્વના ઝાડો વગેરે વગેરે ચિત્રો જોવામાં આવે છે. કોઇક ઠેકાણે પારકા લોકો પાદશાહને વાસ્તે ભેટ સોગાદ અને ચોથાઇ તરીકે સુંદર ચીજો લાવતા નજર પડે છે. આ ચીત્રો જોવા લાયક છે, અને તે વખતના કોઇ મેલાવડા યા સરઘસની યાદ આપે છે. દારાયસના આ મહેલ ઉપર ઘણાક લેખો છે, જે ઉપરથી પુરવાર થાય છે કે આ મહેલ દારાયસેજ બંધાવેલો છે. દારાયસના મહેલ ઉપર જે જે ખીલારેકી તખ્તીઓ આવેલી છે, તેનો તરજુમો નીચે મુજબ છે.

નંબર બીજો—'દારાયસ મોટો પાદશાહ, પાદશાહોનો પાદશાહ, રૈયતોનો પાદશાહ, હિસ્તાસ્પીસને છોકરો, હખામની વંશનો, (તે તે છે) જેને આ કોતરકામ કરાવેલું છે.'

નંબર ત્રીજો–૧–'(૧) મોટો હોરમજદ કે જે દેવતાઓનો વડો છે, તેણે દારાયસને પાદશાહ ઠેરવ્યો. (૨) તેણે રાજ્ય બક્ષ્યું. (૩) હોરમઝદની મહેરબાનીથી દારાયસ પાદશાહ થયો.'

૨—'(૧) પાદશાહ દારાયસ કહે છે કે, (૨) ઇરાનનો મુલક હોરમઝદે મને બક્ષ્યો, જે નામીચો છે, જેમાં સારા ઘોડાઓનો ફેલાવો, સારા માણસો પેદા થાય છે (અથવા ઘોડાઓથી ને માણસોથી સારૂં વસેલું), હોરમઝદની મહેરબાનીથી હું છું પાદશાહ દારાયસ, જે દુશમનથી ડરતો નથી.'

૩—'(૧)પાદશાહ દારાયસ'કહે છે કે, (૨) હોરમઝદ મને દેવતાઓ સાથ મદદ કરશે, જેઓ મારા ઘરની ચોકી કરે, (૩) અને હોરમઝદ આ મુલકને ગુલામગીરી, અશક્તપણા, અને પડી ભાંગવાથી બચાવે, (૪)આ મુલક ઉપર નહિ લડાઇ, નહિ ગુલામગીરી, નહિ અશક્તપણું તથા જુઠાપણું થવા દેતો ના. (૫) એથી કરીને હું હોરમઝદ તથા દેવતાઓને સોંપું છું, જેઓ મારા ઘરની ચોકી કરે (૬) હોરમઝદ મારે માટે સમાધાન કરે, દેવતાઓ સાથ મારા ઘરની ચોકી કરે.'

નંબર ચોથો—૧—'હું છું દારાયસ, મોટો પાદશાહ, પાદશાહોનો પાદશાહ, ઘણી પ્રજાનો પાદશાહ (અથવા તો લોકોના દેશોનો પાદશાહ) હિસ્તાસ્પોસનો છોકરો, હખામની વંશનો.'

૨—'(૧) પાદશાહ દારાયસ કહે છે કે, (૨) હોરમઝદની મહેરબાનીથી આ દેશો જે છે તે સાથે ઇરાનનું રાજ્ય (અથવા સત્તા) હું ધરાવું છું, જેઓ મારાથી ડરેલાં છે (અને મારે માટે ખંડણી લાવ્યાં છે) જેવા કે સૂસિયાના, મિડિયા, બાબેલાંન, અરેબીયા, એસીરીયા, મીસર, આરમીનીયા, કાપાદોસીયા, સ્પાર્ટા, આયોનીયા, જમીન અને દરયાને લગતા પૂર્વ ભણીનાં પ્રાંતો, સગરસિયા, પાર્થિયા, જરંગીયા, આરિયા, બાકત્રિયા, સોગદિયાના, ખોરાસાનિયા, સેથેગિદિયા, આરાકોસિયા, હિંદ, ગંદ્રા, સીસકાસિયા અને મિટામિસિયા.'

૩—'(પાદશાહ દારાયસ કહે છે કે, (૨) અગર તું એમ જોશે (યાને કે) આ ઇરાનના રાજ્યને બચાવ, મને દુશમનથી ડરવા દેતો ના. (૩) અગર જો ઇરાની રાજ્ય બંચાવવામાં આવે તો લાંબો વખ્ત ભોગવેલી જીંદગી આએ ઇમારતો સાથ સદાકાળ યાદગાર રહેશે.' *

### ઝર્કસીસ તથા આર્ટાઝર્કસીસના મહેલો.

દારાયસના મહેલમાંથી બહાર નીકલી આગલ વધતાં ઝર્કસીસ તથા આર્ટાઝર્કસીસના મહેલોના ખંડીયેરો આવેછે. એ મેહલો ઉપર પણ આગલ જણાવ્યા તેમ ઘણાખરા ચિત્રો કોતરેલાં જોવામાં આવે છે. અહિંયા બાજુમાંજ પડેલા એક દશ ફીટ ઉંચા, પાંચ ફીટ પહોલા અને ત્રણ ફીટ જાદા પથ્થરના સ્લેબ ઉપર દારાયસને એક સીંગડાવાલા પાંખ સાથના બે પગો ઉપર ઉભેલા સીંહને એક હાથે સીંગડુ પકડી બીજે હાથે તેના પેતમાં ખંજર ભોકતો કોતરેલો છે. આ ત્રણ ખંડી-

* રોયલ એશિઆટીક સોસાયતીના પુસ્તક ૧૦ માને પાને ૨૭૦ થી ૨૯૨ સુધી.

થેરોમાંની પશ્ચીમ તરફની મૂખની ઇમારત ઝર્કસીસે બાંધેલી છે. ઝર્કસીસના મહેલના દરવાજા ઉપર અથવા બારીઓના જેવા આકારના ઓસાર અને પાદશાહના લેબાસની કરચલી ઉપરના લેખો:—

'ઝર્કસીસ મોટો પાદશાહ, પાદશાહોનો પાદશાહ, પાદશાહ દારાયસનો છોકરો, હખામની વંશનો.'

ઝર્કસીસના મહેલના થાંભલા ઉપરનો તથા તે ઇમારતમાં જવાના દાદર ઉપરનો લેખ:—

'(૧) મોટો ખુદા હોરમઝદ, દેવતાઓનો વડો, (તે તે છે) જેણે આ દુન્યા આપી છે, જેણે પેલું આસમાન પેદા કીધું છે. જેણે માણસ જાતને પેદા કીધાં છે, જેણે માણસજાતને જીંદગી આપી છે, જેણે ઝર્કસીસને પાદશાહ કર્યો છે, બન્ને લોકોનો પાદશાહ અને લોકોનો કાયદા બાંધનાર (૨) હું છું ઝર્કસીસ પાદશાહ, મોટો પાદશાહ, પાદશાહોનો પાદશાહ, ઘણા લોકોની વસ્તીવાલા લોકોનો પાદશાહ. વળી આ મોટી દુન્યાનો હીમાયત કરનારો, પાદશાહ દારાયસનો છોકરો હખામની વંશનો (૩) મોટો પાદશાહ ઝર્કસીસ કહે છે કે હોરમઝદની મહેરબાનીથી મેં આ ઘેરને બનાવ્યું છે; હોરમઝદ (બીજા) દેવતાઓ સાથ મલી મને અને મારા રાજ્યને અને જે કાંઇ મારાથી બન્યું છે તેનો બચાવે.'

થાંભલાવાલા હોલની અગાસી તરફ જવાના કોતરકામના દાદર ઉપરનો લેખ:—

'(૧) મોટો ખોદા હોરમઝદ (તે તે છે) જેણે આ દુન્યા આપી છે, જેણે પેલું આસમાન આપ્યું છે, જેણે માણસજાતને આપ્યા છે, જેણે માણસજાતને જીંદગી આપી છે, જેણે ઝર્કસીસને પાદશાહ ઠેરવ્યો છે, બન્ને લોકોનો પાદશાહ અને લોકોનો કાયદા બાંધનારો (૨) હું છું ઝર્કસીસ પાદશાહ, મોટો પાદશાહ, પાદશાહોનો પાદશાહ, ઘણા લોકોની વસ્તીવાલા દેશોનો પાદશાહ, આ મોટી દુન્યાને સ્થાપનારો, પાદશાહ દારાયસનો છોકરો, હખામની વંશનો. (૩) મોટો પાદશાહ ઝર્કસીસ કહે છે કે અહિંયા જે કાંઇ પણ મારાથી બજા લાવવામાં આવેલું છે, અને બીજે ઠેકાણે જે કાંઇ પણ મારાથી કરવામાં આવેલું છે તે સઘળાંને મેં હોરમઝદની મહેરબાનીથી સમાપ્ત કરેલું છે. હોરમઝદ (બીજા) દેવતાઓ સાથ મને તથા બન્ને, મારા રાજ્ય તથા મારા

કામોને (યાને મારાથી જે કાંઈ બજા લાવવામાં આવેલાં છે તેને) બચાવે.'*

## એકસો સેતૂનનું દીવાનખાનું.

ઉપર કહેલા ચેહેલ મીનારની બરાબર પછવાડે એકસો સ્તંભોનો ૮૦ ચોરસવારનો દારાયસના તખતવાલો મહેલ છે, જેના ચાર ફીટ દાયમેટરના ૧૦૦ સ્તંભો હજીબી જમીનથી ત્રણ ફીટ ઉંચા ઉભેલા નજરે પડે છે. એ ઇમારતના મોટા દરવાજા ઉપર ખુરસી ઉપર પાદશાહ દારાયસને બેઠેલો જોવામાં આવે છે. ઝમાનાની ઉથલપાથલથી આ ઓરડાનો તમામ ભાગ પથરા તથા મટોડાથી ભરાઇ ગયો છે. આ ભવ્ય બાંધકામો તેની હાલની પડત હાલતમાંબી ત્યાંથી પસાર થતા મુસાફરોને ગોયા અજાયબીથી દંગ કરી નાંખે છે, અને જેઓએ તે જોયાં છે તેઓએ તેની એકે અવાજે તારીફ કીધી છે. અસલી ઝમાનાની મોહટાઇનો ખ્યાલ આપનારી કોઇ પણ બાકી રહેલી ચીજ હાલ હસ્તીમાં હોય તો તે આ, આ અને આજ પરસીપોલીસના ખંડીયેરો છે. અફસોસ કે સેકંદરે આ મહેલને આગ લગાડી બાળી નાંખ્યો!

ઇરાન દેશનો નામચો કવી ઉમર ખ્યામ આ પરસીપોલીસના ખંડીયેરો જોઇ પુકાર ઉઠાવે છે કે:—

'આન કાખ કે બર ચર્ખ હમીઝદ પહલુ–શાહાન હમે બર દરશ નેહાદન્દ રૂહ દીદમ કે બર કાંગોરેયશ ફાખતેહ–નશેસ્તો મીગોફ્ત કે કુ કુ કુ.'

આ મહેલ કે જે એક વખતે આસમાન સુધી ઉંચો ચહડયો હતો, અને જેના દરવાજા આગલ મોટા મોટા પાદશાહો એક વેલાએ બીરાજતા હતાં, ત્યાં એક કંગુરા ઉપર મેં એક રાની મોરને બેઠેલો જોયો કે તે કુ કુ કુ કરી બોલતો હતો યાને (બોલતો હતો કે અરે ઓ પાદશાહો હવે તમો કયાં ગયા?)

'હર કેરા ખાબગહે આખેર બદો મોશ્તી ખાક અસ્ત
ગુ ચે હાજત કે તો બર અફલાક કશી અઇવાન રા.'

ઓ માનસ! જ્યારે તારી આરામની જગ્યા તો આખરે એક બે મુઠીભર ખાકમાં છે, ત્યારે તુંજ વિચાર કર, કે આકાશની બુલંદી વેર છેક મહેલો ઉઠાવવામાં, તેં શું ફાયદો જોયો.

---

* રોયલ એશિઆટીક સોસાયટીના પુસ્તક ૧૦ માના પાને ૩૨૩ થી તે ૩૨૬ સૂધી.

### અસ્તોદાન.

આ ખંડીયેરોની પછવાડે પહાડ ઉપર ગુફામાં ૮ ફીટ લંબાઇ, ૫ ફીટ પહોળાઇ તથા ૨ા ફીટ ઉંડાઇના બબ્બે મોટા ખાડા કોતરી કહાડયા છે, કે જેની ઉપર ઢાંકવાના બે મોટા પથ્થરો ખીસાડેલા માલુમ પડયા. આ અસલી પાદશાહોના અસ્તોદાનો છે, કે જેની અંદર પાદશાહોની લાસોને મુકવામાં આવતી હતી, જે વખત જતાં સુકાયા બાદ ખાલી હાડકાંઓ આવા અસ્તોદાનોમાં જલવાઇ રહેતાં એવું આપણે ધાર્યે છીયે. અહિંથી તેજ પહાડની કઢણે જરા આગલ ચાલતાં બીજા છ અસ્તોદાનો એક બીજા ગુફામાં માલુમ પડયા. પડોસમાંજ એક ત્રીજો ખાલી ગુફો જોવામાં આવ્યો, કે જે અસ્તોદાન માટે કોતરી રાખેલો હોય. આ તરફ પહાડમાં એક મોટી ફાટ મારા જોવામાં આવી જ્યાં કાનચીમોરચાં વગેરે ઉડતાં હતાં. આ અસ્તોદાનો ઉપરના નક્ષો ત્યાં આવતા મુસાફરોનું મુખ્ય ધ્યાન ખેંચે છે, તે એ કે દહાડી અને ઝુલફા સાથના માથે તાજ પેહેરેલા પાદશાહને દાબા હાથમાં કમાન પકડી જમણો હાથ ઉંચો કરી આતશના પાતરાં સામે બંદગી કરતો ઉભો રાખ્યો છે, જેની ઉપર હવામાં ઉડતો એક પાદશાહી આકાર છે જેને પાંખો છે.

### નક્ષે રજબ.

તખ્તે જમશીદના ખંડીયેરોથી અરધો માઇલ દુર એક કુદરતી ગુફાની ત્રણ બાજુએ જુદી જુદી જાતના ચીતારો કોતરવામાં આવ્યા છે, જે સાસાનીયાન વંશના સ્થાપક અરદેશીર બાબેગાન તથા તેના છોકરા શાપૂરને લગતા છે. આ ચીતારો ઝમાનાની ગીરદેશીથી ખરાબ હાલતમાં આવેલા છે.

### નક્ષે રૂસ્તમ.

નક્ષે રજબથી ત્રણ માઇલ દુર શીવન ગામ જતી મોટરના માર્ગમાં દાબા હાથ ઉપર જલ્યાન નામના ગામથી દોઢ માઇલને છેટે નક્ષે રૂસ્તમ નામનો નામીચો પહાડ આવેલો છે, જ્યાં ગધેડાં ઉપર બેસીનેજ જવામાં ફાયદો છે, કારણ કે વચ્ચે પૂલવાર નદીના ફાંટા ઓળંગવા પડે છે. આ પહાડ ઉપર ૬ નક્ષો આવેલા છે, જે દસથી બાર ફીટના બુલંદ કદના હોવાથી તે રૂસ્તમ પેહેલવાન અથવા તેની સાથના આદમીઓના હશે એવું વીચારી હાલના ઝમાનાના ઇરાની-

ઓએ નક્ષ રૂસ્તમ નામ આપ્યું છે. આ નક્ષોમાંના પહેલામાં મહાત્મા શાપૂર પહેલાની રૂમના શાહાનશાહ વેલેરીયન ઉપરની ફત્તેહનો દેખાવ છે, જે ત્યાં લખેલી પેહલવી તથા ગ્રીક ભાષાની તખ્તીઓ ઉપરથી જણાઇ આવે છે. બીજામા લખેલા લેખો ઉપરથી માલુમ પડે છે કે હોરમઝદનો કલ્પીત આકાર પાડી મહાત્મા અરદેશર બાબેગાનને ઇરાનનું તાજ આપતો દેખાડયો છે. ત્રીજામાં ધારવામાં આવતા સાસાનીયાન વંશનો ૭ મો પાદશાહ નરસી પોતાની રાણીને તાજની નીશાન આપતો જોવામાં આવે છે. ચોથામાં બેહરામ બીજો પોતાના દરબારીઓ આગલ કાંઇ બોલતો હોય એવું ધારયામાં આવે છે. પાંચમાં તથા છથા નક્ષમાં બે ઘોડેસવારો નેજાથી લડતા હોય એવો કાઇ આકાર છે. સર પોરટર જણાવે છે કે તે બેહરામ પાંચમાંની (ગુર) તાતારનાં પાદશાહ સાથની લડાઇની ફત્તેહના દેખાવો છે.

## અસ્તોદાન.

અહિંયાજ લગભગ ૬૦ ફીટની ઉંચાઇએ એક સરખાં આકારના ચિત્રોથી ભરેલાં ૪ અસ્તોદાનો જોવામાં આવે છે, જેઓની સામે મોહ કરી ઉભા રહેતાં જમણા હાથ ઉપરનું ત્રીજું પાદશાહ દરાયસનું છે એમ તેની ઉપર બીલારોકા ભાષામાં લખાયલા લેખો ઉપરથી માલુમ પડે છે. આ અસ્તોદાનો ઉપર જઇને જોવાનો બીજો કોઇ પણ માર્ગ ન હોવાથી ત્યાંના લોકો મુસાફરોને દોરડાંથી બાંધી ઉપર ખેંચી શકે છે. આ અસ્તોદાનોના તમામ કોતરકામો તખ્તે જમશીદના અસ્તોદાનની માફક છે. આ પહાડ ઉપર પથ્થરના બનાવેલાં આતશી ધૂપદાનો પણ જોવામાં આવે છે.

## કાબે જરદોશતવાલી ઇમારત.

આ અસ્તોદાનવાલા પહાડની બાજુમાંજ સંગેમરમરના સફેદ પથ્થરની ૨૪ ફીટ સમચોરસ ઇમારત આવેલી છે, જેને ત્યાંના લોકો કાબે જરદોશત તરીકે ઓલખે છે. જેમ અહિંયા આપણી આરામગાહો આગલ સગડી રાખ્યે છીયે તેમ તે પાદશાહોએ પણ પોતાની આરામગાહના પહાડ નજદીક આવી રીતની કાંઇક ગોઠવણ કરવા સારૂં આ આતશકદેહની ઇમારત બાંધેલી હોવી જોઇએ. આ નક્ષે રૂસ્તમવાલા પહાડની જગ્યાને વાસ્તે એવું કેહવામાં આવે છે કે હખામનીં તથા સાસાનીયાન ઝમાનામાં તે એક મુખ્ય પવિત્ર જીયારતગાહ તરીકે ગણાતી



نقش رُستم

دخمهٔ شاهنشاهان هخامنشی و بنای دست راست معروف است به کعبهٔ زرتشت

SCULPTURES AND ASTODANS AT NAKSH-I-RUSTOM.

નક્ષે રૂસ્તમના પહાડ ઉપરના કોતરકામો તથા અસ્તોદાનો.

હતી, અને હઝારો લોકો તેની તીરથે આવી દસ્તુરો પાસેથી દીની ક્રીયા-કામો કરાવતાં હતાં. મોટા મોટા પાદશાહો વટીક ભારે ઠાઠમાઠ સાથે આ પવિત્ર જગ્યાની મુલાકાત લઇ માન આપતા હતા એવી તે વખતે આ જગા આબાદ હતી. પણ અફસોસ! હાલમાં તેજ જગા ઝમાનાની ગીરદેશીથી ઉજડ વેરાન જેવી થઇ પડી છે, તોપણ ત્યાંની બાકી રહેલી નીશાનીઓ હજી પણ આપણને તેની આગલી મોહતાઇની યાદ આપે છે.

## ઇસ્ફહાનમાં એક વાર ફરીથી.

શીવનથી બ્રેસપતવાર તારીખ ૨૬ મી જુન સવારે ઉપડી, બપોરે સાડા બાર વાગે દેહબીદ આવી લાગ્યા, કે જ્યાંથી તારના થાંભલા સાથના રસ્તા માર્ગે ઇસ્ફહાન જવાય છે, જ્યારે બીજે બીયાબાનને રસ્તે યઝદ જવાય છે. રાત્રે આબાદે ગામમાં મુકામ કરી બીજે દિવસે રાત્રે પોણા આઠ વાગતે ઇસ્ફહાનમાં આવી અગાઉથી તૈયાર રાખેલા બાગે કાઝરૂનીના સુંદર મકાનમાં ઉતારો લીધો. અમો અહિંયા ત્રણ દિવસ રહી મંગલવાર તારીખ ૧ લી જુલાઇએ તેહેરાન તરફનો રસ્તો પકડયો. સાંજે હાજીઆબાદ ગામના બાગમાં આવેલી એક માલવાલી ઇમારતમાં ઉતારો લઇ બીજે દિવસની સવારે ત્યાંથી ઉપડી ઇસ્ફહાનથી ૧૭૩ માઇલ કાપી સવારે સાડા દશ વાગતે કુમ નામના શેહેરમાં આવી લાગ્યા. ત્યાંથી ઉપડેલા તે રાત્રે હુસેનાબાદ ગામની તેલીફ્રાન ઓફીસમાં આશરો લીધો. અહિંયા અમોએ માર્ગમાં 'સાવરે' નામની નદીમાંથી એક બાલદી ભરીને મચ્છીઓ પકડી હતી તે પકાવી ખાધી. બ્રેસપતવાર તારીખ ૨ જી જુલાઇએ સવારે અગ્યાર વાગતે તેહેરાનમાં દાખલ થઇ છોકરીઓની મદ્રેસાના મકાનમાં ઉતારો લીધો. આ મકાન સખાવતી બાઇઓ સુનાબાઇ તથા જરબાઇ દુબાશે બંધાવી આપ્યું હતું.

ઇસ્ફહાનથી તેહેરાન શેહેર જતાં રસ્તામાં જે મંજલો આવે છે તેના નામો તથા તેઓની વચ્ચેની લંબાઇ નીચે મુજબ છેઃ—

| મંજલ | લંબાઇ માઇલમાં |
|---|---|
| ઇસ્ફહાન | |
| ગઝા | ૯ |
| મદરીશાહ | ૨૦ |
| મુરચેહ ખોર્દ | ૫ |

| મંજલ | લંબાઇ માઇલમાં | |
|---|---|---|
| મયમન | ૫૧ | |
| રોબાતે તોર્ક | ૧૧ | |
| દેલીજાન | ૧૯ | |
| નચઝાર | ૨૬ | |
| કલેહ-ઇ-જમ | ૮ | |
| કુમ | ૨૪ | (ટેલીગ્રાફખાતું) |
| કુશકે નોસરત | ૩૫ | |
| અલ્યાબાદ | ૫ | |
| કલેહ-ઇ-મહમદઅલીખાન | ૧૦ | |
| હસનાબાદ | ૧૮ | |
| કાહરીઝક | ૧૪ | |
| શાહ અબદુલ અઝીમ | ૮ | |
| તેહેરાન | ૯ | (બ્રીટીશ કોનસલેટ, ટેલીગ્રાફ અને ટેલીફોનખાતું) |
| | ૨૭૨ | |

## તેહેરાન.

તેહેરાન શેહેર દરયાની સપાટીથી ૩૮૦૦ ફીટ ઉંચું છે. હાલમાં આ શેહેર ઇરાનનું પાયતખ્ત ગણાય છે, જે બીજાં મોટાં શેહરોની માફક રોણકદાર છે. જે વેલા 'રય' શેહેર યાને અવસ્તાનું 'રઘ' શેહેર પૂર જાહોજલાલીમાં હતું ત્યારે તેહેરાન એક ગામડું હતું, પણ ત્યાર પછી જ્યારથી જંદ તાયફાવાલાઓના હાથમાંથી આગા મહમદ કાઝારે ઇ. સ. ૧૭૬૭ ઇરાનનું રાજ જીત્યું, ત્યારથી તેહેરાન પાયતખ્ત તરીકે ગણાવા લાગ્યું. આજ વંશના પાદશાહો ફતેહઅલીશાહ તથા નાસરૂદ્દીન શાહે નેહેરો તથા ઇમારતો બાંધી ઘણા સુધારા વધારા કીધા. હાલ તેહરાનમાં ૨,૫૦,૦૦૦ માણસોની વસ્તી છે, અને અંગ્રેજ, ફ્રેન્ચ, જરમન, રશીયન વગેરેના એલચી ખાતાંઓ છે. રાત્રે ઇલેક્ટ્રીક રોશનીથી શેહેર દીપી નીકળે છે. અમો જે દિવસે તેહેરાન પુગ્યા તેજ દિવસની સવારે પ્રખ્યાત કવી એશ્કીનું ખુન કરવામાં આવ્યું હતું. અફસોસ! કે તેને અમો જોઇ શકયા નહિ. અહિંયા ૮૧૮ જરથોસ્તીઓની વસ્તી છે, જેઓમાંના ઘણા ખરા વેપા-

રમાં પડેલા હોવાથી સારી હાલતમાં છે. જરથોશ્તી છોકરા છોકરીઓની સ્કુલ છે, જ્યાં મોટી સંખ્યામાં તેઓ કેળવણી લે છે. ૧૯૨૬ ના સાલના તેહેરાનની જરથોશ્તી અંજુમનના રીપોર્ટ ઉપરથી માલુમ પડે છે કે ૮૧૮ જરથોશ્તી વસ્તીમાંથી ૫૧૯ જણાઓએ કેળવણી લીધેલી છે, એ એક ખુશી થવા જોગ બીના છે. તેહેરાનમાં અમારી પારટીની સઘળી ગોઠવણ અહિંની ઇરાની પારલામેંતના જરથોશ્તી સભાસદ અરબાબ કૈખુસરૂ શાહરૂખે કીધી હતી. તેહરાનમાં અમારા ૧૫ દિવસના રહેવાસ દરમ્યાન તે વખતના વડા વજીર તથા લશ્કરના સપેહસાલાર, પણ હાલના શાહાનશાહ રીઝાશાહ પેહેલવી (ખુદા તેમને લાંબી જીંદગી બક્ષે), વજીરો તથા હાકેમો સાથે ખુશનુમા મુલાકાતો થઇ હતી, અને ઇરાની મજલીસની એક મીટીંગનું કામકાજ જોવાની પણ તક મલી હતી. અહિંયા અમારામાંના થોડાએકોએ ઇરાનના એક વખતના શાહ સોદાગર બુઝોરગ અરબાબ જમશીદ જમશેદીયાનની તેવણના મકાનમાં મુલાકાત લીધી હતી. તેહેરાન ઇરાનનું પાયતખ્ત હોવાથી મોઘું છે, તથા અહિંનુ પાણી સારૂં ન હોવાથી ગરમ કરી પીવામાં વધારે સલામતી રહે છે. તેહેરાનમાં ગ્રાંન્ડ હોટેલ, હોટેલ ડી પારી, હોટેલ ડી ફ્રાન્સ તથા મુસલમીન મેહેમાનખાનાઓ પણ છે. આ શેહેરમાં જરથોશ્તીઓનું એક રોનકદાર આતશકદેહ તથા દખમું પણ છે.

### ઇરાનની રેલવે અને શેહેરે રય.

તેહેરાનથી ચાર માઇલ દુર આવેલી જીયારતગાહે શાહ અબ્દુલ અઝીઝ તરફ એક મીતરગેજ રેલ્વે દોડે છે, જે બેલજીયમ કુંપનીનો શહાસ છે શાહ અબદુલ અઝીઝથી જરા છેટે આપણા અતી વહાળા વખશુરે વખશુરાંન, રમ્ઝગો, અહુરાના પીયારા, અશો સ્પિતમાન ઝરથુશ્ત્ર સાહેબની જન્મ ભુમીનું પવિત્ર 'રય' શેહેર આવેલું છે, જ્યાં હાલમાં વીખરાયલા ખંડીયેરોના ટુકડાઓ સિવાય બીજું કાંઇ પણ જોવાજોગ નથી. એ ઠેકાણે એક મીઠાં પાણીનો ઝરો વહે છે, જેને ચશ્મેહ-ઇ-ફ્રામર્ઝ કરી કહે છે, અને તે ઝરાની આગલ ફતેહઅલીશાહની દરબારનો નક્ષ જોવામાં આવે છે. શાહ અબદુલ અઝીઝથી રય જતાં માર્ગમાં એક પચીસ ફીટ ઉંચાઇનો ગંજાવર મીનારો જોવામાં આવે છે, જે સલજુકયાન વંશના શાહ તુગાલની કબર તરીકે ઓળખાય છે.

### જોવાલાયક જગ્યાઓ.

અમોએ નામદાર શાહનો મેહેલ જે બાગે ગુલેસ્તાનમાં આવેલો

છે તેની મુલાકાત લીધી હતી. નાદીરશાહ જે દીલ્લીથી પ્રખ્યાત 'તખ્તે તાઉસ' યાને 'પીકોક થ્રોન' લુંટી લાવ્યો હતો, તેની એક નકલ તથા કાઝાર વંશના શાહોને ભેટ સોગાદમાં મલેલી ચીજોનું મોટું સંગ્રહ-સ્થાન અહિંયા જોવામાં આવે છે. મહમદે ગફારી યાને કમાલ-અલ-મુલ્ક આર્ટ ગેલરી પણ જોવા લાયક છે, જ્યાં આપણા શાએરાન શાએર પાકઝાદ ફીરદોસી તુસીનું પલાસતર ઓફ પેરીસથી બનાવેલું બાવલું આપણું ખાસ ધ્યાન ખેંચે છે. મીલીટરી કેડેટ અને એગ્રીકલચરલ સ્કુલ, ટંકશાલ, મીશનરીઓથી ચાલતી હોસપીટલ, તાલીમખાના તથા બઝાર પણ મુલાકાત લેવા લાયક છે. ખ્યાબાને લાલેઝાર નામના ધોરી રસ્તા ઉપર હારેબંધ દુકાનો આવેલી છે, જ્યાંથી ઘોડાની ટ્રામ-ગાડીઓ દોડે છે. તેહેરાનથી થોડે દુર એક ખાંડની ફેકટરી ઉભી કરવામાં આવી હતી જે હાલમાં બંધ છે.

## મુલાકાત લેવા લાયક ગામો.

તેહેરાનથી થોડે દુર ગુલહક, શમરાન, તજરીશ, દરબન તથા પાસકાલે નામના ગામો આવેલાં છે. પાસકાલે જે એક પહાડ ઉપર આવેલું ગામ છે, ત્યાં ગરમીના દિવસોમાં અવારનવાર શોખીનો પીક-નીકે ઉતરી પડે છે. પાસકાલેથી દોઢ માઇલ દુર આબેશાર નામની જગ્યા છે, જ્યાંથી પાણીનો ધોધ શરૂ થઇ પાસકાલે ગામ આગલથી વહેતો નીચે ખીણમાં પડે છે. તેહેરાનથી દેમાવંડનો પહાડ લગભગ ચાલીસ માઇલ દુર આવેલો છે, જે ૧૯૦૦૦ ફીટ ઉંચો હોવાથી તેનો ઉપલો ભાગ બારો માસ બરફથી ઢંકાયલો રહે છે. આ પહાડ ઉપર ગરમ પાણીના ઝરા છે, તથા તેની તળેટીમાં 'રૂહ અફઝાર' નામનું ગામ આવેલું છે.

## અરબાબ કેખસરૂ શાહરૂખ.

એવણ ઇરાનની જરથોશ્તી અંજુમન તરફથી ઇરાનની પારલા-મેંટમાં બેઠક ધરાવે છે, જ્યાં જરથોશ્તીઓના હકો જાલવવા તથા તેઓ તરફથી થતી ફરીયાદોની વાજબી લડત ચલાવે છે. એવણનો લગવગ બહુજ ભારી છે. ઇસલામીઓ પણ એવણ તરફ માનની નજરથી જુવે છે, તે આટલા ઉપરથી માલુમ પડશે કે, તેઓની પવિત્ર કેતાબે કોરાન કે જેની ઉપર પારલામેંટની બેઠક ધરાવતા દરેક સભાસદે કસમ લેવા જોઇએ, તે પાક કેતાબ એવણના સ્વાધીનમાં રહે છે એ કાંઇ જેવું તેવું માન નથી. અત્યાર અગાઉ અરબાબ કેખુસરૂ શાહરૂખે 'ફરૂગે

માઝદયસની' તથા તેવણના સાહેબઝાદા અફલાતુને 'આઇને દીને જરથોશ્તી' નામની કેતાબો છપાવીને વેહેંચી છે, જે જરથોશ્તીઓમાંજ હોંશથી વંચાય છે, એટલુંજ નહિ, પણ ઇસલામીઓમાંબી વંચાયાથી તેઓની જરથોશ્તી તરફની લાગણીમાં આવકારદાયક સુધારો માલુમ પડયો છે. એવણ યુરોપ અને અમેરીકાની વારંવાર મુલાકાતો લઇ પોતાને મલેલો અનુભવ દેશને આપતા રહ્યા છે.

મી૦ અરદેશર રીપોરટર

ઇરાન ખાતેના બીજા આડતીઆ મરહુમ શેઠ કેખુસરૂ તીરંદાઝ ખોરસંદના મરણ પછી ઇ. સ. ૧૮૯૩ માં મી૦ અરદેશરને ત્રીજા આડતીઆ તરીકે ઇરાન મોકલવામાં આવ્યા હતા, ત્યારથી તે હાલ વેર એવણનો વસવાત તેહેરાનમાંજ છે. એવણ ઇરાનની બાબદોનો ઉંડો અનુભવ ધરાવે છે તથા ઇરાની, રૂસ અંગ્રેજ વગેરે પ્રજાઓમાં એવણનો લાગવગ પણ સારો છે.

તેહેરાનથી શુકરવાર તારીખ ૧૮ મી જુલાઇના દીવસે અરબાબ કેખુસરૂ શાહરૂખ, ભાઇ અરદેશીર રીપોરટર વગેરેનો લાયક શબ્દોમાં ઉપકાર માની મલી ભેટી અમોએ કાઝવીન તરફ હેરયું લીધું.

તેહેરાનથી કાઝવીન શેહેર જતાં રસ્તામાં જે મંજલો આવે છે તેના નામો તથા તેઓની વચ્ચેની લંબાઇ નીચે મુજબ છે:—

| મંજલ | લંબાઇ માઇલમાં |
|---|---|
| તેહેરાન | |
| શાહઆબાદ | ૧૬ |
| કરચ | ૧૦ |
| કોરદન | ૧૮ |
| આબેયેમ | ૧૬ |
| હસનાબાદ | ૧૪ |
| શરીફાબાદ | ૧૧ |
| કાઝવીન | ૯ |
| | ૯૪ |

## કાઝવીન.

રસ્તામાં અમોએ પ્રીરોઝબેહેરામઆબાદ નામનું અરબાબ કેખુસરૂ શાહરૂખનું ફળદ્રુપ ગામ જે શેહેરથી ૧૨ માઇલ દુર આવેલું છે

તે છોડી, બપોરે ખરાજ નામની મોટી નદી ઉપર રશીયનોએ બાંધેલા પુલ ઓળંગી, ૯૪ માઇલ કાપી છેક રાત્રે કાઝવીન આવી અરબાબ બરજોર શાહપૂરના ગ્રાન્ડ હોટેલમાં ઉતારો લીધો.

કાઝવીન શેહેર દરયાની સપાટીથી ૪૦૦૦ ફીટ ઉંચુ છે. બીજે દિવસે શેહેરની બજાર જોઇ આજુબાજુ ફરી હરી આતવાર તારીખ ૨૦ મી જુલાઇએ કાઝવીન છોડી અમોએ હમાદાનનો રસ્તો પકડયો, જ્યારે અમારી ટોલીમાંના મીં૦ ફીરોઝશાહ ગઝદરે યૂરોપ જવાને સારૂં એક જુદાજ મોટરબસમાં માઝનદરાન પ્રાંતમાં આવેલા રેશ્ટ તરફ હંકારયું. અમોએ માર્ગમાં ખરૂદ નામની નદી ઓળંગી તથા ગરમ પાણીના ઝરા જોઇ પહાડી મુલક પસાર કરી, ૧૪૮ માઇલ કાપી રાત્રે હમદાન નામના શેહેરમાં દાખલ થઇ અરબાબ ગુશ્તાસ્પે રૂસ્તમ નામના જરથોસ્તી વેપારીના ઘેરમાં ઉતારો લીધો.

કાઝવીનથી હમદાન શેહેર જતાં રસ્તામાં જે મંજલો આવે છે તેના નામો તથા તેઓની વચ્ચેની લંબાઇ નીચે મુજબ છે:—

| શેહેર | લંબાઇ માઇલમાં |
|---|---|
| કાઝવીન | |
| સુલતાન આબાદ | ૬ |
| સીયા દેહાન | ૧૬ |
| નેહાવન્દ | ૧૫ |
| હેઝાર | ૧૩ |
| અવેહ | ૨૨ |
| રાઝાન | ૨૨ |
| વીયાન | ૨૭ |
| હમદાન | ૨૭ |
| | ૧૪૮ |

## હમદાન.

આ શેહેર દરયાની સપાટીથી ૬૧૦૦ ફીટ ઉંચુ છે, જે અલવંદ પહાડની ટળેટીએ આવેલું છે અને આખા મીડીયાનું ઘણુંજ મહાભારત અને ભપકાદાર પાયતખ્ત હતું. શેહેરની બહાર એક ઉંચો મોટો ટેકડો જોવામાં આવે છે, જે એક અસલી આતશકદેહનું ખંડી-

ચેર છે. એ જગ્યાને 'મુસલ્લાહ'નું ખંડીયેર કહે છે. એની બાજુમાંજ એક પથ્થરનો સીંહ છે, જેને ત્યાંના લોકો પોતાની માનતા માનવામાં કામ લે છે. શેહેરથી લગભગ બાર માઇલ દુર અલવંદ પહાડમાં હખામનીશ પાદશાહો દારાયસ હિસ્તાસ્પીસ તથા તેના છોકરા મહાત્મા ઝર્કસીસની ત્રણ તખ્તીઓ કોતરેલી છે, જે 'ગંજ નામે'તરીકે ઓળખાય છે. આ ત્રણમાંથી બેજ માત્ર સારી હાલતમાં બચી રેહેવા પામી છે જેનો મેજર શેલીનસને કરેલો તરજુમો નીચે પ્રમાણે છે:—

પહેલી દાબા હાથ ઉપરની તખ્તીનો તરજુમો:—

'મોટો ખુદા હોરમઝદ, જેણે જમીન આપીચ, જેણે પેલું આસમાન આપ્યુંચ, જેણે માણસજાત આપીચ, જેણે માણસજાતને જીવ આપ્યોચ, જેણે દારયવુશને પાદશાહ બનાવીયોચ, જેમ લોકોનો પાદશાહ તેમ લોકોને ધારા આપનાર.'

'હું દારયવુશ પાદશાહ, મોટો પાદશાહ, પાદશાહોનો પાદશાહ, ઘણા વસ્તીવાલા દેશોનો પાદશાહ, આ મોટી દુન્યાને ટેકો આપનાર, વીસતાસ્પનો બેટો હખામનીશ.'

બીજી જમણા હાથ ઉપરની તખ્તીનો તરજુમો:—

મોટો ખુદા હોરમઝદ, દેવતાનો વડો, જેણે આ દુન્યા આપી છે, જેણે પેલું આસમાન આપ્યું છે, જેણે માણસજાત આપ્યાં છે, જેણે માણસોને જીંદગી આપી છે, જેણે ઝર્કસીસને પાદશાહ બનાવ્યો છે, બન્ને લોકોનો પાદશાહ, અને લોકોનો કાયદા બાંધનાર.'

'હું છું ઝર્કસીસ, મોટો પાદશાહ, પાદશાહોનો પાદશાહ, ઘણી વસ્તીવાલા દેશોનો પાદશાહ, વળી આ મોટી દુન્યાને તકવિયત કરનારો દારાયસ પાદશાહનો છોકરો, હખામની વંશનો.'

શેહેરની આજુબાજુ ફરતાં બીજાં નાના મોટાં ઘણાંક ખંડીયેરો તથા એક કીલ્લો પણ જોવામાં આવે છ. અહિંના લોકો ધર્મ ઝનુની માલુમ પડયા. અહિંયા હોટેલ ડી ફ્રાન્સે તથા બીજા બે ત્રણ નાના હોટેલો પણ છે. મંગલવાર તારીખ ૨૨ મી જુલાઇએ હમદાનને છેલ્લી સલામ કરી કેરમાનશાહ તરફનો રસ્તો પકડયો.

હમદાનથી કેરમાનશાહ શેહેર જતાં રસ્તામાં જે મંજલો આવે છે તેના નામો તથા તેઓની વચ્ચેની લંબાઇ નીચે મુજબ છે:—

| શેહેર | લંબાઇ માઇલમાં | |
|---|---|---|
| હમદાન | | |
| અસદ આબાદ | ૨૯ | |
| કચકાવર | ૨૫ | |
| સાહના | ૨૦ | |
| બેહીસ્તુન | ૧૮ | |
| સરે-પૂલે-કરાસુ | ૨૦ | |
| કેરમાનશાહ | ૪ | બ્રીટીશ કોનસલેટ |
| | ૧૧૬ | |

બપોરે 'કચકાવર' નામના કસબામાં આવી પોહોંચી ત્યાંના હાકેમના પરોણા તરીકે તેવણ સાથે ખાણું લીધું. જે પછી ત્યાંના એક અસલી મોટા આતશકદેહના ખંડીયેરની મુલાકાત લીધી. અહિંયાથી આગલ વધી સાંજે 'કુહે બેહીસ્તુન'ના લેખોવાલા પહાડ આગલ જઇ લાગ્યા.

નકશે બેહીસ્તુન.

કેટલાએકો આ નામીચા પહાડને કુહે બિસેતુન એટલે સ્થંભ વગરનો પહાડ અથવા બાગેસ્તાન પણ કહે છે. પહાડની બાજુમાંજ નીચે નદી તથા એક ગામ વસાયલું છે જ્યાં આવતી જતી વંજારો આશરો લે છે. આ પહાડની લગભગ ૩૦૦ ફીટની ઉંચાઇએ એક નક્ષ બીલારોકી હરૂફોની તખ્તીઓ સાથનો કોતરી કહાડેલો છે. અહિંયા પાદશાહ દરાયસ એક હાથમાં કમાન પકડી બીજે હાથ ઉંચો કરી બંદીવાન થયલા કહીઓને નસીયત આપે છે. પાદશાહની પછવાડે તેના બે ખીદમતગારો ઉભેલા છે, કે જેમાંના એકના હાથમાં કમાન તથા બીજાના હાથમાં ભાલો છે. તખ્તીઓના તરજુમા ઉપરથી એવું માલુમ પડે છે કે જે વખતે પાદશાહ દરાયસ ઇરાનની ગાદીએ આવ્યો ત્યારે તેની સામે દસ વખતે જુદા જુદા પ્રાંતોના લોકોએ બળવો કર્યો હતો, પણ હર વખત પાદશાહે તે બળવાઓને દાબી દીધા હતા, તે બતાવવા તથા તેને લગતું બ્યાન જણાવવા આ નક્ષવાલો તાક તથા તખ્તીઓ કોતરાવ્યાં છે. આ તખ્તીઓના લખાણની ઇબારત બહુજ સાદી માલુમ પડે છે. વારેઘડીએ પાદશાહ પોતે કીધેલી ફત્તેહોની કીરતી હોરમઝદને આપે છે કે હોરમઝદની મદદથીજ પોતે ફતેહ પામ્યો છે. પોતાની ઉપર હોરમઝદની



کوه بیستون - داریوش و ده نفر از سرکشان که اسیر شدند

MOUNTAIN OF BI-SATOON. DARIUS THE GREAT AND HIS TEN CAPTIVE INSURGENTS.

**બીસતુન (બેહીસતુન)નો પહાડ. મહાન દરાયસ અને તેના પકડેલા દસ બળવાખોર કેદીઓ.**

મહેરબાનીનું કારણ જણાવતા લખે છે કે 'હું બુરો નહિ હતો, હું જુઠો નહિ હતો, હું જુલમગાર નહિ હતો.' મહાત્મા દરાયસે આ તખ્તીઓમાં પોતે કીધેલાં પ્રાક્રમોની ખરી બીના જાહેર કીધી છે તેની સાબેતી તે વાંચનારની ખાત્રી કરવા જણાવે છે કે 'હોરમઝદ મારો શાહેદ છે કે જે મેં કીધું છે તેનો આએ લેખ જુઠો નથી કીધો.' અહિયાં પાદશાહ પોતાની પછવાડે આવનારને શીખામણ દે છે 'જુઠાથી તદન દુર રહેજે, જે માણસ જુઠો હોય તેનો તદન નાશ કરજે.' એ ઉપરથી પુરવાર થાય છે કે અસલના ઇરાનીઓ જુઠાને ધીક્કારતા હતા. આ તખ્તીઓમાં પાદશાહે પોતે કીધેલી બીજી ફત્તેહોને જાહેર નથી કીધી તેનું કારણ આપતાં જણાવે છે કે 'હોરમઝદની મહેરબાનીથી એ વગેરે જે મેં ઘણું કીધું છે, તે મેં આ તખ્તીઓમાં નથી લખાવ્યું, કે રખેને જે કોઇ હવે પછી આવે તેણે ઘણા કામો જે મેં બીજે ઠેકાણે કીધાં છે, તે ખોટાં માલુમ પડે.' આ લેખોની અંદર પાદશાહ દરાયસે આ તખ્તીઓની સંભાલ લેનારને દુવા દીધી છે તથા ખરાબ કરનારને શ્રાપ દીધા છે. આ મહાન પાદશાહ દરાયસે એક વાર ફરીથી ઇરાનમાં ખાલેસ જરથોશ્તી ધર્મ સ્થાપ્યો હતો.

## કેરમાનશાહ.

કેરમાનશાહ શેહેરની એક બાજુએ કુર્દીસ્તાનનો પહાડ તથા જાબ નદી વહે છે, જ્યારે બીજી તરફ શેહેરથી બે માઇલ અગાઉ દાખલ થવાના રસ્તા ઉપર તાકે બોસતાનનો પહાડ આવેલો છે. ત્રીજી તરફથી સીધો બગદાદ જવાનો ધોરી રસ્તો છે, જ્યારે ચોથી તરફથી બેહીસ્તુનની ખીણ આવેલી છે. પાણીને લીધે શેહેરની આસપાસ બાગ બગીચાઓ તથા ફળદ્રુપ ખેતરો આવેલાં છે. અહિંના હવા પાણી ઘણાં સારાં છે, તથા વેપારી બઝારો પણ મોટાં છે. આ શેહેર દરયાની સપાટીથી ૫૦૦૦ ફીટ ઉંચું છે.

## તાકે બોસતાન.

તાકે બોસતાનવાલો નામીચો પહાડ કેરમાનશાહ જવાના રસ્તા ઉપર શેહેરની બે માઇલ અગાઉ આવે છે. આ પહાડ ઉપર મોટા તાકની બહાર બેઉ તરફ બબે પાંખવાલી બે પરીઓને હવામાં ઉડતી કોતરેલી છે. ત્યાં તાકની અંદર શીરીન, શાહાનશાહ ખુસરૂ પરવેઝ તથા રૂમના શાહાનશાહ મારીસનો નક્ષ છે. આજ તાકની નીચે શાહાનશાહ ખુસરૂ પરવેઝ પોતાના નામીચા 'શબદીઝ' ઘોડા ઉપર લડાયક પોષાકમાં

સજ થઇ સવાર થયલો દીસે છે. આ તાકની ડાબી તથા જમણી બાજુએ ખુસરૂ પરવેઝ શીકારગાહમાં મશગુલ થયલો જોવામાં આવે છે. અહિંયા જાણવું અગત્યનું થઇ પડશે કે, ખુસરૂ પરવીઝ કે જેણે ઇ. સ. ૫૯૦-૬૨૪ વેર ઇરાન ઉપર રાજ કીધું હતું, તે નોશીરવાન આદેલના છોકરા હોરમઝદનો છોકરો હતો. એની પાદશાહીની શરૂઆતમાં ઇરાને પુર જાહોજલાલી જોઇ હતી, પણ પછવાડેથી એની પડતી આવી, અને એનોજ છોકરો શીરૂય જે રૂમના શાહાનશાહ કયસરની છોકરી મર્યમનો છોકરો થતો હતો, તેજ તેની સામે થયો. એ પાદશાહ પોતાના છોકરા શીરૂયની ઉશકેરણીથી એક ઇરાનીના ખુની હાથનો ભોગ થઇ પડી માર્યો ગયો.

બીજી તાકની અંદર સાસાનીયાન વંશના પાદશાહો શાપૂર બીજા (ઝૂલ અકતાફ) તથા ત્રીજાના નક્ષો છે.

ત્રીજો નક્ષ જે ખડકની બહાર કોતરેલો છે, તેમાં અહુરમઝદને સાસાનીયાન વંશના સ્થાપક અર્દશીર બાબેકાનને (ઇ. સ. ૨૧૧-૨૪૧) ઇરાનનું રાજ આપતો હોય તેમ દેખાડેલો છે.

પયગામબર જરથોશ્ત સાહેબની કહેવાતી આકૃતિ.

એજ નક્ષની ઉપરની ત્રીજી આકૃતિને આપણા પાક પયગામબર હઝરતે જરથોશ્ત સાહેબ તરીકે માન્યે છીયે, જે લગભગ સાડા છ ફીટ ઉંચી છે. જે પોશાકથી બદન સજ થયલું છે તે પાદશાહોના પોશાક કરતાં કંઇ એક દરજ્જે સાદો છે. માથા ઉપર એક દુપેટો વીતાલેલો છે કે જેની ઝાલરો કમર સુધી યા તેથીબી નીચે લટકતી જોવામાં આવે છે. માથાની પછવાડે સૂરજના કીરણો પ્રકાશે છે અને બે હાથે આસો પકડેલો છે. કમર ઉપર કમરબંદ બાંધેલો હોવો જોઇએ કારણકે તેના બે ઝુલટા છેડાઓ જોવામાં આવે છે. પોશાક ઉપર કાંઇક ભરતકામ કીધેલું હોય એવું માલૂમ પડે છે. અરધા સેતારા જેવા આકાર ઉપર બેઉ પગોને બે સામસામી દીસાએ ફેરવેલા રાખીને ઉભેલા જણાય છે. નાપાક ઝાલેમોના હાથથી જોકે ચેહેરાને નુકસાન થયું છે, તોપણ એ આકૃતિ કોઇ પયગામબર અથવા ખુદાઇ નુર પામેલા પરહેજગારની હોવી જોઇએ એમ ખુલ્લું જણાઇ આવે છે. એજ પહાડની તલેટીમાંથી એક મીઠાં પાણીનો ઝરો નીકલે છે જેને ચશ્મે ઇ-શીરીન કરીને કહે છે. આ પાણી પીવામાં ઘણુંજ હજમયત ભરેલું છે.



طاق بستان - آثار ساسانی

TAK-I-BOSTAN (NEAR KERMANSHAH).

કેરમાનશાહ શેહેરની નજદીક આવેલો તાકે બોસતાનનો પહાડ
જેમાં સાસાનીયાન ઝમાનાના કોતરકામો આવેલા છે.

બેસપતવાર તારીખ ૨૪ મી જુલાઇએ કેરમાનશાહ છોડી રાત્રે સોરખદેહ ગામની કેરેવનસરામાં સુતા કે બીજે દિવસે બપોરે કસરે શીરીન આવી ત્યાંના ટેલીફોનખાતામાં આશરો લીધો.

કેરમાનશાહથી કસરે શીરીન શેહેર જતાં રસ્તામાં જે મંજલો આવે છે તેના નામો તથા તેઓની વચ્ચેની લંબાઇ નીચે મુજબ છેઃ-

| શેહેર | લંબાઇ માઇલમાં. |
|---|---|
| કેરમાનશાહ | |
| માહદેરા | ૧૭ |
| હારૂન આબાદ | ૨૫ |
| ખુસરૂ આબાદ | ૧૨ |
| કરેન્દ | ૧૦ |
| સોરખદેહ | ૧૫ |
| પાતાક | ૭ |
| શીરીન આબ | ૧૬ |
| કસરે શીરીન | ૧૪ |
| | ૧૧૬ |

અમારા ઉતારાની જગ્યા પાસેથીજ કુમ દરેહ નામની નદી વહેતી હતી. દિવસો ગરમીના હોવાથી નદીમાં ઉતરી નાહી લીધાથી જરા દીલને આરામ મલ્યો. અહિંયા અસલી મેહેલના ખંડીયેરો મોટા વીસતારમાં આવેલાં છે, જ્યાં કેરમાન શેહેરના 'ગંબદે જબલી' નામના કહેવાતા આતશકદેહના ખંડીયેરની માફક અહિંયા પણ એવો એક ૩૦ ફીટ ઉંચો ગુંબદ જોવામાં આવ્યો, જે નીચેથી ૨૧ ચોરસ ફીટની જગ્યા રોકતો ઉપરથી ગોલ હતો. એને ચાર આરકારૂપી દરવાજા છે, જેની ઉપર ગોલાઇમાં ચાર બારીઓ આવેલી છે. અહિંયાથી અંગ્રેજોએ પહાડો અને ખીણોમાંથી પસાર થતા પાકા રસ્તાઓ છેક હમદાન વેર તથા રશીયનોએ હમદાનથી તેહેરાન અને રેશ્ટ વેર બાંધેલા છે, જ્યાંથી મોટરો હાલમાં આવજાવ કરે છે. અહિંથી અમોએ અમારી મોટરો છોડી હતી.

## ઇરાનથી ઇરાક.

શનીવાર તારીખ ૨૬ મી જુલાઇએ એક ભાડુતી મોટર બસમાં કસરે શીરીનથી ઉપડી, તેહેરૂક નામની જગ્યાએ જઇ પહોંચ્યા જ્યાં

ઇરાનની હદ પુરી થાય છે. ત્યાં ઇરાકની સરકારનું કસતમ હાઉસ છે, જ્યાં તેઓ સામાન વગેરે તપાસે છે, તથા પાસપોર્ટ પણ દેખાડવી પડે છે. અહિંના વડા મી૦ સીમેએ અમારી ખબરઅંતર પુછી, અમો દરેકને અક્કેકુ ગલાસ છાસ આપી હતી. દિવસો અતીશ્ય ગરમીના હોવાથી અમોએ તેવણુનો દીલોજાની ભરયો આભાર માની, જાણે કે ઇરાનની ખાકને છેલ્લી સલામ કરતા હોઇએ એવા ખ્યાલે તે પીધી હતી. ગરમીનો ખ્યાલ એટલા ઉપરથી આવશે કે જ્યારે હાથ ધોવાને વાસ્તે મેં મારો સાબુ હેન્ડબેગમાંથી બહાર કાઢયો ત્યારે જણાયું હતું કે તે તમામ પીગલી જઇ તેનું તેલ થયું હતું. કસરે શીરીનથી ૧૫ માઇલ કાપી ખાનીકુઇ રેલવેના સ્ટેશન ઉપર આવી લાગ્યા. એ પ્રમાણે અમોએ ઇરાન દેશમાં બધા મળી ૨૪૩૮ માઇલની હાડમાર ભરેલી મોટર મુસાફરી પુરી કીધી હતી.

સ્ટેશન ઉપર નાહીને તાજા થઇ રીફ્રેશમેંટ રૂમમાં ખાઇ પી લઇ રાત્રે ટ્રેનમાં ૧૧૩ માઇલ કાપી બીજે દિવસે સવારે જાણીતા બગદાદ શેહેરમાં આવી વીલીંગડન હોટેલમાં ઉતારો લીધો.

### બગદાદ.

આ નામીચુ શેહેર બગદાદ ટાઇગ્રીસ (પેહેલવી 'દજલે') નદી ઉપર આવેલુ છે. એજ જગ્યાએ આજથી બે હજાર વરસની વાત ઉપર નદીના બેઉ કીનારા ઉપર બે નાના ગામડાઓ વસેલાં હતાં જે ઇરાનને તાબે હતા. ત્યાર પછી ઇ. સ. ૭૬૩ માં ખલીફ અબુ જાફર અલ મનસુરે હાલના બગદાદ શેહેરનો પાયો નાંખી મસજીદો, મેહેલો તથા ધર્મશાળા બાંધવાનું કામ શરૂ કીધું. તે વખતથી આ શેહેર એટલું તો મશહુર થતું ચાલ્યું કે પ્રખ્યાત ખલીફ હારૂન-અલ-રશીદે ઇ. સ. ૭૮૬ માં બગદાદને પોતાની રાજધાની બનાવી. તે વખતે આ શેહેર પોતાના બાગો તથા ઇમારતો, મસજીદો તથા ખુબસુરત ઓરતોના બજાર માટે દુન્યામાં બહુ વખણાતું હતું. ત્યારપછી ઇ. સ. ૧૨૨૭ માં જંગીસખાનના હુમલાથી તથા ઇ. સ. ૧૨૫૮ માં તારતરીઓની ફત્તેહથી એની જાહોજલાલીનો છેડો આવ્યો. અધુરામાં પૂરૂં ઇ. સ. ૧૩૯૨ માં તઇમુરલેને હુમલો કરી બગદાદને જીતી લોકોની કતલ ચલાવી આ શેહેરનો તમામ નાશ કીધો. એ પછી ઇ. સ. ૧૫૦૮ માં ઇરાનીઓએ આ શેહેર જીતી તેમાં સુધારા વધારા કરતા ગયા પણ ઇ. સ. ૧૬૩૪ માં તરકોએ આ શેહેર




پل مود در بغداد

MAUDE BRIDGE, BAGHDAD.

તાઇગ્રીસ નદી ઉપર આવેલું બગદાદ શહેર અને તરતા મછવાઓ
મુકી બાંધેલો 'મોડ' નામનો પૂલ.

ઉપર અવારનવાર હુમલાઓ કરી અંતે ઇ. સ. ૧૬૩૮ માં ફત્તેહ કીધું. ત્યાર પછી બગદાદ દીવસે દીવસે પડતી હાલતમાં આવતું ગયું, તે હાલની દુન્યાની મોટી લડાઇ પછી ઇ. સ. ૧૯૨૦થી ઇરાકની સરકારના હસ્તકમાં આવ્યું છે અને ત્યાં હવે સુધરેલા દેશોની માફક સુધારા વધારા જોવામાં આવે છે. આ શેહેર ઘણું જોવા લાયક છે અને હાલમાં ઇલેકટ્રીક લાઇટથી દીપો નીકલ્યું છે. નદી ઉપરથી પસાર થઇ પેલે પાર જવાને બે પૂલો બાંધેલા છે. નદીની આજુબાજુ મોટાં મોટાં હોટેલો તથા કાવાખાનાઓ પણ આવેલાં છે, જ્યાં સાંજને છેડે લોકો આવી પોતાના થાકેલા જીવોને રાહત આપે છે. અહિંયા ખજુરનો મોટો પાક થાય છે.

## જોવા લાયક જગાઓ.

જાણીતા ખલીફ હારૂન-અલ-રશીદની રાણી ઝોબેઇદાની સાદી કબર આવેલી છે. બગદાદથી થોડે દુર શીયા મુસલમાનોના પવિત્ર મથકો કરબલા, નજફ તથા કુફા આવેલાં છે, જ્યાં હુસેન તથા અલીની કબરો આવેલી છે. દર વરસે હઝારો ઇસલામીઓ આ જીયારતગાહની મુલાકાતે આવે છે. કાદીવેન નામની જીયારતગાહ જે શેહેરથી પાંચ માઇલ દુર છે ત્યાં ત્રામ ગાડી દોડે છે. કુફાથી હીલ્લા લગભગ ૨૦ માઇલ દુર છે, જે એક મોટું શેહેર છે. કીલ્લાથી માત્ર ૬ માઇલ દુર અસલનું પ્રખ્યાત બેબીલોન શેહેરનું ખંડીયેર આવેલું છે.

## તાકે કેસરા.

બગદાદથી ચૌદ માઇલ દુર આવેલું તેસીફોન અથવા મદાયન શેહેરના ખંડીયેરો જોવામાં આવે છે, જ્યાં નોશીરવાન આદેલ (ઇ. સ. ૫૩૧-૫૭૯) નો તાકે કેસરા નામનો મેહેલ હતો, જે હાલમાં જો કે તમામ નાશ પામ્યો છે, તોપણ તેના વચલા હોલનો ભાગ જે બચી જવા પામ્યો છે, તે તેની આગલી મોહોટાઇનો કાંઇક ખ્યાલ આપે છે. આ ૧૦૦ ફીટ ઉંચો, ૮૦ ફીટ પહોલો તથા ૧૬૦ ફીટ ઉંડો ગંજાવર હોલ માત્ર તેની બેઉ બાજુની ૨૫ ફીટ જાડી દીવાલ ઉપરજ ઉભેલો છે, જે દીવાલ આસ્તે આસ્તે ઓછી થતી ઉપરથી માત્ર ૪ ફીટનીજ રહે છે. આ હોલની ડાબી બાજુએ મેહેલના આગલા ભાગની દીવાલ માત્ર ઉભેલી છે. આ મેહેલ તમામ ઇંટરડી અને ચુનાનો બાંધેલો છે અને પૂર્વ તરફ તેનું મોહ આવેલું છે.

કાંઈ પણ ટેકા વગર માત્ર બેઉ બાજુની દીવાલે ઉપર ઉઠાવેલો આવો ગંજાવર મેહરાબ આગલા ઝમાનાના આરકીટેકચરનો ઉમદા ખ્યાલ આપે છે. હાલમાં ઇરાકની સરકાર આ ખંડીયેરને વધારે નાશ થતું અટકાવવા ઘટતું બાંધકામ કરી દેખરેખ રાખે છે, જે ખુશી થવા જોગ છે. ઘણા મુસાફરો આ ખંડીયેર જોઇ ગયા છે, એ જોયા પછી તેઓને સાસાની પાદશાહોની જાહોજલાલી અને દોરદમામનો અચ્છો ખ્યાલ આવે છે.

ઇરાન દેશનો અવ્વલથી આખેર લગીની તવારીખ લખનાર મરહુમ જ. પા. કાપડયા પોતાની એક કેતાબમાં હાલના ઇરાન ઉપર અફ્સોસ પોકારી લખી જણાવેચ "આહ ઇરાન! તારી કદીમ જાહોજલાલી અને દોરદમામ હાલ ફકત આ તારી બચેલી થોડીક નીશાનોથી માલુમ પડે છે. તારી મોહટાઇ અને દબદબો પરસીપોલીસ અને તાકે કેસરા જેવા મેહેલોનાં ખંડીયેરો ઉપરથી જણાય છે, જ્યારે તારી લશકરી ધમચકરી અને તુએ મેલવેલી ફત્તેહો બહીસ્તુન પહાડ ઉપર કોતરેલી તખ્તીઓ અને નક્ષે રજબ, નક્ષે રૂસ્તમ વગેરેના કોતરકામો ઉપરથી માલુમ પડે છે. તારી જાહોજલાલી અને કીરતીનો ડંકો જે દુન્યાના ચોખંડ ખુણામાં ફેલાયો હતો તે હવે નાબુદ થયો છે. તારી લશકરી ધમચકરીઓ હવે મંદ પડી ગઇ છે. જે રાજથી અસલી રોમ અને યુનાન ધ્રુજતાં હતાં તે રાજ હવે દુન્યાને છેડે ખુણે પડેલું જણાય છે. બાગે ગુલશન હવે વેરાન થઇ પડયું છે. અફ્સોસ! જમાના અફ્સોસ!!"

જાણીતો અવસ્તા પેહેલવીનો સ્કોલર પ્રોફેસર જેકસન ભવીશના ઇરાન માટે નીચે પ્રમાણે લખે છે કે:—

'Yet who knows? Out of the shadow of by-gone days, out of the dust of departed ages, out of the ashes of the Simurgh's fire, out of the fragments of shattered Iran, there may arise one whose master hand will restore the glory of the ancient Persian Kingdom, illumine again the pages of Persia's chronicles, recall what was noblest in the Parthian rule and Sassanian Empire and make splendid once more the land and people of the Lion and the Sun.'




طاق کسریٰ در مداین

RUINS OF THE PALACE IN CTESIPHON OF THE GREAT SASSANIAN EMPEROR KHOSRU KOBAD GENERALLY KNOWN IN HISTORY AS NOSHIRWAN THE JUST (531-579 A.D.)

**તેસીફોન નામના ગામમાં આવેલા મહાન સાસાના શાહાનશાહ નોશીરવાન આદેલના (ઈ. સ. ૫૩૧-૫૭૯) મેહેલનું ખંડીયેર.**

'હા કોણને ખબર છે ? કાંય નહિં એવું પણ બને કે આગલા દિવસોનો પ્રકાશ જે મંદ થઇ ગયો છે તે પાછો રોશન થાય, ગુજરેલા જમાનાઓની યાદદાસ્તો જે ધુલમાં ડટાઇ ગઇ છે તે પાછી રોશનીમાં આવે, સીંહમૃગ પક્ષી કે જેને માટે કહે છે કે તે બળતાં પડી ખાક રાખ થઇ જાય છે, પણ પાછલથી રાખમાંથી જીવતું બહાર નીકલી આવે છે, તેવી હાલત ઇરાનની પાછી બને તથા ઇરાન જેના ભાગલા થઇ ગયા છે તે પાછું એકત્ર સંધાય અને એ સઘળાં કામોને માટે કોઇક વીરલો જન્મ પામે કે જે પોતાના મજબુત હાથે પુરાતન ઇરાની રાજ્યની કીર્તિ સજીવન કરે, પારથીઅન તથા સાસાનીઅન રાજ્યોનાં ઉમદાં કામો પાછા બરપા કરે અને સિંહ તથા સૂર્યની નિશાન ધરાવતી ભૂમિ ઇરાન અને તેનાં લોકોને ફરી એક વાર પ્રકાશિત બનાવે!'

## બેબીલોન.

આ લગભગ ૫૦૦૦ વરસ ઉપરનું પુરાણું શેહેર હામુરાબી વંશના વખતમાં પાયતખ્ત તરીકે બહુ જાહોજલાલી ભોગવતું હતું, પણ જેમ ચઢતી પછી પડતી આવે છે, તે નીયમ પ્રમાણે હાલમાં ખંડોયેર તરીકે પડેલું છે. બગદાદથી માત્ર ચાર પાંચ કલાકમાં ત્યાં મોટર મારફતે જવાય છે. તવારીખ ઉપરથી માલુમ પડે છે કે એસીરીયનોએ ઇ. સ. પૂર્વે ૫૮૮ માં યાહુદીઓને તેઓના પવિત્ર શેહેર જેરૂસેલમમાંથી હાંકી કાઢી, શેહેરનો તમામ નાશ કરી, યાહુદીઓને બેબીલોનમાં કેદ કીધા. આ બનાવ પછી ૫૦ વરસ રહીને એટલે ઇ. સ. પૂર્વે ૫૩૬ માં હખામીનીઅન વંશના શાહાનશાહ સાઇરસે બેબીલોન ઉપર હુમલો કરી તેને જીતી, કેદ પકડાયલા યાહુદીઓનો છુટકારો કરી તેઓને પોતાના પવિત્ર જેરૂસેલમમાં પાછા મોકલાવ્યા. આવા ભલાં કામને લીધે યાહુદીઓએ શાહાનશાહ સાઇરસને પોતાની પાક કેતાબ 'તૂરાત' માં પવિત્ર ગણ્યો છે. બેબીલોન શેહેર હખામીનીઅન વંશની શરૂઆતથી તે એ વંશના છેલ્લા પાદશાહ દરાયસ (કોડોમાન્સ) ત્રીજાના રાજ વેર એટલે ઇ. સ. પૂર્વે ૬૩૬ થી ઇ. સ. પૂર્વે ૩૩૧ વેર ઇરાનને તાબે હતું. પણ ત્યાર પછી દરાયસે સીકંદરના હાથે આબ્રેલાની લડાઇમાં હાર ખાધા પછી તે મેસીડોનીઅનને હાથ ગયું. હાલમાં ત્યાં ચાલતાં ખોદકામોથી શાહાનશાહ દારાયસ તથા ઝર્કસીસે બાંધેલા મેહેલની નીશાનીઓ, લેખો, સીક્કાઓ વગેરે ઘણી ચીજો મલી આવે છે, જે ઉપરથી આ પુરાણાં શેહેરનો ઇરાની પાદશાહો સાથનો સંબંધ પુરવાર થાય છે.

બગદાદમાં નેર્ન ટ્રાન્સપોર્ટ લીમીટેડ તથા કાઉટંલી અને લીવાની કુંપનીઓ એલેપો, મોસલ, દમાસકસ અને બીરૂટ તરફ પોતાની મોટર સરવીસો દોડાવે છે. બીરૂટથી રોજ સ્ટીમરો મેડીટરેનીયનના જુદા જુદા બંદરો જવા ઉપડે છે અને મારસેલ્સ પણ જાય છે. બગદાદમાં પાંચ દીવસ રહી શુકરવાર તારીખ ૧ લી ઓગસ્ટે સવારે ટ્રેનમાં બેસી ૩૫૦ માઇલ કાપી બીજે દિવસની સવારે બસરા આવી પુગ્યા.

બસરા.

લડાઇની અગાઉના બસરા તથા હાલના બસરા શેહેરમાં આસમાન જમીનનો તફાવત થઇ ગયો છે. બ્રીટીશોનો પગપેસારો થવા પછી એ શેહેર પોતાની રોનકમાં તથા વેપાર ધંધામાં વધતું જાય છે. ઇલેકટ્રીક લાઇટ સાથના પોખાલ રસ્તાઓ જોવામાં આવે છે, કે જેની બન્ને બાજુએ હારમાં મોટી મોટી દુકાનો આવેલી છે. ઇમપીરીયલ બેંક ઓફ પરશ્યા તથા જેનરલ પોસ્ટ ઓફીસની પણ સગવડ છે. મોટરો પણ પુષ્કલ દોડતી માલુમ પડે છે. બસરાથી માહમેરા વચ્ચે મોટર બોટો ફરે છે જે માત્ર બે કલાકમાં લોકોને લાવ લઇ જાવ કરે છે. જેથી મોટું સુખ થઇ ગયું છે અમો પણ આ નવું શેહેર મોટર મારફતે ફરી વલ્યા અને તેજ દિવસની સાંજે અમારી સ્ટીમર 'વીટા'એ બસરાનું બારૂં છોડી કરાંચી તરફનો રસ્તો પકડયો. જો કે મોસમ વરસાદની હતી તોપણ ખોદાના હોકમથી દરયો શાંત હતો. એ પ્રમાણે બ્રેસપતવાર તારીખ ૭ મી ઓગસ્ટની સવારે અમે કરાંચી ઉતરી અમારા મિત્ર શેઠ રૂસ્તમજી મારકરને ત્યાં ઉતારો લીધો.

મીο મારકરની પારટી.

તારીખ ૨૧ મી એપ્રીલ ૧૯૨૪ થી તે તારીખ ૧૭ મી આગસ્ટ ૧૯૨૪ સૂધી ઇરાનમાં ફરી આવેલી મીο મારકરની પારટી નીચલા સભાસદોની બનેલી હતી. (૧) મીο પેસતનજી દોસાભાઇ મારકર, (૨) મીο ગુશતાસ્પ કે. નરીમાન, (૩) મીο ફીરોઝશાહ સોરાબજી ગઝદર, (૪) મીο કેકોબાદ અરદશીર મારકર, (૫) મીο કેખુશરૂ અરદશીર ફીટર, (૬) મીο ફરામર્ઝ પેસતનજી ઇરાની, (૭) મીο નોશીરવાન ફο દલાલ, (૮) ડૉકટર જમશેદજી પેસતનજી પટેલ, (૯) ડૉકટર ગોદર્ઝ ખરશેદજી ઇરાની અને (૧૦) માનેક ફરદુનજી મુલ્લાં. આ પારટીમાંના ડૉο ગોદર્ઝ ઇરાની યઝદમાં રહ્યા,

જ્યારે યઝદના ડૉ૦ પટેલ અમારી સાથે યઝદથી જોડાયા. મી૦ ફીરોઝશાહ ગઝદર કાઝવીનથી રશીયાને માર્ગે યૂરોપ જવા અમારીથી છુટા પડયા.

મેં પાંચ દિવસ કરાંચી શેહેરમાં ગુજારયા પછી ત્રેન મારફતે ઉદવાડા ગામમાં આવી રહી આતવાર તારીખ ૧૭ મીં આગસ્ટ ૧૯૨૪ ને દીને સહીસલામત મુંબઇ આવી પોહોંચવા માટે તે કીરતારના હઝારો હઝાર શુક્ર કીધા.

---

## ઇરાનથી યૂરોપ

(કાઝવીનથી રેશ્ટ, બાકુ, તીફ્લીસ, બાતુમ મારફતે યૂરોપ.)

કાઝવીનથી રેશ્ટ શેહેર જતાં જે મંજલો આવે છે તેના નામો તથા તેઓની લંબાઇ નીચે મુજબ છે:—

| મંજલ | લંબાઇ માઇલમાં |
|---|---|
| કાઝવીન | |
| બયુનાક | ૧૨ |
| બકન્દી | ૬ |
| યુઝબાશી | ૬ |
| મુલ્લાં અલી | ૬ |
| પાઇચેનાર | ૬ |
| બાબાબાલા | ૯ |
| પૂલે મનજીલ | ૬ |
| રૂદબાર | ૯ |
| જમશીદાબાદ | ૯ |
| સર્પાદ લોટકા | ૯ |
| કુદમ | ૯ |
| રેશ્ટ | ૧૨ |
| રેશ્ટે પેહેલવી | ૧૫ |
| | ૧૧૪ |

કાઝવીનથી ઉપડતાં શરૂઆતમાં જરા ચઢાણ આવ્યા પછી ઉતરાણ આવે છે, અને ત્યાર પછી લીલોતરીથી ભરપુર પહાડો તથા ખીણોની સીનરી નીહાલતાં માઝનદરાન પ્રાંતના રેશ્ટ શેહેરમાં દાખલ

થવાય છે. આ પ્રાંત આખા ઇરાનમાં સૌથી ફળદ્રુપ ગણાય છે. જ્યાં જુવો ત્યાં તરકારીથી તર થયલાં ખેતરો તથા બાગોની હાર લાગેલી હોય છે. અહિંયા ચોખાનો પાક પુશ્કલ થાય છે તથા બાજુએ આવેલા કેસપીયન સમુદ્રમાંથી મચ્છી પણ બહુ મલે છે. અહિંનું રેશમ ઇરાનના જુદા જુદા ભાગોમાં તથા યૂરોપ તરફ પણ જાય છે. રહેવાને વાસ્તે ત્રણ ચાર સારા હોટેલોની સગવડ છે તથા બ્રીટીશ કોનસલખાતું પણ છે.

### રેશ્ટે પેહેલવી અથવા એનઝેલી

રેશ્ટથી એનઝેલી માત્ર ૧૫ માઇલ હોવાથી ત્યાં રોજ મોટર તથા ઘોડાગાડીઓ આવજાવ કરે છે. રેશ્ટે પેહેલવી ઉત્તર ઇરાનનું મોટું બારૂં ગણાય છે, અને રશીયનો સાથે મોટા પાયા ઉપર વેપાર ચાલે છે. આ બંદરથી દોઢ દિવસમાં સ્તીમર મારફતે રશીયાના બાકુ શેહેરમાં પુગાય છે.

### બાકુ

બાકુ શેહેર ઘણું રળીયામણું છે અને રાત્રે ઇલેકટ્રીક લાઇટથી દીપી નીકલે છે. અહિંયા રશીયન તથા તૂર્કી ઝબાન બોલાય છે. અસલથીજ બાકુ તેલના ઝરાઓ માટે જાણીતું છે. શેહેરથી ૬ માઇલ દુર સુરખાની નામની જગા આવેલી છે જ્યાં આપણું અસલ આતશ-કદેહ હોવાનું માનવામાં આવે છે. એના સંબંધમાં આ નીચલાં લખાણ ઉપર હું વાંચનારાઓનું ધ્યાન ખેંચું છું.

Copy from a publication relating to the commemoration of the 25th year of the existence of the firm of Nobel Brothers, containing also a picture of the Fire Worshippers' Temple in Surakhany.

The distribution of petroleum in great quantities has begun only recently. It was only in the second half of the 19th century that, thanks to the organised working of the American and Baku Petroleum, the rock-oil products have come into use upon the market of the world in wholesale quantities. Meanwhile the existence of Kerosene was known also in the most

ancient times. A few statements about petroleum are found even in the Biblical stories. It is narrated in the Book of Maccabees that the Jews in their exodus to Persia had concealed the holy fire of sacrifice in a spring; on their way back to Palestine, in company with the prophet Nehemrah, the descendants of the emigrants searched for the holy fire hidden by their ancestors and found in the place of "Thick water". which flamed into a big fire if poured upon a burning sacrificial stone. These places were fenced, considered holy, and called "Nephtoir". The Egyptians used rock-oil for medical purposes and to embalm their dead with. In Babylon, a kind of material derived from petroleum and resembling asphalt was used for construction purposes. The Naptha was transported with this object from a tributary of the Euphrates 120 miles from Babylon.

Some investigators consider that petroleum is a periponet part of what is known as "Greek Fire" which was made use of for war purposes; this fire burned upon water surface and set fire to the enemy ships. Among other uses, made of this fire, the Russian boats used by Tgor's invasion of Constantinople were burnt down. The writers of Rome and Greece make numerous references to the use of petroleum as means of heating; from these accounts it is to be concluded that this burning material was pretty well known in other countries also, although its uses in a great quantity was never known. In the Middle Ages, petroleum found use as fuel but particularly as medical means. The petroleum from Amiane served for street lighting

in Genoa. In Bohemia, petroleum was collected from "Tegernsee" which served under the name of "the oil of holy Quirinus."

Also in Caucasus, petroleum was known from pre-historic times of Alexander the Great; it is said that he burnt a boy by pouring over him, "burning water". The Apsheron peninsula drew the attention of the native people of the East on account of its hot petroleum springs coming to the surface already in far ancient times. In this region, the cult of Fire Worship was practiced even in the 6th century before Christ. The "Eternal Fire" of Baku led Zoroaster (whose home is considered as the north-eastern chain of Caucasian ranges) to found his teachings on light, fire, and the rituals of the fire worshippers. During a period of several centuries, the followers of the teachings of Zoroaster made pilgrimages to the temples in which the fire was worshipped. These temples remained till the year 624 B.C. when the Emperor Heracles, who in a campaign against the Persians visited the Mugan treeless plains, destroyed these temples and the cult of the fire worship. But 12 years after Persia was conquered by Arabs, a part of the fire worshippers of Persia emigrated to settle in Baku and re-erected the temples. Another part of the refugees fleeing for India, which founded the sect of Parsees and Gebrs there, made pilgrimages to the Apsheron peninsula. The temples of Gebrs have remained well intact till our own days.

An Englishman who visited Baku in 1754 narrated that about 10 miles north-east of Baku old stone

built temples are distributed in a treeless stony region which served as places of pilgrimage to Indian fire worshippers. Not far from one of them is to be found in the crevice of a rock an opening 6 feet by 3 feet. from which a flame resembling in colour and strength of light that a spirit flame, but only brighter, steadily coming out. On windy days the flame shoots up to 6 feet and in quiet weather it is much shorter.

According to the statement of the Russian academician Gmelin, who had visited Baku in the year 1771, the local fire worshippers have their origin in the pre-historic Gebrs. They saw in the inextinguishable flame a sanctuary and proof of God which can manifest itself best in the purest element, namely fire. So to this fire, the pilgrims of India streamed in order to find salvation and performed there in a solemn manner their devotions before the eternal flame. At this place stands temples 12 to 20 feet high.

At Surakhany is found near the old works of Hokerow (now Baku Petroleum Co.) a temple in good condition. The priests of the fire worshippers lived here till as late as the beginnings of the To-ties. At present, the temple is in complete ruin.

'નોબલ બ્રધર્સની પેઢીને હસ્તીમાં આવ્યાને ૨૫ વર્ષ પુરાં થયાં તેની જયંતી ઉજવતી વખતે કરવામાં આવેલું લખાણુ કે જેમાં સૂરખાનીના આતશ પરસ્તોનાં દેવળનાં ચીત્રનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે તે નીચે મુજબ છે :-

પેટ્રોલીયમની મોટા જથ્થાની વેહેંચણી ઘણા ટુંક વખતની છે. માત્ર ૧૯ મી સદીના પાછલા અરધા ભાગમાંજ અમેરીકન અને બાકુ પેટ્રોલીયમના શાહસને પરીણામેજ રૉક ઓઇલની પેદાયશો દુન્યાના બજારમાં મોટા જથ્થામાં વપરાસમાં આવતી થઇ છે. છતાં કેરોસીનની

હસ્તી તો છેક જુના ઝમાનાથી જાણીતી થયલી છે. બાઇબલનાં લખાણોમાં વટીક પેટ્રોલીયમને માટે થોડાક ઇસારા મલી આવે છે. મેકબીસની ચોપડીમાં એમ વર્ણવામાં આવ્યું છે કે યાહુદીઓ જ્યારે ઇરાનમાં દાખલ થયા ત્યારે ભોગ આપવાના પવિત્ર આતશને એક ઝરામાં છુપાવી ગયા. અને તે લોકના વંશજો જ્યારે પોતાના પયગામ્બર નેહેમરાહની સાથે પેલેસ્ટાઇન પાછા ફરયા ત્યારે પોતાના વડવાઓએ છુપાવેલા તે પવિત્ર આતશને 'ઘાટું પાણી' જે જ્યારે ભોગવાલા બળતા પથ્થર ઉપર નાંખવામાં આવતાં સમેત સળગીને મોટા સોળા નીકલે ત્યાંથી શોધી કાઢયો, આવી જગ્યાઓને વાડ ભરી લેવામાં આવતી અને તેને પવિત્ર ગણી 'નેપટાઇર' કરીને કહેવામાં આવતી. ઇજીપશ્યનસો શેક ઓઇલને દવાના કામમાં તથા પોતાનાં મુવેલાંઓની લાશને જાલવી રાખવાના કામમાં વાપરતા હતા. બેબીલોનમાં પેટ્રોલીયમમાંથી મલતી એસફાલ્ટના જેવી એક વસ્તુને બાંધકામમાં વાપરવામાં આવતી હતી, અને આજ કારણસર બેબીલોનથી ૧૨૦ માઇલ દુર યુફ્રેટીસ નદીની શાખામાંથી નાફ્થા મોકલવામાં આવતી હતી.

કેટલાક શોધકોનું એવું મત છે કે 'ગ્રીક ફાયર'ને નામે ઓલખાતી વસ્તુ જે લડાઇનાં કામમાં વપરાતી હતી તે પેટ્રોલીયમનો એક ભાગ છે. આ ભડકું પાણીની સપાટી ઉપર બળતું હતું અને દુશમનના વહાણોને સળગાવી મુકતું હતું. આ ભડકાંનો બીજો ઉપ્યોગ ગોરના કોન્સ્ટેન્ટીનોપલના હુમલા વખતે રશીયન બોટોને બાળી નાંખવામાં કરવામાં આવ્યો હતો. રોમ અને ગ્રીકના લેખકોએ પેટ્રોલીયમના ગરમી આપવાના ઉપ્યોગ વિષે ઘણા ઇસારાઓ કરેલા છે. આ બધી હકીકતો ઉપરથી એવા અનુમાન ઉપર આવી શકાય છે કે આ બળતી વસ્તુ બીજા દેશોમાં ઘણી સારી રીતે જાણીતી હતી જો કે ઘણા મોટા જથ્થામાં તેનો ઉપ્યોગ કરેલો કદી જણાયો નથી. મીડલ એજીસમાં પેટ્રોલીયમ બળતન તરીકે વપરાયલું છે પણ તે મોટે ભાગે દવા દારૂના કામ માટેજ હતું. એમીએનેથી આવેલું પેટ્રોલીયમ રસ્તાપરની બત્તીઓને વાસ્તે કામમાં આવતું હતું. બોહીમીયામાં પેટ્રોલીયમ તેગરનસી તરફથી મેલવવામાં આવતું હતું જે 'પાવત્ર કવીરીનસના તેલ'ને નામે ઓલખાતું હતું.

કોકેસસમાં પણ પેટ્રોલીયમ એલેકઝાનડર ધી ગ્રેટના અસલી ઝમાનાથી જણાયલું છે. એમ કહેવાય છે કે તેને એક છોકરા ઉપર બળતું

પાણી નાંખીને તેને બાળી મુકયો. એપશરન પેનીનસુલા તરફથી પૂર્વના મુલકના લોકોનું ધ્યાન ત્યાંના ગરમ પેટ્રોલીયમના ઝરાઓ અસલી વખતથી ફુંટી નીકલવા ઉપર ખેંચવામાં આવ્યું હતું. આ દેશોમાં ક્રાઇસ્ટની છસો વરસ આગમચ આતશપુજા કરાતી હતી. બાકુના અમર્ગ આતશ પરથી અશો જરથોશ્ત સાહેબે (કે જેવણનું રહેઠાણ કોકેશી-અન પર્વતની ઉતર પૂર્વ દાશાની હારમાં આવેલું ગણાય છે) પોતાનો પંથ રોશની, આતશ પરથી સ્થાપ્યો અને આતશની પુજાની ક્રિયાઓ સ્થાપી. સેંકડો સદીઓ સુધી જરથોશ્તના ચેલાઓ જે દેવળોમાં આતશની પુજા થતી હતી તે દેવલોની જાત્રાએ જતા. આ દેવલો ક્રાઇસ્ટની ૬૨૪ વર્ષ અગાઉ સુધી કાયમ રહ્યાં ત્યાર પછી હીરેકલ્સ પાદશાહે ઇરાનીઓ સામેની ચઢાઇ વખતે મુગનના વેરાન મેદાનમાં દાખલ થઇ આ દેવળોનો અને આતશપુજાનો નાશ કીધો. પણ આરબોએ ઇરાન જીત્યા પછી બાર વર્ષે ઇરાનના આતશપુજકોનો એક ભાગ બાકુમાં આવીને વસ્યો અને નવેસરથી દેવળો પાછાં ઉભા કીધાં. નાસી છુટેલાનો બીજો એક ભાગ હીંદુસ્તાન તરફ નાઠો, જેને પારસી અને ગબ્ર ટોળો સ્થાપ્યો, તે એપશરન પેનીનસુલા તરફ ગયો. ગબ્રના દેવળો હજી સુધી સારી સ્થીતીમાં રહેલાં છે.

એક અંગ્રેજ જે ઇ. સ. ૧૭૫૪ માં બાકુની મુલાકાતે આવી ગયો તેને જણાવ્યું છે કે બાકુની ઉત્તર પૂર્વે દસ માઇલને છેટે વેરાન ઝાડપાન વગરના પથ્થરના મુલકમાં પથ્થરનાં બાંધેલાં જુના દેવળો મલી આવે છે કે જ્યાં હીંદુસ્તાનમાંના આતશ પરસ્તો જાત્રાએ જાય છે. એમાંના નજદીકમાંના એક ખડકમાંની ૬ ફીટ લાંબી અને ત્રણ ફીટ પહોલી ફાટમાંથી બળતું નીકલે છે જે રંગ અને જોશમાં સ્પીરીતના બળતા જેવું પણ વધારે ચળકતું છે. જ્યારે પવન ફુંકે છે ત્યારે તે બળતું છ ફીટ ઉંચે સુધી ચઢે છે. શાંત દિવસોમાં તે જરા ધીમું રહે છે.

રશીયન એકેડેમીશયન ગમેલ્યુ જે ઇ. સ. ૧૭૭૧ માં બાકુની મુલાકાતે ગયો હતો તેના લખાણ મુજબ ત્યાંના આતશપુજકો અસલી ગબ્રથી ઉતરી આવેલાઓ છે. તે લોકો આ નહિ બુજાય તેવા ભડકામાં પરમેશ્વરની બુલંદી અને હસ્તાની સાબેતી જે સાૈથી સરસ પ્રકારમાં આ સર્વેથી સ્વચ્છ વસ્તુ જે આતશ છે તેમાં જોતા હતા.

તેથી આ આતશ તરફ હીંદુસ્તાનના જાત્રાળુઓ 'પોતાના આત્માનું તારણ શોધવા આવતા અને આ અમર્ગ શોલા સમક્ષ ગંભીરાઇથી પોતાનો ભકતીભાવ બતાવતા. આ જગા ઉપર ૧૨ થી ૨૦ ફીટ ઉંચા દેવળો ઉભેલાં છે. હોકરો નજદીક સુરાખાની ખાતે (હાલની બાકુ પેટ્રોલીયમ કું૦) આવું એક દેવળ સારી હાલતમાં મલી આવ્યું છે. આતશપરસ્તોના પુજારીઓ અહીં સૂધી રેહતા જણાયા છે. હાલમાં આ દેવળ તદન બીસમાર હાલતમાં છે.'

## તીફ્લીસ

બાકુથી મોસ્કા-બાતુમ રેલવે મારફતે ત્રીસ કલાકે કોકસસનો પહાડ ઓળંગી તીફ્લીસ શેહેરમાં પુગાય છે. માર્ગમાં વોઉિરૂકસ દરયા (કેસપીઅન સી)નો બહોલો કીનારો નજરે પડે છે. તીફ્લીસની આજુ-બાજુની સીનરી ઘણીજ વખાણવા લાયક છે, અને શેહેરના રસ્તાઓ પણ સારા છે, જ્યાં ઇલેકટ્રીક ટ્રામો દોડે છે.

## બાતુમ

તીફ્લીસથી બાતુમ જતાં લગભગ ૧૮ કલાક લાગે છે. બાતુમ બ્લૅક સીનું મુખ્ય બંદર છે, જ્યાં યરોપના દેશોની સ્ટીમરોનો માલ તથા પેસેનજરો સાથે ભારે આવજાવ થાય છે. બાતુમથી સ્ટીમર મારફતે કોનસ્ટનટીનોપલ આવી યૂરોપના કોઇ પણ ભાગમાં જવાય છે.

## કાઝવીનથી તબ્રીઝ અને તીફ્લીસ.

કાઝવીન શેહેરથી મોટરો ઝીનજાન શેહેરને રસ્તેથી ત્રણ દિવસમાં તબ્રીઝ પુગે છે અને માણસ દીઠ ૧૦ થી ૨૦ તૂમાન થાય છે. તબ્રીઝ આઝરબઐજાન પ્રાંતની રાજધાની ગણાય છે જે જોવા લાયક છે. તબ્રીઝથી ઇરાની રેલવે અઠવાડીયામાં બે દિવસ ઇરાની ઝુલફાના સ્ટેશન વેર દોડે છે જ્યાં એક દિવસમાં પુગાય છે. તબ્રીઝમાં સારા હોટેલની ફી દિવસના ત્રણ ચાર રૂપ્યા વેર હોય છે. આ તરફ આવેલી એરેસ અથવા એરેક્ષીસ નદી ઇરાનના મુલકને રશીઆથી જુદું પાડે છે. નદીને પેલે પાર રશીયન સરહદના ઝુલફા સ્ટેશન ઉપરથી ટ્રેન મારફતે આર્મીની-આના રાજધાની એરીવાનમાં જવાય છે, જ્યાંથી ટ્રેન છેક તીફ્લીસ વેર દોડે છે.

## બાકુ, તીફ્લીસ, મોસ્કો મારફતે યૂરોપ.

બાકુથી તીફ્લીસ અને ત્યાંથી રશીયન રેલવે મારફતે મોસકો જતાં

ચાર આખા દિવસો લાગે છે. મોસકો એશિયાટીક રશીયાનું પાયતખ્ત છે, જ્યાં હોટેલોની પણ સારી સગવડ છે. મોસકોની જોવાલાયક જગાઓમાં પુરાણાં સુંદર દેવલો, હાલના સોશીયાલીસ્ટીક પ્રજાસત્તાક રાજ્ય સ્થાપનાર મરહુમ મી. લેલીનની લાશનું મકાન વગેરે છે. મોસકોથી ટ્રેન મારફતે લેલીનગ્રાડ અને બરલીન થઇ ઇગ્લાંડમાં જવાય છે. આ પ્રમાણે ઇરાનને રસ્તેથી રશીયન રેલવેની દીલપઝીર મુસાફરી સાથે યુરોપમાં દાખલ થવાય છે.

## બગદાદથી બીરૂટ મારફતે યુરોપ.

બગદાદથી Nairn Transport Co. Ltd. જે મેડીટરેનીયન સીના બીરૂટ બંદર વેર મોટર મારફતે તપાલ લઇ જાય છે તે કુંપનીએ ખાસ મોટી ઝડપી અને દરેક સગવડ સાથની મોટરો રાખી છે, જેમાં ખાવા પીવા તથા રાતના સુવાની સગવડ સાથે બીરૂટ જવાના ૨૦ પાઉન્ડ લેવામાં આવે છે. આ મોટરો રેતીના રણમાંથી પસાર થઇ ત્રીજે દિવસે સાંજે બીરૂટ લઇ જાય છે. બીરૂટથી રોજ સ્તીમરો મેડીટરેનીયન સીના જુદા જુદા બંદરોએ જવા ઉપડે છે, અને મારશેલ્સ પણ જાય છે. આ કુંપની ઉપરાંત Contly & Leva કુંપનીની મોટરો પણ દોડે છે જેમાં ખાવા પીવા વગરના બીરૂટ જવાના ૧૦ પાઉન્ડ લેવામાં આવે છે.

બગદાદથી સમારા, બેઇજી અને શરગાત મારફતે નામીચા શેહેર મોસલ તથા પેરામોદને રસ્તેથી દમાસકસ પણ જવાય છે. એ પ્રમાણે હાલમાં સીરીયાના રેતીવાલા રણોમાં પણ મોટરો દોડે છે.



## પ્રકરણ બીજું.



## ઇરાનની મારી બીજી મુસાફરી.



### ૨૮ મી અકટોબર ૧૯૨૫ થી તે ૨૭ મી જુન ૧૯૨૭ સુધી.

ઇરાન અને ઇરાનના જરથોશ્તીઓની બેહતરી માટે તન મનથી બીનસ્વાર્થી મેહેનત કરતા ઇરાની જરથોશ્તી અંજુમનના પ્રેસીડંટ શેઠ દીનશાહ જીજીભાઇ ઇરાની સોલીસીટરના કામમાં હમશરીક થવા સેવકે બેહરામ રોજ તારીખ ૨૮ મી અકટોબર ૧૯૨૫ ની સવારે સ્તીમર અહ-મદીમાં બુશાયર બંદરેથી ઇરાન જવા મુંબાઇનું બારૂંધી પરશીયન ઝોરાસ્ત્રીયન એમીલીયોરેશન સોસાયટી, ઇરાની જરથોશ્તી અંજુમન, ઇરાન લીગ તથા કુટુંબ કબીલા અને દોસ્ત આસનાવોની ભલી દુવાઓ સાથે છોડયું હતું.

### મુંબઇથી દરયા માર્ગે બુશાયર અને બસરા.

મુંબઇથી દર અઠવાડીએ બ્રીટીશ ઇન્ડીયા કુંપનીની બે સ્તીમરો ઇરાની અખાતમાં દોડે છે. જેમાંની એક ફાસ્ટ બોટ છે જેને બસરા પહોંચતાં છ દિવસ લાગે છે. આ સ્તીમરોમાં ખોરાક સાથે સેકન્દ કલા-સના રૂપ્યા ૨૧૦ તથા ડેક ઉપર ખોરાક વગરના માત્ર સાડી આડત્રીસ રૂપ્યા પડે છે. બીજી સ્તીમર જે મુખ્ય બંદરો કરે છે તેને બસરા પુગતાં ૧૪ દિવસો લાગે છે. ઠંડીના દિવસોમાં ઇરાની અખાતની સેહેલગાહ ઘણી ખુશનુમા લાગે છે.

મુંબાઇથી બસરા જતાં જે બંદરો આવે છે તેનાં નામો તથા તેઓની વચ્ચેની લંબાઇ નીચે મુજબ છે:—

| બંદરનું નામ | લંબાઇ માઇલમાં |
|---|---|
| મુંબાઇ | |
| કરાંચી | ૫૦૦ |
| પાસની | ૬૯૦ |
| ગ્વાદર | ૭૬૧ |
| ચારબર | ૯૦૭ |

| બંદરનું નામ | લંબાઇ માઇલમાં |
|---|---|
| મસકત | ૧૦૫૩ |
| જાસ્ક | ૧૧૮૯ |
| બંદર આબાસ | ૧૩૨૪ |
| હેન જામ | ૧૩૭૯ |
| લીંગા | ૧૪૪૨ |
| દુબાઇ | ૧૫૨૧ |
| બેહરીન | ૧૭૮૫ |
| બુશાયર | ૧૯૬૦ |
| કોવીત | ૨૧૨૦ |
| માહમેરા | ૨૨૫૦ |
| બસરા | ૨૨૭૨ |
| બગદાદ | ૨૭૧૩ |

મસકતના બારાંનો દેખાવ દૂરથી ઘણો રળીયામણો લાગે છે. બારાંની આજુબાજુ ટેકરીઓ હોવાથી ગરમી પુષ્કળ પડે છે અને એટલા વેર કે ઉનાળામાં રહેવું પણ મુશ્કેલ થઇ પડે છે. મસકતમાં છી હિંદુઓ મોટા પાયા ઉપર તાજા ખજુરને હાબડાઓમાં પેક l યુરોપ તથા હિંદુસ્તાન તરફ મોકલે છે. જાસ્ક ઇરાની અખાતનું લું બારૂં છે જ્યાં ઇન્ડો યુરોપીઅન તારખાતાનું મોટું સ્ટેશન બંદર આબાસનું બારૂં ઇરાનના શાહ આબાસે ઇ. સ. ૧૬૧૪ માં ટ્યુગીઝોને હરાવી જીતી લીધું, અને ત્યારપછી તે બંદર આબાસ લે ઓળખાવા લાગ્યું. હાલમાં લગભગ ૧૦,૦૦૦ માણસો ત્યાં વસે અસલ એ ઇરાનનું મુખ્ય બારૂં હતું અને અહિંથી સીરજાન, માન, યઝદ તથા બામ તરફના કાફલાઓની ભારે આવજાવ થતી ી, તથા ઇરાની જરથોસ્તીઓ પણ એજ રસ્તે હિંદુસ્તાન આવજા કરતા ા. બંદર આબાસથી કેરમાન ૩૮૦ માઇલ દૂર છે, જ્યાં કાફલાને પહોંચતાં ભગ ૨૨ દિવસો લાગે છે. હાલમાં શીરાઝથી બુશાયરનો રસ્તો સલામત ાથી તથા મોટરોની ચાલુ આવજાને લીધે લોકો આ ટુંકે રસ્તેથી યઝદ વાનું વધારે પસંદ કરે છે. ઇરાનના શાહ વેપારી શેઠ સોરાબજી રાબજીની બુશાયરમાં હેડ ઓફીસ છે. અહિંથી હોરમજદનો ટાપુ માત્ર માઇલ દૂર છે, જ્યાં ગેરૂની ખાનો છે. સ્તીમર અહમદી ઉપર શરૂ-

આતનાં દિવસો મેં ઇરાની મગોલો સાથે ખુશ ગોફ્તગુમાં પસાર કીધા પછી, તારીખ ત્રીજી નવેમબરે જેમ જેમ બેહરીનની નજદીક આવતા ગયા, તેમ તેમ દરીયો તોફાની બનતો ગયો. સાંજે તોફાન સખ્ત થવા માંડ્યું, તે એટલા વેર કે રાત્રે મોજાઓ ઉપલી ડેક ઉપર ફરી વળ્યા, અને સ્તીમર બહુજ 'રોલ' થવા લાગી. કરાંચી જતી સ્તીમરમાં રોલીંગ તથા પીચીંગનો એક તમામ દિવસનો પુરેપુરો મને અનુભવ મલેલો હોવાથી, ખુદાનું નામ દઇ કેબીનમાં પડયો. એક તરનાર તરીકે અલબતાં મને મારામાં વીશ્વાસ હતો. આવા તોફાન વખતે મારી સ્તીમરના કરાણી મીં૦ રતનશાહ બીલીમોરીયા બહાદુરીથી બહાર પડી, ડેક ઉપરના ત્રીજા કલાસના ઉતારૂની દરેક રીતની સગવડ સાચવતા હતા. અંધારી રાત સાથના ભારે તોફાનમાં આખી રાત પસાર કરી, હવે ધીમે ધીમે સ્તીમરે બુધવારની બપોરે બાર વાગે બેહરીનના બંદરમાં આવી લંગર નાંખ્યું, જ્યારે દરયો શાંત પડયો હતો. અહિંયા મેં મોતી પકડનારા અરબ વહાણો જોયાં. બેહરીનને માટે ખાંડની ગુણો તથા બીજો કેટલોએક સામાન મછવાઓમાં ભરતાં લગભગ ચોવીસ કલાક નીકલી ગયા.

સ્તીમર ઉપરથી મછવાઓમાં માલ ખાલી કરતી વખતે એક સમયસુચકતાવાલા ગબરૂ જરથોશતી કરાણી મીં૦ રતનશાહ જંગલી અરબોની સાથે કેવી રીતે ચપલાઇથી પોતાની ફરજ બજાવતા હતો તે જોઇ મારા મનમાં આનંદ સાથે કાંઇક મગરૂરી ઉપજતી હતી. બેહરીનનો ટાપુ એક અરબ શેખની સત્તા હેઠલ છે. બેહરીનમાં મોતીનો મોટો પાક થાય છે, તેથી વસ્તી પણ મોટી છે જે લગભગ ૨૫૦૦૦ની અંકાય છે. દર સાલ લાખોની કીમ્મતના મોતીઓની ખરીદી થાય છે.

બ્રેસપતવાર તારીખ ૫ મી નવેમબરે બરાબર એક વાગે સ્તીમરે હવે બુશાયર જવાને સારૂં બેહરીનનું બારૂં છોડયું. દરયો શાંત હતો, પણ શુકરવારની સવારથી પાછો દરયો જરા ગરમ થયલો લાગતો હતો તો પણ ઠીક હતો. સ્તીમરે બરાબર બાર વાગે બપોરના બુશાયરના બારામાં લંગર નાંખ્યું. દરયાની ૧૯૬૦ માઇલની મુસાફરી દસ દિવસો સુધી કરી, વહાણ ઉપરથી હું કાંઇક દલગીરી સાથે મારા નવા મિત્રોને ખુદા હાફેઝ કરી છુટો પડયો. જે પવિત્ર ભુમી ઉપર આજથી લગભગ ૬૭ વરસની વાત ઉપર મરહુમ માણેકજી લીમજી હાંટરયા ઇરાનના

રથોસ્તીઓની બેહેતરી માટે ઉતરયા હતા તેજ બંદર ઉપર હું કાંઇક શાઓ સાથે તંદરોસ્ત હાલતમાં ઉતરયો તે માટે તે સાહેબના મેં ખરો હજાર શુક્રાના કીધા.

બુશાયર યા અબુશેહેર ઇરાની અખાતનું મુખ્ય બંદર ગણાય છે, ને તેનો આયાત તથા નીકાશ વેપાર પણ ઘણો છે. બુશાયરની વસ્તી ભગ ૨૦,૦૦૦ માણસની છે, તથા બ્રીટીશ રેસીડંસી પણ છે. બુશાયરથી રૂદ, ઇસ્ફહાન, તથા તેહેરાન જવાય છે અને કાફલાઓની પણ આવજા ય છે.

માહમેરા એક ઇરાની બારૂં છે, જ્યાં એંગલો પરશીયન ઓઇલ પનીની મોટી મોટી ઓફીસો આવેલી છે. અહિંથી ત્રણ માઇલ દુર બાદાન નામની જગ્યા તરફ તેલના મોટા કારખાનાઓ ઉભા કરમાં આવ્યાં છે, જે તેલના ઝરાઓ મસજીદે સુલેમાન નામની ૧૪૦ ઇલ દુર આવેલી જગ્યા તરફ પાઇપ મારફતે આબાદાનમાં લાવવામાં વે છે, જ્યાંથી સાફ થઇ દુન્યાના દરેક ભાગોમાં તેનો નીકાશ થાય માહમેરાના બંદરથી નાની સ્તીમ લોન્ચમા બેસી કાહરૂન નદી મારતે હવાઝ શુસતર વગેરે જગ્યાએ જવાય છે.

બસરાનું બારૂં મોટી લડાઇ પછી બહુ ખીલી નીકલ્યું છે, અને કોની આવજા પણ વધતી જાય છે. મુખ્ય વેપાર ખજુર અને અરબી ડાનો છે. ખજુરની મોસમમાં લાખો રૂપ્યાનો ખજુર પેટીઓમાં પેક ઇને હિંદુસ્તાન, ઇંગ્લાંડ, અમેરીકા વગેરે મુલકોમાં જાય છે. અહિંથી ગદાદ ૨૫૦ માઇલ દુર છે જ્યાં રેલવે મારફતે જવાય છે. બગદાદ હમાં ઇરાકની સરકારનું પાયતખ્ત છે, અને હોટેલોની પણ સારી ગવડ છે. બગદાદથી મોટરો મારફતે સીધા ઇરાનના પાયતખ્ત હેરાનમાં જવાય છે. બુશાયરમાં મારા મિત્ર મીં૦ ફરામરોઝ કે જેવણ મારી રાહ જોતા બંદર ઉપર ઉભેલા હતા. કસતમ ઉસમાંથી સામાન પસાર થયા પછી, હું મી૰ શાપૂરજી કનટ્રાકટરના રે ગયો, કે જ્યાં મારા ઉતારાની ગોઠવણ કરવામાં આવી હતી. શાયરના રસ્તા પહોલા સફાઇદાર નજરે પડે છે, અને મોટરોની ાવજા પણ ઠીક છે. મોટી મોટી હવેલીઓ પણ બંધાવા લાગી છે, રણકે બંદર હોવાથી પરદેશોથી આવતા માલથી કસતમ હાઉસ પણ વે તો ચીકાર ભરાઇ જાય છે. મોટરના કારખાનાઓ તથા દુકાનો

પણ જોવામાં આવે છે. અમારા ઘેરની સામેજ ઇરાની લશકરી બરાખ હતી, જ્યાં દરરોજ અપાતી તાલીમ તથા સેપાહીઓની ડીસીપ્લીનથી ખુલ્લું માલુમ પડી આવતું હતું કે, ઇરાની લશ્કર પણ હવે વખત આવવે જંગના મેદાનમાં બીજા દેશોના સેપાહીઓ માફક બહાર પડી શકે. બુશાયરના હવા પાણી કાંઇ સારાં નથી. શીયાળામાં સખ્ત ઠંડી જેવું કાંઇ નથી, પણ ઉનાળો બહુજ ગરમ હોય છે. શેહેરથી દુર આવેલા 'ચાહે બહમની' નામના કુવામાંથી પીવાનું પાણી મંગાવવું પડે છે. પાણીની અછતને લીધે બાગબગીચા પણ જોવામાં આવતા નથી. અહિંયા પોસ્ટ, ટેલીગ્રાફ તથા બ્રીટીશ કોનસલેટની ઓફીસો છે. મુંબાઇથી ઇરાન જતા યા ઇરાનથી મુંબાઇ જતા મુસાફરોને અહિંયા પાસપોર્ટ દેખાડવા પડે છે.

## મુસાફરો માટે કેટલીક સુચનાઓ.

વ્હાલા દોસ્ત! જો તું જુવાન હોય અને બુશાયરને રસ્તેથી તારૂં ઇરાનમાં દાખલ થવું થાય તો, તારા શીરાજ વેરના રસ્તાના ભોમ્યા તરીકે મારૂં આ નીચલું લખાણ કદાચ તુંને કામ આવશે.

બનતાં સુધી સામાન ઘણોજ થોડો રાખજે, અને એકવાર મેં આપેલી સામાનની ટીપમાં એક હરીકેન ફાનસ તથા કોઇબી જાતનો સારો ઘાસલેટનો ચુલો હશે તો ઘણું સારૂં.

પહેલાં તો જેવી સ્ટીમરે દરયામાં લંગર નાંખ્યું કે, મોટા મછવામાં બીજા ઇરાની મુસલમાનો સાથે બેસી જવાની તજવીજ કરજે, કે જેનો તારી પાસેથી રૂ. એકથી દોઢ વેરબી સામાન સાથે લે તો ફીકર નહીં. જ્યારે કીનારે ઉતરે ત્યારે તારા સામાનની સંભાળ રાખજે, અને તરતજ કસ્ટમ હાઉસમાંથી તુંને તારા સામાન સાથે પસાર થવું પડશે, ત્યારે જો નમનતાઇ વાપરી તું પોતાને જરથોશ્તી બચ્ચા તરીકે ઓળખાવશે તો તારૂં કામ આસાન થશે. જેવો તું કસ્ટમ હાઉસમાંથી પસાર થશે કે, તુંને બધું નવાઇ જેવું લાગશે, અને વીચાર આવશે કે ઉતારાને વાસ્તે કયાં જાવું? પણ મી૦ સઇયદ-અલી હાજીસઇયદ સાદકે બુશેરીનું મકાન ઇરાનીઓના ઉતારા માટે જાણીતું છે, જે પૈસા લઇ તારી બધી રીતની ગોઠવણ કરી આપશે.

બુશાયરથી શીરાજ જવાના એક આખી ફોર્ડ મોટરના રૂ. ૧૫૦ થી રૂ. ૨૦૦ વેર લે છે, એ તો જેવો વખત તેવી વાત, અને તેજ પ્રમાણે એક છુટક જગ્યાનું પણ સમજવું. જેવી તમારી સાથે આખી

મોટરની ગોઠવણ થાય કે તરતજ લખાવી લેજો, નહી તો કે કાલ ઉપર જો લખત કરવાની ઢીલ કીધી, તો તમો તેમાં થાપ ખાશો. તેલ, પેત્રોલ ખરીદવા સારૂં આંગ ઉપર અરધા પૈસા માંગશે, ત્યારે બની શકે એટલા ઓછા પૈસા આપવાની કોશેશ કરજો. જ્યારે મુંબઇથી ઉપડો ત્યારે ઇમ્પીરીયલ બેન્ક ઓફ પરશ્યાના લેટર ઓફ ક્રેડીટ યા હરાફત લઇ લેજો, અને પૈસાને સારૂં એક મોટી કોથરી રાખજો. જ્યારે સામસામા કબાલા લખાય, ત્યારે જો તમે આખી મોટર ભાડે રાખી હોય તો એવું લખાવી લેજો કે, બીજા કોઇપણ બહારના પેસેન્જરને મોટરમાં બેસાડી શકે નહી, અને પોતે જરૂર જોગ પેટ્રોલ, તેલ સિવાય બીજો કાંઇપણ સામાન રાખે નહિ,તથા જેવો સુરજ ઉગે કે મોટર દરવાજા આગલ તૈયાર લાવે. રસ્તે સાધારણ અક્કલ વાપરી જ્યાં ચઢાણ આવે ત્યાં ચાલવુંબી પડશે, અને જ્યારે રેતીનો ભાગ આવે ત્યાં મોટર ખેંચવીબી પડશે, પણ પહેલાંથી સાફેસાફ જણાવી દેજો કે ચઢાણ વખતે મોટર ખેંચવાને સારૂં તેને જોઇતા માણસો લઇ લેવાં. બનતાં સુધી નવી મોટર પસંદ કરવી કે ચઢાણ ચઢી શકે, જો કે થોડા ઘણા રૂપ્યા વધારે આપવા પડે તો ફીકર નહી. એ પ્રમાણે તમો જો સવારે સકારેથી ઉપડયા તો કાઝરૂન જરૂરજ સાંજે પુગી જશો.

બુશાયરથી શીરાઝ શેહેર જતાં રસ્તામાં જે મંજલો આવે છે તેના નામો તથા તેઓની વચ્ચેની લંબાઇ નીચે મુજબછે:—

| મંજલ | લંબાઇ માઇલમાં | |
|---|---|---|
| બુશાયર | | ટેલીગ્રાફખાતું |
| અહમદી | ૨૦ | |
| બરાઝજાન | ૧૮ | ટેલીગ્રાફખાતું |
| દાલકી | ૧૫ | |
| કોનાર તકતેહ | ૧૭ | ટેલીગ્રાફખાતું |
| કુમાદેજ | ૧૮ | |
| કાઝરૂન | ૨૦ | ટેલીગ્રાફખાતું |
| દશ્તે અરજન | ૨૪ | ટેલીગ્રાફખાતું |
| ખાને ઝનયુન | ૧૨ | |
| શીરાઝ | ૨૫ | ટેલીગ્રાફ અને ટેલીફોનખાતું |

## બુશાયરથી કાઝરૂન.

બુશાયરમાં ત્રણ દિવસ રહી ભલા ભાઇઓની મેહેમાનદારી ચાખી, સોમવાર તારીખ ૯ મી નવેમબરે મોટરની ગોઠવણ કરી મેં કાઝરૂન તરફનો રસ્તો પકડયો. હું બુશાયર પુગ્યો તેની દસેક દિવસ અગાઉ ત્યાં વરસાદ પડેલો હોવાથી રસ્તો કાદવવાલો હતો, તે અહમદી નામની મંજલ તરફ આવતા એટલો બધો તો વધ્યો કે મોટરના અરધાં પેડાં તેમાં બેસી જતાં, જેથી ચલાવવાની પણ મહા મુસીબત પડતી કે રખેને મોટર ચોંટકી બેસે. એવી ચીંતા સાથે હું અહમદી નામની પહેલી મંજલ તરફ સહીસલામત આવી પુગ્યો.

અબુ શેહેરથી અહમદી વેરનો ૨૦ માઇલનો રસ્તો તમામ સપાત ખારી જમીનવાલો છે, તેથી આપણને માનવાને વાજબી કારણ મલે છે કે અસલ એ દરયાનો ભાગ હોવોજ જોઇએ, કારણ કે દરયોબી નજદીકમાંજ આવેલો છે. હવે કાદવવાલી જમીન પુરી થઇ આગલ વધતાં બરાઝજાન નામની બીજી મંજલ આવી. બરાઝજાન છોડી આગલ ચાલતા પહાડોની વચ્ચે આવેલી ખીણમાંથી ગંધકના પાણીવાલા ઝરાઓ કેટલાક માઇલ સુધી વહે છે. ત્યાંથી વધતાં રૂદખાને દાલકી નામની નદી અને તેની ઉપર બાંધેલો 'પૂલે મુશીર' ઓળંગી દાલકી નામની ત્રીજી મંજલ આગલ બપોરે સાડાબાર વાગે આવી પુગ્યો.
હવે કુટલે મલુની પાસ ઓળંગા કોનાર તકતેહ નામની ચોથી મંજલ આગલ આવી પહોંચ્યો. એની બાજુમાં બેસ્ત નામનું ગામ છે જેનો ખજુર બહુજ વખણાય છે. બીજા બાર માઇલ આગલ વધતાં માર્ગમાં કુટળે કુમાદેજનો પહાડ ચઢી કુમાદેજ નામની પાંચમી મંજલ ઉપર આવી લાગ્યો. ત્યાંથી તંગે તોરકાનનો પહાડ ઓળંગી, અંધારી રાતે આગલ વધી છેક આઠ વાગે કાઝરૂન આવી જણીતા વેપારી આગા મહમદ ખલીલ એફતખરે કાઝરાનીના મકાનમાં આશરો લીધો.

## શેહેરે કાઝરૂન.

કાઝરૂનમાં તમામ રાત ઉંઘમાં પસાર કીધા પછી, સવારે નાસ્તો ખાઇ શેહેર જોવા બહાર પડયો. અહીંયા આજુબાજુ મોટા પાયા ઉપર ચોખા, ઘઉં વગેરેની ખેતી જોવામાં આવે છે, અને બજાર પણ ઠીક છે. શેહેરની બહાર બાગો આવેલા છે, જ્યાંના એકાદ બાગમાં જઇ, મેં બે કેરાન એટલે દશ આના આપી દરેક જાતની ઝાડો ઉપરથી

તોડેલી ફ્રુટ ખાધી હતી અને તે એટલી તો ઠંડી હતી કે, જેવી મોહ અંદર મુકી કે તરતજ દાંત કલવા લાગ્યા. શેહેરથી અરધા માઇલ દુર સાઉથ પરશ્યન રાઇફલ્સની છાવણીની કાંઇક ભાંગટુટ નીશાન જોવામાં આવે છે. અહીં એક સરકારી સ્કુલ છે, જ્યાં છોકરાંઓ હવે શીખવા લાગ્યા છે. સાંજને છેડે લોકો શેહેરની બહાર બેસી આશાયસ લે છે, જ્યારે બચ્ચાંઓને રમતાં જોવામાં આવે છે. એવું કહેવામાં આવે છે કે, કાઝરૂન અને તેની આજુબાજુના પહાડો ઉપરના લોકો જબરા લુટારા હતા, પણ નામદાર રીઝાશાહના ત્રાસથી તેઓ હવે ઠેકાણે આવી ગયલા લાગે છે.

## શેહેરે શાહપુર.

બીજે દીવસે સવારે સાત અને પાંચ મીનીટે હું મોટરમાં સવાર થઇ, મશ્યાત સાસાની શાહાનશાહ શાહપુર પહેલાનું (ઇ. સ. ૨૪૧-૨૭૨) રાક્ષસી કદનું બાવલું જોવા ગયો હતો. રસ્તે પાણીની સગવડ હોવાને લીધે ઘઉંની ખેતી, જંગલી લીલો પાલો તથા બોરડીનાં ઝાડો વગેરે જોતો હું એક પહાડ ઉપર શાહપુરે બાંધેલો કીલ્લો, જે ખંડીયેર હાલતમાં જોવામાં આવતો હતો, તે પહાડની તળેટી આગલથી પસાર થઇ, તંગે ચોગાન નામની પહાડી પાસ આગલ આઠ અને વીસ મીનીટે આવી લાગો કે જ્યાંથી શાહપુર નદીના પાણી કંઇક ગંભીરાઇથી પણ દમામ સાથે પસાર થતાં હતાં. અહીં નદીની સામસામેના પહાડો ઉપર એક બાજુએ બે અને બીજી બાજુના પહાડ ઉપર ચાર મલી છ ચીત્રો પથ્થરમાં કોતરી કાઢેલાં જોવામાં આવ્યાં કે જેને નક્ષે શાહપુર કરી કહેવામાં આવે છે.

તંગે ચોગાન નામની પાસ આગલ જેવો હું મોટરમાંથી ઉતર્યો કે તરતજ એક ચીત્ર જોવામાં આવ્યું કે જેમાં બે સવારો ઘોડા ઉપર હતા. આ ચીત્ર ઝાલેમોના હાથોથી ખરાબ થયલું હતું. ત્યાંથી થોડે દુર બીજા ચીત્રમાં મહાન શાહાનશાહ શાહપુર આગલ રૂમના પાદશાહ વેલેરીયનને આજુજી કરતો ગુંઠણમંદીએ બેઠેલો જોવામાં આવે છે.

## મહાત્મા શાહપુરનો ગુફાવાલો પહાડ.

કાઝરૂનથી તે તંગે ચોગાનની પહાડી પાસનો તફાવત જે લગભગ સાડાપાંચ માઇલ દુર છે, ત્યાંવેર મેં મોટરમાં મુસાફરી કરી, હવે પગે ચાલી શાહપુર નદીના કીનારા ઉપર આવી લાગ્યો, જ્યાં મારી

સાથના બીજાઓ ખાવાનો સામાન વગેરે લઇ પીકનીક કરવા ત્યાંજ બેઠા, જ્યારે હું એક બીજા સાથે ગધેડા ઉપર સવાર થઇ, નદી ઓળંગી, સામેનો પહાડ તેની લંબાઇએ પસાર કરી, બરાબર સાડાનવ વાગે શાહપુરના ગુફાવાલા પહાડની તળેટીએ આવેલા તંગેચકુ નામના ગામ આગલ આવી લાગ્યો. અહીંયા મેં ગધેડું છોડી દશ મીનીટ વીસામો લીધો. હવે ગામમાંથી બે માણસોને ભોમ્યા તરીકે લઇ, હોંશમાં ને હોંશમાં શાહપુરનું બાવલું જોવા પહાડ ઉપર ચઢવા માંડયું. શરૂઆતમાં રસ્તો જરા સારો હોવાથી કાંઇપણ થોભ્યા વગર અરધા એક કલાકમાં ઠીક રસ્તો કાપી નાંખ્યો, કારણ કે મેં એવો ઠરાવ કીધો હતો કે, પહેલાં શાહપુરનું બાવલું જોવું, અને ત્યાંથી પાછા ફરતી વખતે બીજા બાકી રહેલાં ચાર ચીત્રો જોવાં.

હવે પહાડ ઉપરનો રસ્તો મોટા નાના પથ્થરોથી ભરપુર થતો ગયો, અને ચઢવું પણ વધારે અને વધારે મુશ્કેલ થતું ગયું. બાજે વખતે નાના લીસા પથ્થરો ઉપરથી તો બાજે વખતે સુકા પાલા ઉપરથી પગો સરી જતા. થાક લાગતી કે દમ ખાતો એમ કરતાં હું બાર ફીટના સીધા ચઢાણ આગલ આવી લાગ્યો, કે જ્યાં એક દોરડું જે મારી સાથે ગામથી લીધેલા ભોમ્યાઓ લાવ્યા હતા, તેની મદદથી ઉંધાડે પગે ચઢયો, કે હવે ગુફા તદ્દનજ નજદીક જણાયો. એ પ્રમાણે હું અગીઆર વાગે એટલે એક કલાક અને વીસ મીનીટ વેર પહાડ ચઢી પ્રખ્યાત શાહપુરના ગુફાના મોંહ આગલ આવી મેં દમ ખાધો.

### શાહાનશાહ શાહપુરનું રાક્ષસી કદનું બાવલું.

ગુફાના મોંહ આગલ પડેલા પથ્થર ઉપર આરાયસ લેતાં પાંચેક મીનીટ બાવલાને ટીકી ટીકીને જોયા પછી થોડાં પગલાં આગલ ચાલુંચ કે, લગભગ સાડા પંદર ફીટનું સફેદ પથ્થરમાંથી કોતરી કાઢેલું રાક્ષસી કદનું બાવલું, તેની બેઠક ઉપરથી ઉંધે મસ્તક પડેલું કાંઇક અફસોસ સાથે જોવામાં આવ્યું.

નાપાક ઝાલેમોના હથોડાથી જ્યારે આ મહાન શાહાનશાહનું બાવલું કમરમાંથી તુટી નીચે જમીન ઉપર પડયું, તે વખતે પડતાં સમેત જે અવાજ થઇ રહ્યો હતો, તે કાંઇજ નહી પણ એ હતો કે 'અય હીચકારાઓ! તમારા હાલ પણ તેવાજ થજો.'

વળી આ બાવલું પડતાં સમેતના અવાજ પછી ગુફાના એક



مجسمهٔ شاپور اوّل (۲۴۱–۲۷۲) از سلسلهٔ ساسانیان

BROKEN TRUNK OF THE STATUE OF THE GREAT SASSANIAN EMPEROR SHAPUR I (241-272 A.D.) IN A CAVE NEAR KAZROON.

**કાઝરૂન શેહેરની નજદીક પહાડના ગુફામાં આવેલું સાસાનીયાન વંશના મહાન શાહાનશાહ શાપુર પહેલાનું (ઈ. સ. ૨૪૧-૨૭૨) રાક્ષસી કદના બાવલાંનું તોડી પાડેલું ધડ.**

ઓરડામાંથી બીજા ઓરડામાં જે પડઘાઓ પડયા હતા, તે કાંઇક એવી તરેહનો અવાજ કહાડી રહયા હતા કે 'લ્યાનત છે, તમારા ઉપર!'

આ લખનારનું માનવું એવું છે કે, મહાત્મા શાહપુરનું બાવલું પડતાં સમેત જેવો પેલો લયાનતી અવાજ બહાર પડયો કે, તેવાજ તે સઘળા હીચકારા મુજીઓ ઘેલા દીવાના જેવા થઇ રહ્યા, અને ગુફામાંથી બહાર નીકલવાનું ભાન તેઓને રહ્યું નહી. રાત્રે જોયલા ભયંકર સ્વપ્નાઓથી તેઓ ચીસો પાડવા લાગ્યા, અને તેઓની ચીસોના પડતા પડઘાઓથી હવે તેઓ બીકથી દઘાઇ ગયા. તે નાપાકોએ બીકથી ધ્રુજી, રાત્રે ગુફામાંથી બહાર નીકલી નીચે ઉતરવા માંડયું કે, જેવા તેઓ પેલા બાર ફીટના ઉભા ઉતરાણ આગલથી નીચે ઉતરવા ગયા કે, તરતજ તે સઘળાઓ પેલી ઉંચાઇએથી નીચે ઉંધે મસ્તક પડી ગબડી મુવા, એ પ્રમાણે પેલા કરપીણાનો તેવોજ ફેજ આવ્યો, અને હજી પણ પેલું ઉભું ચઢાણ પેલા મુજીઓના ફેજની યાદ આપતું રહ્યું છે.

પાકઝાદ ફીરદૃસી શાહનામામાં લખે છે:—

'હમાં બુદ તા ખીશતન રા બેકોશ્ત
ઝહી ચરખે ગરદન્દેહઇ કુઝ પોશ્ત.'

'એ પ્રમાણે તેઓ પોતાનેજ હાથે પોતે મરી મુવા; શાબાશ! ઓ વાંકી પીઠના આસમાન! શાબાશ!'

શાહપુરના બાવલાંનો જે ભાગ જમીન ઉપર પડેલો છે, તે લગભગ કમર વેરનોજ છે, જ્યારે તેના ઉભા રહેવાના આસન ઉપર માત્ર બેઉ પગોના નીચેના ભાગો જોવામાં આવે છે. જમીન ઉપર પડેલા બાવલાના ભાગ ઉપર હાઇડ–૧૮૨૧ કરીને કોતરેલું જોવામાં આવે છે. સર હોરમસજી એડનવાલાની પારટીવાલા મીο નરીમાનનું નામ અહીં મારા વાંચવામાં આવ્યું હતું.

પ્રખ્યાત ગુફા અને તેની હકીકત.

હવે હું ગુફામાં અહીં તહીં બધે એક હરીકેન ફાનસ અને મીણબતીઓની મદદથી ફર્યો તો માલુમ પડયું કે, જો કે ગુફાની રચના તો કુદરતી છે તોપણ તે ગુફાને વધારે સગવડભરેલો કરવાને માણસ જાતની મદદ હોવીજ જોઇએ. ગુફાની અંદર જતાં પહેલાં તો એક મોટી પાણીની હોજ બાંધેલી માલુમ પડી, તથા એક બાજુએ કાંઇ મોટા કુવા જેવો ખાંચો હતો, કે જેમાં ઉતરવાની સીડીઓ હોય તેવું માલુમ પડયું.

આજુબાજુ ગલીઓ તથા ઓરડાઓ જોવામાં આવ્યા કે જ્યાં અવારનવાર ઉપરથી ટપકતાં પાણીના ટીપાંઓથી આ અંધારા ગારમાં મારા મનમાં એવી અસર થઇ કે "અય મસાફર! તું આવ્યો તો ભલે આવ્યો! તારી માફક કંઇએક મુસાફરો આ ગુફાની મુલાકાત લઇને અફસોસ સાથે પાછા ફરયા છે. શાહાનશાહ શાહપુરને જ્યારથી પેલા બદમાશોએ બાદશાહી આસન ઉપરથી નીચે ખાકમાં ઉંધે મસ્તક નાંખ્યો છે, ત્યારથી અમો તેની હાલત જોઇ અમારી આંખોમાંથી આંસુઓનો વરસાદ વરસાવ્યે છીયે, કે કોઇ નેક માબાપનું ફરજંદ આ ગુફાની મુલાકાત લઇ, અમારી આંખોમાંથી ટપકતાં આંસુઓની અસરથી શાહાનશાહ શાહપુરના વંશજો, કે જેઓ હાલમાં હીંદુસ્તાનમાં વસે છે તેઓને ખબર કરે કે, બીચારો શાહપુર તો ગારમાં ઉંધે મસ્તક પડેલો છે, અને કોઇ તેની ખબર પણ લેતું નથી."

ઓ પવન! તારી ઝડપી ચાલ તું વધાર, અને હું હીન્દુસ્તાન જઇ ખબર પહોંચાડું, તેની અગાઉ તું આ મારો સંદેસો ફુંગાડી, ફાની દુન્યાની મોજમજાહમાં ગીરફતાર થયલા પેલા સુગીયારાઓ ઉપર કાંઇ અસર કર, કે બીચારા શાહપુરને પાછો ઉભો કરવાને કાંઇ મદદ મોકલાવે. આ અરજની બરકતથી હવે પછી નજદીકના ભવીષ્યમાં બલુ લોહી ધરાવતી બહાદુર જવાનોની ટોળી આ ગુફાની મુલાકાતે આવી લાગશે, અને કાંઇજ નહીં તો મહા મુસીબતે, પણ આ ઉંધે મસ્તક પડેલા શાહપુરનાં બાવલાંને, જો કે અસલ માફક તેના આસન ઉપર તો ઉભું રાખવાને બની શકશે નહિ, કારણ કે તે બીચારાના બેઉ પગો ઝાલમોના હથોડાથી ટુકડે ટુકડા થઇ ગયા છે, તોપણ તેના આસન આગળ નીચે ખાકમાં સીધુ ઉભું કરવાને તો શકતીવાન થશેજ, અને ત્યારેજ પેલો આંસુઓનો વરસાદ બંધ થશે. ખુદા કરેને આ મારી ધારેલી આશા પાર પડે!

ગુફાની મારી મુલાકાતની નીશાન તરીકે શાહપુરના ગળામાં કોતરેલા હારમાંનું એક આખું નંગ ઘણી શોધ પછી મારા હાથમાં આવ્યું છે. ગુફામાં એક મીઠા પાણીનો ઝરો હતો, ત્યાંનું પાણી પી પાછો નીચે ઉતરવાને તાજો થયો. એ પ્રમાણે મેં ગુફામાં દોઢ કલાક જોવામાં કાઢયા પછી, બરાબર સાડાબાર વાગે નીચે ઉતરવાનું ચાલુ મુકયું. પહેલાં તો મેં બુટ કહાડી પેલું બાર ફીટનું સીધું ઉતરાણ મારી મેલેજ

કાંઇ પણ મદદ વગર ઉતરી બુટ પહેરી ચાલુ મુકયું. જો કે ચઢાન કરતાં ઉતરાણ વધારે મુશ્કેલ હતું, કારણ કે પગો સરી જતા હતા, તોપણ ઉપર ચઢવા જેટલો દમ હાંફી જતો ન હતો. જ્યારે ઠાક લાગતી કે દમ ખાતો! એ પ્રમાણે હું બપોરે એક અને પચ્ચાસ મીનીટે પાછો તંગે ચકુ નામના ગામ આગળ આવી લાગ્યો, કે જ્યાં મેં છાસ પી, તથા અંજીર અખરોટ ખાઇ, મારા બેઉ ભોમ્યાઓને પાંચ પાંચ કેરાન આપી, ગધેડા ઉપર સ્વાર થઇ, હું તંગે ચોગાનની પાસ કે જ્યાં શાપુર નદી આગળ મારા મીત્રો મારી વાત જોતા બેઠા હતા, ત્યાં બરાબર ત્રણ વાગે આવી લાગ્યો.

## મરહુમ શેઠ સોહરાબજી બંગાલી.

માદરવતન ઇરાન તરફનો ચાહ એવણ શેઠમાં કાંઇ કમી ન હતો. પોતે આ ગુફા વીષે લખી જણાવે છે કે, સર વીલીયમ ઉસલી, કે જેણે ઇ. સ. ૧૭૯૯ થી ૧૮૧૫ વેર ઇરાનમાં રહી મુસાફરી કરી હતી, તેનાં ગમે તેવા કોશેશો છતાં મહાત્મા શાહપુરનું બાવલું મલી શકયું નહીં; પણ ત્યારપછી મેજર ઇસતોને તે બાવલાંને શોધી કહાડી જાહેરમાં લાવ્યો. એ પછી થોડે વખતે કરનલ જોનસને આ ગુફાની મુલાકાત લઇ નવી શોધખોળો કીધી, અને તેના લખવા પ્રમાણે જ્યારે તે ૩૯૦ ફીટ ભોંયરામાં આગળ વધ્યો, ત્યારે ૧૦૦ ફીટની ઉંચાઇની સીલીંગ સાથનો મોટો હોલ જોવામાં આવ્યો, અને ત્યાર પછી વધારે આગળ જવામાં તેને ડહાપણ વીચાર્યું નહીં, જો કે તેના જણાવવા પ્રમાણે તે આ ગુફાનો અર્ધો ભાગ પણ જઇ શકયો ન હતો. મેં ઉપર જણાવ્યું તેમ મીο હાઇડ નામના મુસાફરે પણ ૧૮૨૧ માં આ ગુફાની મુલાકાત લીધી હતી. હવે સવાલ એમ ઉભો થાય છે કે, કયે વખતે આ બાવલાંને જમીનદોસ્ત કરવામાં આવ્યું હતું?

મેં થોડું ઘણું ખાઇ લઇ, ચા પી, સામેના પહાડો ઉપર આવેલા ચાર નક્ષો જોવા નીકલ્યો. પહેલા ચીતારમાં ઘોડેસ્વાર અરદેશીર બાબેકાન પોતાની સામેના ઘોડેસ્વારના હાથમાંથી રાજની નીશાન તરીકે એક કલુ લે છે, જ્યારે બાકીના ત્રણ શાહપુરની ફતેહના દેખાવો છે. આ સઘળાં ચીત્રો સારી હાલતમાં છે.

## નક્ષે શાહપુર અને ગુફો.

વહાલું ઇરાન વતન! જેની ખાક ઉપર જેહાનનો પહેલવાન

રૂસ્તમ પુર દબદબાથી પોતાના રખશ ઘોડાને ઝોલાન આપતો હતો, તેજ જમીનના દર્શન કરવા આવનાર મારા જુવાન બેરાદર! તું કાંઈ કોઇના લખવાથી યા કહેવાથી શાહપુરના ગુફાની મુલાકાત લેવાને ડરી ના જતો. તું કારલા તરફ આવેલો પ્રખ્યાત શીવાજીનો પહાડ તો ચહડયો હશે અને તેની સાથે સરખાવતાં આ પહાડ કાંઇ મુશ્કેલ નથી. હું ખાત્રીથી કહું છું કે માત્ર એકજ કલાકમાં તું આ પહાડ આસાનીથી ચઢી શકશે. બુશાયરથી બુઝર્ગ ગ્રહસ્થ હાજી મહમદ બાકર બેહબાની તરફથી એક સેફારસનામું મેલવી શકશે તો તારે વાસ્તે કાઝરૂનમાં ઉતારાનું મકાન પણ તૈયાર છે. ઇરાનમાં મુસાફરી કરતી વખતે હંમેશા પાણીની બાટલી તારી ખાંધ ઉપર ટાંગેલી રાખજે, અને તેમ કરવામાં તું કદીબી ગફલતી કરતો ના. કાઝરૂનમાં રહી શાહપુરનો કીલ્લો, નક્ષે શાહપુર, તથા શાહપુરનો ગુફો જોવાની સુંદર તક તું કદીબી ચુકતો ના.

## કાઝરૂનથી શીરાઝ.

બુધવાર તારીખ ૧૧ મી નવેમબરની સવારે સાત અને વીસ મીનીટે બધાઓને સલામુન અલીકુમ કરી શીરાજના રસ્તા તરફ મોટર હંકારી અને રસ્તો સાફ હોવાથી મોટર પણ ઝડપથી દોડતી હતી. એમ કરતાં પોણા આઠ વાગે કુટલે રઉશનક નામનો પહાડ ચહડવો શરૂ કરી, નવ વાગે રઉશનક નામની જગા ઉપર આવી લાગ્યા. અહીંયાથી એક મુસલમીન ગ્રહસ્થને મોટરમાં બેસાડી દીધો, જો કે આખી મોટર મેં ભાડે રાખી હતી. કાઝરૂનથી શીરાજ તરફ જતી મોટરો પાસેથી ટેક્ષ વસુલ કરવાના જે સ્ટેશનો હતા, તેના આ ગ્રહસ્થ વડા અમલદાર હતા, એટલે અમારા મોટરચી અલી અકબરને ટેક્ષ આપવો ન પડે. એવણ અંગ્રેજી બોલી શકતા હોવાથી મેંબી બેસવા દીધા. એમ વાત કરતા કરતા હવે કુટલે પીરેઝન નામનો પહાડ ચહડવો શરૂ થયો. જેમ તેમ મોટરે ચહડવા માંડયું કે, પહેલાં તો અલી અકબરે પેલા મુસલમીનને નીચે ઉતારયો કે વજન ઓછો થાય તો મોટર ચઢે, એ પ્રમાણે ઘણે દુર ઉપર મોટર હંકારી ગયો. મોટર જુની હોવાથી એક ચઢાણ એવું આવ્યું કે મનેબી અંદરથી ઉતરી હડસેલવી પડી, કે મશીન ચાલુ થતાં પોતે એકલો હંકારી જઇ આ પહાડના અરધા ભાગ ઉપર આવેલા કાવાખાના આગલ ઉભી રાખી

ચા પી મારી વાટ જોતો બેઠો. એ પ્રમાણે મવાલી મોટરચીએ આ અરધા પહાડ ઉપર મોટરને હડસેલવા સારૂં માણસો ભાડે રાખવાના પૈસા બંચાવ્યા. પેલા મુસલમાન ગ્રહસ્થનું હાર્ટ નબળું હોવાથી, પોતે પહાડ ચઢતાં બેશુદ્ધ થઇ જમીન ઉપર પડયા, પણ સારા નસીબે પછવાડેથી આવેલી ઘોડાની ગાડીમાં બેસી પેલી જગા ઉપર આવી લાગ્યા. પોતે મફતના બેઠેલા હોવાથી અલી અકબરને કાંઇ વધારે બોલી શકાયું નહી. હવે અલી અકબરે મહા મુસીબતે સાત સાત કેરાનને હીસાબે ત્રણ માણસોને બાકીનો અરધો પહાડ મોટરને હડસેલવા સારૂં ભાડે રાખ્યા. એમ કરતાં હું એક વાગે બરાબર પીરેઝન પહાડને મથાળે આવી લાગ્યો, જો કે છેલ્લો ચઢાણનો ભાગ આવતે મને ઉતરી પડી પગે ચાલી જવા સીવાય બીજો ઇલાજ ન હતો.

હું જો એ પ્રમાણે મોટરમાંથી ઉતરી ન ચાલું તો તે દીવસે શીરાજ પુગી શકું નહી, અને જંગલમાં રાત પસાર કરવી પડે, એટલે ઉતરવા સીવાય છુટકો નહી. પીરેઝન મધે આવેલા કાવાખાનામાં જરા આસાયશ લઇ, ચા પી નીચે ઉતરવું શરૂ કરી, બે વાગે પહાડની તળેટીએ આવેલા દશ્તે અરજન નામના ગામ આગલ આવી લાગ્યો કે, હવે ઠંડી વધારે જણાવા લાગી. દશ્તે અરજન જંગલોમાં ઉગતા ઝાડોની લાકડીઓ આખા ઇરાનમાં વખણાય છે. અહીંયા મને કેટલાક શીખેલા લશ્કરી અમલદારો મલ્યા કે જેઓ હીંદુસ્તાન જતા હતા. હવે રસ્તામાં મારી મોટરની આગલી સ્પીંગ ભાંગી ગઇ, અને તેને લીધે પહેલાં તો તે તરફનું એક ટાયર ફાટી ગયું, અને તેમાંથી ટયુબ બહાર નીકલી. એ પ્રમાણે ભાંગેલી સ્પીંગ અને છુંછો થયલા ટાયર ટયુબો સાથે સતાવીશ માઇલ કાપી, આખે રસ્તે ખડખડ અવાજ કરતી ખોદાતી મોટરે સાંજે શીરાજ શહેરમાં આવી લાગ્યો, કે જે વખતે સુરજ તરતનોજ અસ્ત પામ્યો હતો. અહિંયા બાગે વકફ નામના જરથોશ્તી મુસાફરખાનાના એક નાના ઓરડામાં ઠંડીથી ઠઠરતો ભુખો થાકેલો જઇ પડયો. બાજુમાં એક કાવાખાનું હોવાની મને ખબર હતી, ત્યાંથી ભુંજેલાં બેટા તથા નાન ખાઇ સંતોષ પકડી સુઇ ગયો.

## પ્રખ્યાત બાગે વકફ.

મીય બેરાદર! તું જાણ કે શીરાજમાં જરથોશ્તીઓના ઉતારાનું મકાન તે બાગે વકફ છે. આ મકાનમાં નાના નાના અરધોએક દજન ઓરડાઓ

છે, જે તદનજ બીસમાર હાલતમાં છે, અને ઓરડાઓના દરવાજાઓબી એવા છે કે કોઇ માણસ સહેલાઇથી ચોરી કરી શકે. આ ઓરડા ગધેડાના તબેલા તરીકે તથા ગોદાઉન તરીકેબી વાપરે છે, તથા બાજે વખત ઇરાનીઓ સાથે મસલહત કરી મુસલમાનો પણ તેનો લાભ લે છે. મકાનમાં એક પણ ચીજનું નામ નીશાન મલે નહીં. આ જરથોશ્તીઓના ઉતારાના મકાન ઉપર દેખરેખ રાખનારો ના મલે કોઇ ધણી કે ના કોઇ ઢોર. મકાનની વચ્ચેના થોડા ભાગ ઉપર એક માલ ચઢાવેલો છે કે જ્યાં બે ઓરડાઓ છે જે એક આરમાનીયનને ભાડે આપેલા છે.

## શેહરે શીરાજ.

હું જે વખતે શીરાજ આવી પહોંચ્યો, તે વખતે ઠંડી ઘણીજ સખ્ત હતી. ખુદાના હોકમથી મારી પાસે ફોલડીંગ કોચ હતો, જે પણ ભાંગેલા કાચના બારણામાંથી અંદર દાખલ થતી હવાથી થોડા વખતમાં થંડો થઇ જતો હતો. ઉપરના આરમીનીયન ભાડુતે એક પાણીની બાલદી તથા ફાનસ વાપરવા આપ્યું. મુંબઇથી મેં નાની એલ્યુમીનમની કીટલી તથા થોડી ચા ખાંડ રાખી હતી તે કામ આવી. સવારે એક માણસ આવ્યો, જેનેબી જોયું કે મારા વગર ચાલવાનું નથી, તેથી કહેવા લાગ્યો કે કાંઇ કામકાજ હોય તો ફરમાવો. કુવામાંથી પાણીની ભરેલી બાલદી લાવી બોલવા લાગ્યો કે, હું તો એક દીવસના પાંચ કેરાન એટલે પોણા બે રૂપ્યા લઇશ, નહી તો કે મારા કામ ઉપર જાવું. આ મવાલી નોકર બાગે જેહાનીયાનનો માણસ હતો, તે હું જાણતો હતો. ઠીક છે કરીને ભરમમાં જવાબ આપી ઓરડો સાફસુફ કરાવી સામાન ગોઠવાવ્યો. એ પ્રમાણે નાનચાપ ઉપર પહેલો દીવસ ગુજારી, બીજે દીવસે બપોરે હું ખાણાને વાસ્તે કોઇ હોટલની શોધમાં નીકલ્યો. એમ રખડતાં હોટલ સમજી એક મુસલમીન ગ્રહસ્થના ઘેરના દરવાજામાં દાખલ થયો. ત્યાં કેટલાએક મુસલમીન ગ્રહસ્થો બાગમાં બેઠેલા હતા, તેઓમાંથી એકે મારી નજદીક આવી વાતચીત કરવા માંડતાં, મેં પુછ્યું કે 'અહીંયા હોટેલ છે તે કયાં છે?' આ ગ્રહસ્થ અમારા ભાઇ મુલ્લાં સોલીસીટરની ઓફીસના ઘરાક હતા, અને શેઠ દીનશાહ ઇરાનીને બરાબર પીછાણતા હતા. મને મારા મોહ ઉપરથી મુલ્લાં તરીકે તરતજ પીછાન્યો, અને બાજુમાં આવેલા મહેમાનખાને-ઇ-ઇસ્તખ્રમાં લઇ જઇ, તેના માલેક સાથે ઓલખાણ કરાવી, મને રેહવા ખાવાની ત્યાં ગોઠવણ કરી આપી.

આ મહેમાનખાને-ઇ-ઇસ્તખ્ર એક મોટા બાગવાલું હોટેલ છે, જેમાં થોડાક મુસાફરોને માટે રહેવાની પણ ગોઠવણ છે. માલ ઉપરના મોટા ઓરડાનાં ફરનીચર સાથે ૧) તુમાન અને નાના ઓરડાનાં ૯) કેરાન છે, જ્યારે નીચેના ઓરડાના ૭) કેરાન છે, જે માત્ર એક દીવસ રહેવાનું ભાડું છે. એ હોટેલ બાગે વકફવાલા રસ્તાને નાકે આવેલા બેન્ડ સ્ટેન્ડની બાજુમાં ખ્યાબાને ફરમુન્યેના રસ્તા ઉપર આવેલું છે. એકજ ઓરડામાં બેથી વધુ માણસોના દર માણસ દીઠ પાંચ કેરાન લેખે જુદું ભાડું લેવામાં આવે છે, એવો આ હોટેલનો કાયદો છે. ખાવાનું પણ સસ્તું છે એટલે કરી ચાવલની પ્લેટનો ૧) કેરાન તથા કટલેસ વગેરેની પ્લેટનો નાન સાથે એક કેરાન લે છે, જ્યારે ચાનું નાનું ગલાસ એક આને મલે છે.

બાગે વકફમાંથી સામાન બહાર કહાડી હું મેહેમાનખાને-ઇ-ઇસ્તખ્રમાં બે દીવસ રહ્યો, જે અરસામાં એકસોબાર તુમાને એક આગ્બી મોટર યઝદ જવાને વાસ્તે ભાડે કરી, સોમવાર તારીખ ૧૬ મી નવેમ્બરે શીરાજ છોડી યઝદ તરફ કુચ કરી.

શીરાજ શેહેર મહાન કવીઓ હાફેઝ તથા સાદીની જગ્યાને માટે વખણાયલું છે, અને તેઓની ઘોરો જોવા લાયક છે. કેટલાક બાગો પણ આવેલા છે, જે કાંઇ એટલા બધા વખાણવાલાયક નથી. સાંજને છેડે લોકો કોનસલેટના રસ્તા ઉપર ફરહર કરે છે, તથા ત્યાં આવેલી પાલ ઉપર બેસી ખુશ ગોફ્તેગુમાં પોતાનો વખત પસાર કરે છે. એજ રસ્તા ઉપર ઇરાની બેન્ડ વાગે છે, જે સમજવા લોકોની ગીરદી એકઠી થાય છે. સામટી રીતે લેતા શીરાજમાં આપણે સેહેલાઇથી આપણો વખત આનંદમાં ગુજારી શકયે.

## શીરાજથી યઝદનો નવો ટુંકો રસ્તો.

અગાઉ લોકો શીરાજથી ઇસ્ફહાન જઇ યઝદ આવતા હતા. હાલમાં દોઢ વરસ થયું ઘણીખરી મોટરો યઝદથી નીકલી, દેહબીદ આવી, ઇસ્ફહાનનો રસ્તો ન પકડતાં, બીયાબાનમાંથી જુદોજ રસ્તો લઇ સીધી યઝદ જાય છે, જે એક ટુંકો રસ્તો છે. શીરાજથી ઇસ્ફહાન બરાબર ૩૧૩ માઇલ અને ઇસ્ફહાનથી યઝદ બરાબર ૨૦૩ માઇલ, એટલે અગાઉ મોટરોને શીરાજથી યઝદ આવવા સારૂં બધા મલીને ૫૧૬ માઇલ કાપવા પડતા હતા, પણ હવે આ નવા રસ્તાથી માત્ર પોણી

ત્રણસો માઇલ કાપવા પડે છે. શીરાજથી યઝદ જવાનું આખી ફોર્ડ મોટરનું સ્ટેનડરડ ભાડું ૧૨૫) તુમાન છે, અને જેઓ આ ટુંકે રસ્તેથી જવા માંગતા હોય, તેઓને મારી ખાસ ભલામણ છે કે, આ નવા રસ્તાથી માહીતગાર માણસનીજ મોટરમાં જવું.

શીરાઝથી યઝદ શેહેર જતાં રસ્તામાં જે મંજલો આવે છે તેના નામો તથા તેઓની વચ્ચેની લંબાઇ નીચે મુજબ છે:-

| મંજલ | લંબાઇ માઇલમાં | |
|---|---|---|
| શીરાઝ | | |
| ઝરગાન | ૧૮ | |
| કેનારેહ | ૧૫ | |
| સીવન્દ | ૧૮ | ટેલીગ્રાફ અને ટેલીફોનખાતું |
| સાદતઆબાદ | ૧૮ | |
| કાદરઆબાદ | ૧૮ | |
| દેહબીદ | ૨૪ | ટેલીગ્રાફ અને ટેલીફોનખાતું. |
| ગુરતી | ૯ | |
| મેહેરઆબાદ* | ૧૨ | |
| દેહશીર | ૪૨ | |
| અરનુન / ચેનારો / ચાબકો | ૭૫ | |
| મેહરીઝ | ૧૨ | |
| યઝદ | ૨૪ | ટેલીગ્રાફ અને ટેલીફોનખાતું તથા બ્રીટીશ વાઇસ કોનસલેટ. |
| | ૨૮૫ | |

## શીરાજથી યઝદ.

મેં એક યાહુદી મોટરચીની મોટર ભાડે રાખી હતી, જેની સાથે સવારે સકારેથી ઉપડવાની ગોઠવણ કીધી હતી, તોપણ ડોળા તણાવી તણાવીને બપોરે એક વાગે આવ્યો. એક નવા સવા માણસને મોટરની ગોઠવણ કરવાનું કામ ઘણુંજ મુશ્કેલ છે, અને તેમાં જો ઝબાન ન આવડતી હોય તો દીવસના દીવસો માત્ર મોટરની ગોઠવણમાંજ પસાર

* મેહેરઆબાદથી કફેહ આબ્રકુ નામનું ૪૨ માઈલનું બીયાબાન પસાર કરી દેહશીર નામનું મોટું ગામ આવે છે.

થઇ જાય. સવારથી ગાંસડા પોટલાં બાંધેલા હોવાથી, મોટરમાં સવાર થયા વગર બીજો છુટકારો ન હતો, જો કે હું દરેક મુસાફરને ખાસ આગ્રહ કરૂં છું કે સવારેજ મુસાફરી શરૂ કરવી. એ પ્રમાણે શીરાજથી નીકળેલા અમો ચાલીસ માઇલ કાપી સાંજે પરસીપોલીસના જગ પ્રસીધ્ધ ખંડીયેર આગળ આવી લાગ્યા. મારે જણાવવું જોઇએ



اتومبیل برای مسافرت ایران

Upto date conveyance in Iran.

**ઇરાનમાં મુસાફરોને લઈ જતી માલ સાથ લાધેલી મોટરકારનો દેખાવ.**

કે, હવે મોટરો ઠેઠ ખંડીયેર વેર જઇ શકે છે. અહીંયા અરધો કલાક ખંડીયેર જોવામાં પસાર કીધા પછી, રાત્રે સીવાન ગામમાં આવી આસરો લીધો. પરસીપોલીસની મુલાકાત લેનારાઓને વાસ્તે સીવાન ગામ ઘણુંજ અગત્યનું છે. સીવાનની પતલી ઘઉંની રોટલી બહુજ સવાદદાર હોય છે. બીજે દીવસે સવારે સકારેથી ઉપડી બપોરે દેહબીડ આવી, કેરેવનસરામાં બપોરનું ખાણું ખાધું.

### નવો ટુંકો રસ્તો.

હવે દેહબીડથી એક પકકો રસ્તો ઇસ્ફહાન જવાનો છે, કે જેની સાથે ટેલીફોનના થાંભલા છેક ઇસ્ફહાન વેર ચાલુ છે, જ્યારે બીજા કુદરતી રસ્તેથી બીયાબાન ઓળંગી યઝદ તરફ જવાય છે. હું નવે રસ્તેથી જવાનો હોવાથી, મોટરે બીયાબાનનો રસ્તો પકડયો. આખે રસ્તે ટેકડા ટુકડી ઓળંગી, મોટા મોટા પથ્થરો ઉપરથી પસાર થઇ,

સાંજે મેહેરાબાદ આવી પુગ્યો, જ્યારે ચાર વાગ્યા હતા. અમારા મોટરચીએ હવે વધારે આગળ જવા ના પાડી, બોલ્યો કે, હવે એકસરખું ચોપન માઇલનું બીયાબાન આવે છે, તેથી અંધારામાં તેમાંથી પસાર થવું ડહાપણભરેલું નથી. હું પણ થાકેલો હોવાથી તેના એક ઓળખીતાના મકાનમાં આનંદથી રાત પસાર કીધી.

ત્રીજે દીવસે સવારે સકારેથી મોટરમાં ચાલુ મુકી બીયાબાનનો રસ્તો પકડયો. થોડા દીવસની અગાઉ વરસાદ પડેલો હોવાથી કેટલોક રસ્તો બહુજ કાદવવાલો હતો, અને મોટરને ઘણીજ ચાલાકીથી હંકારવી પડતી હતી. અમારો મોટરચી બહુજ સારો માણસ હતો, અને પોતાના કામમાં પણ બહુજ કુશળ હતો. રસ્તે થોડાક રેતીવાલા ટેકડાઓ પણ આવતા હતા, જ્યારે મને ઉતરી જવું પડતું હતું અને મોટરને હડસેલવી પડતી હતી. બપોરે એરનુન આવી પહોંચ્યો ત્યારે જરા ખાઇપી લઇ પાછું હંકારયું. અમારા મોટરચીનો વીચાર આ હતો કે કોઇબી રવેસે આજ રાત્રેજ યઝદ જવું. એમ કરતાં રાત્રે સાડાઆઠ વાગે યઝદની નજદીક રેહેમેતાબાદ આવી કેરાવનસરામાં આસરો લીધો. થોડે દીવસે એટલે તારીખ ૧૯ મી નવેમબરની સવારે દસ વાગે, ત્રણ ઠંડી રાતો રસ્તામાં પસાર કરી, યઝદ આવી પહોંચી, થાકેલા જીવને મી૦ મારકરની ઓરફનેજવાલા મકાનમાં આવી રાહત આપ્યો.

## યઝદમાં ડૉકટર જીવનજી મોદી અને પારટી.

યઝદમાં મારા પુગવાની બે દિવસ અગાઉ સખાવતી શેઠ રૂસ્તમજી કાવસજી મોદી અને તેવણનું કુટુંબ બોશ્હેરને રસ્તેથી ઇરાનમાં દાખલ થઇ યઝદ આવી પુગેલું હતું. શેઠ રૂસ્તમજીના લાયકીવાલા ધર્મી ધણીયાની બાઇ આઇમાયની સાદાઇ તથા નમનતાઇ જોઇ સેવકના મનમાં સારો છાપ બેઠો હતો. જો કે શેઠ રૂસ્તમજીની સઘળી સખાવતો છુપી છે, તો પણ મારે જણાવવું જોઇએ કે યઝદમાં એવણે રૂ. ૧૫૦૦ મોબેદોની છોકરીઓની મદ્રેસામાં તથા રૂ. ૫૦૧ યઝદની છોકરીઓના અવસ્તા કલાસમાં આપ્યા છે. ડાકટર જીવનજી મોદી પણ એ પારટી સાથે હતા, જેવણે એક નસીયત ભરેલું જુસ્સાદાર ફારસી ભાષણ અંજુમનવાલા મકાનમાં આપ્યું હતું. ડાકટર મોદીની બુઝોર્ગ વય છતાં તેવણની જુસ્સાદાર વાકતાચુરીથી તથા ફારસી ભાષાના કાણથી હાજર રેહલાંઓ ઉપર સારી અસર થઇ હતી.

### મુંબાઇની ઇરાની જરથોશ્તી અંજુમન તરફનો સીફારસ પત્ર.

હું જ્યારે યઝદ ગયો ત્યારે મુંબાઈની ઇરાની જરથોશ્તી અંજુમને મારે વાસ્તે યઝદની અંજુમને નાસેરી ઉપર એક એવી રીતનો સીફારસ પત્ર લખ્યો હતો કે 'મી૰ માનેક મુલ્લાંએ પોતાના દેશભીમાનો જુસ્સાને લીધે ઇરાન મધેની સેવા એક ઑનરરી કામ કરનાર તરીકે અમારી અંજુમનને સ્વાધીન કીધી છે. તેથી અમો આશા રાખ્યે છીયે કે આવા મીશનરી સ્પીરીતથી સેવા બજાવવા આવેલા ભાઇ સાથે તમો સઘળા બેરાદરો તથા બેહનો, સાથે મલી આપણી કોમ તરફના ભલા કામોમાં એવણને મદદ કરશો વગેરે'. આ કાગલથી મારે વાસ્તે તેઓ ઉપર સારી અસર થયલી માલૂમ પડતી હતી.

---

### ઇરાનમાં વરસાદની મોસમ.

ઇરાન દેશમાં ઘણું ખરૂં ડીસેમ્બર જાનેવારી અને ફેબ્રુઆરી મહીનામાંજ વરસાદ તથા બરફ પડે છે. હું જ્યારે ૬ ઠી નવેમબરે બુશાયરમાં આવી પુગો, તેની એક અઠવાડયું અગાઉ તોફાન સાથે વરસાદ પડયો હતો, ત્યારપછી તે તારીખ ૧૦ મી જાનેવારી વેર મુદ્દલે બરફ તથા વરસાદ જે પડવો જોઇતો હતો તે ન પડવાથી, ઘઉં તથા જવ જે અહીંયાના લોકોનો ઠંડીમાં અગત્યનો ખોરાક છે, તેના ભાવ પણ દીવસે દીવસે વધતા ગયા, અને તેને પરીણામે બીચારા ગરીબ લોકો ગાજર તથા સલગમ ખાઇ ભુખમરો સહન કરતા હતા.

મારા ઉતારાના મકાનના દરવાજા કોઇપણ ઇરાની જરથોશ્તીની ખબર યા ફરીયાદ સમજવાને ખુલ્લા હતા અને મોટામાં મોટા અરબાબથી તે ગરીબમાં ગરીબ ફકીરને પણ એકજ ખુરસી ઉપર બેસાડી, એકજ સરખી આબરૂ ઇઝત આપવામાં આવતી હતી, જેથી કરી શેહેરના તથા ગામના લોકોનો આવજાવ શરૂ થયો હતો અને તે લોકોની વાત સમજી, ઇરાનની જરથોશ્તી હાલતનો અનુભવ પણ મને મલતો હતો તથા બીચારી બચ્ચાંઓવાલી ગરીબ વીધવા બાઇઓની પણ હું દાદ લેતો હતો.

### મઝરેહે કલાનતરમાં ભુખમરો.

હું જ્યારે યજદ પુગો ત્યારે મઝરેહે કલાનતર નામનું ગરીબ ગામ, જે લદનજ એખલું બીયાબાનમાં આવેલું છે, ત્યાંના બીચારા ગરીબ

લોકો ભુખમરો સહન કરતા હતા. ત્યાંના ક્રીયાકામ કરવાને સારૂં મુકરર કીધેલા યઝદના મોબેદ ખાજાઓ આગળ એવી ખબર કીધી હતી. એ પ્રમાણે અંતે એ વાત યઝદના ત્રણ મોબેદો તરફથી મારે કાને પડી, કે ત્યાં ખાવાના અનાજ વગર બીચારા લોકો ભુખે મરે છે. મેં એ બાબદની બરાબર તલાસ કર્યા પછી તરતજ અનાજ વેચાતો લઇ, ઉપડી જવાનો વીચાર કીધો. જવ જે ઘઉં કરતાં સસ્તા હતા, તે બજારમાંથી યા બીજે કોઇપણ ઠેકાણેથી મલી શકયા નહી, તેથી અંતે ઘઉં વેચાતા લઇ, ગધેડાંઓ ઉપર લાધી, ત્યાંના એક લાયકીવાલા રહીશ અરદેશીર આબાદાનના કબજામાં મોકલાવી દીધા.

## અમારી ઉપડવાની તઇયારી.

હવે ઠંડી દીવસે દીવસે વધતી ચાલી અને સવારે બેરોમીટરનો પારો ૩૧ દીગરીવેર જવા લાગ્યો. દરરોજ આકાશ પણ ઘેરાયા કરે, અને આજે જઇએ કાલે જઇએ કરી અંતે ખુદાનું નામ દઇ તા૦ ૧૦ મી જાનેવારી ૧૯૨૬ ને દીને એક ગધેડું ભાડે કરી, યા, ખાંડ, ચોખા અને આટો બાંધી લઇ, શાહ વરેહેરામ નામના અનુભવી મોબેદ સાથે યઝદ છોડી મઝરેહે કલાનતર તરફ કુચ કરી. શેહેર છોડયું કે તરતજ એક માઇલ દુર નસરાબાદ, બીજે એક માઇલે કેનુ અથવા કસ્નવીયે, અને ત્યાંથી બે માઇલ દુર નોસરાતાબાદ આવી, શાહ વરેહરામના ઓળખીતાના ઘેરમાં જઇ આસરો લીધો. શેહેરથી તે નોસરાતાબાદનો આખો રસ્તો તમામ રેતીવાલો છે. જ્યારે અમોએ શેહેર છોડયું, ત્યારે ઠંડો પવન એટલો તો જોરથી ફુંકવા લાગો કે ગોગલસ, ગરમ મફલર, બલેકલાવા ટોપી તથા ઓવરકોટ પેહરવો પડયો. અને રેકાબ ઉપર મુકેલા પગના તલ્યાં તો થંડા બરફ જેવા થઇ ગયાં. જેવા અમો નોસરાતાબાદમાં આવી પુગ્યા કે, તરતજ સગડીમાં તાપણું કરી, ગરમ યા પી લઇ, પાછા સવાર થઇ ચાલુ મુકયું. હવે થોડે રસ્તે ગયા પછી રેતી તમામ થઇ ચીકણી માટી શરૂ થઇ, તે છેક સાડાત્રણ માઇલ દુર આવેલા એલાહાબાદ ગામવેર આવી લાગી. ગામની પાદરેથી જવાને બદલે જરથોશ્તી વસ્તીવાળા મોહલ્લામાં બપોરે આવી લાગ્યા કે તરતજ ત્યાં અમારી આસપાસ બધાઓ એકઠા થઇ, શાહ વરેહરામ કે જે કેટલોક વખત અગાઉ અહીંની મદ્રેસાનો માસતર હતો, તેને કહેવા લાગા કે, એવણ આજે અહીંયાજ રહે તો વધારે સારૂં. મઝરેહે કલા-

નતરથી પાછા ફરતી વખતે રહેવાની ગોઠવણ કરી, ત્યાંથી સાડાત્રણ માઇલ દુર આવેલા જાફરાબાદ નામના ગામમાં રશીદ ખોસરૂના ઘેરમાં મેહેમાન તરીકે ઉતરયા કે જે વખતે સુરજ અસ્ત પામ્યો હતો અને ઠંડી અતીશય હતી. એક નાના ઓરડામાં ગાલીચા પાંથરી, સગડી સલગાવી, ચાનું સમાવર તઇયાર કરી ચા પીધી કે, જરા દીલમાં ગરમી આવી. રાત્રે મારા ઓરડામાં એકઠા થયલા ગામના જરથોશ્તીઓ તરફની ખબર અંતરો પુછી છેક મોડેથી રાત્રે સુઇ ગયો. બીજે દીવસે સવારે સકારેથી ઉઠી, રેતીના મોટા મોટા ટેકડાઓવાલા બીયાબાનમાંથી જેમ તેમ રસ્તો લઇ, એક ઠેકાણે લગભગ ૬ માઇલ કાપી આવ્યા, જ્યારે ત્યાંથી તારના થાંભલા અને મોટરનો રસ્તો જોવામાં આવ્યો, કે જે એક બાજુથી હસનાબાદ તરફ જ્યારે બીજી બાજુથી મઝરેહે કલાનતર તરફ જતો હતો. બીજા ત્રણ માઇલવાલા બીયાબાનમાં બે આટાની ઘંટીઓ જોઇ, કે જેઓ ત્યાંની જમીન નીચેથી પસાર થતાં પાણીની મદદથી ચલાવે છે. એ પ્રમાણે તમામ બીયાબાનનો ૧૩) માઇલનો રસ્તો કાપી બપોરે અઢી વાગે મઝરેહે કલાનતર ગામમાં આવી લાગ્યો, જ્યાં અમુને અર્દશીર આબાદાનના લાયકીવાલા ધણીઆની મોરવારીદે આવકાર આપી પોતાના મકાનમાં ઉતારો આપ્યો, કારણ કે તેજ દીવસે સવારે અરદેશીરને શેહેરમાં ઘણુંજ અગત્યનું કામ હોવાથી તેવણ ત્યાં ગયા હતા.

ગામમાં ઘઉં બે દીવસ અગાઉના આવેલા હોવાથી બધે ખબર તો પડી ગઇ હતી. જેવો હું ગામમાં પહોંચ્યો કે, તરતજ આગેવાનોને બોલાવી ખરેખરા લાયક માણસોનેજ અનાજ આપવા તેઓની એક ટીપ તઇયાર કરાવી ગામમાં તેઓને ખબર આપી. એ પ્રમાણે ૧૪ જરથોશ્તી, ૧૩ જહીદ, તથા ૩ મુસલમાન કુટુંબો મલી જુમલે ૮૫ માણસો લગભગ ૧૫ યા ૨૦ દીવસ ખાઇ શકે તે પ્રમાણે દરેકના ઘેરના માણસો જોઇ અનાજ જોખીને વેહેંચી આપ્યો. ત્રણ બુઢા જદીદો અનાજ લેતાં રડી પડયા, અને કેટલાએક તો અંદર આવીને લેતાં પણ શરમાયા. અહીંનો જરથોશ્તી બચ્ચો પોતાની બાજુના બળથી જે કાંઇ ખાવાનું મલશે તેજ ઉપર શુકરાના કરે છે અને ગરીબમાં ગરીબ પણ પારકાના હાથનું લેતાં શરમાય છે.

આ પછી મહીનો પસાર નહિ થયો એટલામાં પાછી ખબર મલી કે આપેલા ઘઉં ખલાસ થઇ ગયા અને એક બુઢો જદીદ કે જેને મેં

મદદ કીધી હતી તે ભુખમરાથી મરી ગયો. તેથી પાછા મેં જવ ખરીદી ઉંટ ઉપર લાદી મોકલાવ્યા, જેમાંથી તેત્રીસ ઘરો એટલે ૧૧૭ માણસોને પંદર દિવસ ચાલે તેમ વેહેંચી આપવામાં આવ્યા હતા.

### મઝરેહે કલાનતર.

આ ગરીબ ગામમાં બધા મલી બરાબર બસો જરથોશ્તીઓની વસ્તી છે, અને બુઢો અર્દીશીર ખુશરૂ ત્યાંનો અરબાબ છે. જદીદોના ૨૫ ઘેરો છે કે જેઓ જરથોશ્તી દીનઆઇનને લગતા ક્રીયાકામો પણ કરાવે છે, અને લગભગ જરથોશ્તી જેવાજ છે, કારણ કે અહીંયા આજુ-બાજુ કોઇપણ ગામ ન હોવાથી મુસલમાનોની તેઓને ધાસ્તી નથી. જદીદો કોઇજ નહી પણ ભારે જુલમને લીધે ધર્મ છોડવો પડેલા તે લોકો, જો કે તેઓ હજીબી પોતપોતામાંજ લગનના ગાંઠથી જોડાય છે. માત્ર ૪ મુસલમાનોના ઘરો છે, જેઓનો પણ જરથોશ્તીઓ સાથે ઘાડો સંબંધ છે.

કમનસીબે અહીંયાનું પાણી ખારૂં અને કડવું હોવાથી, બીચારાં બચ્ચાંઓ જીવી શકતાં નથી. એ આ ગામના લોકોની મુખ્ય ફરીયાદ છે; અને મારી આગલ ઘણાજ કાલાવાલા કરી એ બીચારાઓ બોલતા હતા કે કોઇ તમારી તરફનો જરથોશ્તી બચ્ચો એ કામ પાર ઉતારી ગરીબ આંતરડીઓની દુવા ન લે? એ લોકોનું એમ કહેવું છે કે અહીં-યાથી માત્ર એકજ નાનું ગામ રૂકનાબાદ જે ત્રણ માઇલ દુર આવેલું છે, ત્યાંનું મીઠું પાણી જમીન નીચેથી લાવી શકાય.

સાંજે ગામમાં ફરી વલી, ખુશ ગોફતેગોમાં રાત પસાર કર્યા પછી કોઇબી રવેશે બીજે દીવસેજ ત્યાંથી ઉપડી જવાનો વીચાર કીધો. ઠંડી પણ અહીંયા સખત હતી, અને જમીન ઉપર પાંથરેલા બીસતરો પણ ઠંડા બરફ જેવો થઇ જતો હતો. વળી જો બરફ અથવા વરસાદ પડે તો બીયાબાનના રસ્તામાંથી પસાર થવું મુશકેલ થઇ પડે, અને અહીંયાજ રેહેવું પડે, એ કારણથી સવારે સકાળે ઉઠીને તૈયાર થઇ ત્યાંની સ્કુલ તપાસી, કે જ્યાં ૨૫) છોકરાંઓ માસતર બેહરામ ખુદાદાદના હાથ નીચે કેળવણી લેતા હતા, જેવણ મુંબઇ આવી ગયલા હતા. આ સ્કુલ સર દીનશાહ પીટીટની મંડળી તરફથી ચલાવ-વામાં આવે છે.

ત્યાંથી સ્કુલના કંપાઉન્ડમાં જઇ લાગ્યા કે જ્યાં ગામના તમામ

જરથોશ્તીઓ તથા જહુદીઓ અગાઉથી કીધેલી ગોઠવણ પ્રમાણે હાજર હતા, તેઓની આગળ એક લંબાણ ભાષણ તથા સવાલ જવાબો કરતાં લગભગ બે કલાક થઇ ગયા હતા, અને આખરે ત્યાંના અરબાબ અરદશીર ખુશરૂએ તથા હાજર રહેલા માટીડા અને બૈરાંઓએ એક અંજુમન સ્થાપી તેના ફંડની શરૂઆત કરવા, છોકરીઓની એક સ્કુલ સ્થાપવા તથા મરહુમ માણેકજી હાંતરયાનું જશન કરવા વીષે કબુલ કર્યું હતું. ત્યારપછી આતશકદેહની મુલાકાત લઇ ત્યાંનો કારોબાર તપાસતાં સંતોષકારક માલુમ પડયો. આ ગામમાં કોઇપણ જરથોશ્તી બહાઇઝમ ઉપર એતેકાદ ધરાવતો નથી. પાછા ઘરે જઇ જરા ખાઇ પી લઇ, ગમે તેવી ઉતાવળ કરવા છતાં સાડાઅગીયાર વાગે સઘળાઓની ભલી દુવાઓ સાથે ગામથી બહાર પડી, સાંજે ચાર વાગે જાફરાબાદમાં આવી લાગી રશીદે ખુસરૂના ઘેરમાં ઉતારો લીધો.

## જાફરાબાદ.

આ ગામમાં બધા મળીને ૧૨૪ જરથોશ્તીઓ વસે છે, અને ત્રણ જહુદ કુટુંબોના ઘરો મલી ૨૦) માણસો થવા જાય છે. મુસલમાનના થોડાજ ઘરો છે. સામટી રીતે જોતાં જરથોશ્તીઓની હાલત ઠીક છે, અને અરબાબ રશીદ ખુસરૂ તથા તેવણના સગાંઓ હોરમઝદયાર બહમન ખુસરૂ અને તીરંદાજ અરદેશીર ખુસરૂ ત્યાંના લોકોની રાહબરી કરે છે. સાંજે ગામમાં ફરી વળી પાછા મુકામે આવી, આગેવાનો સાથે વાતચીત કર્યા બાદ ખાણું ખાધું. શાહનામુ સાંભળવામાં કેટલોક વખત પસાર થવા પછી છેક મોડી રાત્રે બીસતરો પાંથરી સુઇ ગયો.

સવારે અહીંયાની સ્કુલની મુલાકાત લીધી, જેમાં ૨૧) છોકરાંઓ શીખતા હતા. બે કલાક છોકરાઓને શીખવી રહ્યા પછી છોકરીઓ શીખવા આવતી હતી, કે જેઓની સંખ્યા ૧૫ ની હતી. અહીંયા છોકરા છોકરીઓને અપાતી કેળવણી ઘણીજ સરસ માલુમ પડી, અને તેનું માન "કયસરે હીન્દ" પત્રના માલેક મી૦ એરચશાહ હોરજીબેહેદીનને ઘટે છે, કે જેવણ તરફથી આ સ્કુલનો કારોબાર ચલાવવામાં આવે છે. સઘળા છોકરાંઓને રાત્રે આતશકદેહમાં એકડા થઇ બંદગી કરતાં જોઇ મારૂં દીલ હરખાયું, અને રૂસ્તમ બેહરામ જેવો એક સ્કુલનો માસતર પોતે મન ઉપર લઇ કામ કરે તો શું કરી શકે, તે મેં મારી નજરે નજર જોયું. આ ગામમાં છોકરા છોકરીઓને અપાતી કેળવણી તથા ધર્મના

જ્ઞાન માટે હું ઉસ્તાદ રૂસ્તમ બેહરામને વાજબી શાબાસી આપું છું, કે જેવણ મુંબઇ આવી ગયલા છે. ત્યાર પછી કીધેલી ગોઠવણ પ્રમાણે ગામની તમામ અનજુમન આગલ એક ભાષણ કરી મરહુમ હાંતરચાના ગુજર પામવાના દીવસે જશન કરવાની ગોઠવણ કરી, સઘળાઓ સાથે આતશકદેહમાં ગયો, જે ઘણીજ સરસ હાલતમાં હતું, અને તે મેરવાન કેઇખસરૂ જાફરાબાદીએ મોટે ખરચે સમરાવ્યું હતું. આ ગામમાં કોઇપણ જરથોશ્તી બહાઇઝમ ઉપર એતેકાદ ધરાવતો નથી. ગામના લોકોને ખુદા હાફેઝ કરી, બાર વાગે સવાર થઇ બપોરે અલાહાબાદ ગામમાં આવી આતશકદેહની ઇમારતના એક બંધ ઓરડામાં ઉતારો લીધો.

## અલાહાબાદ.

આજના દિવસે આસમાન વાદળાંઓથી ઘેરાયલું હતું. સાંજે ગામમાં ફરી વલી જોતાં માલુમ પડયું કે અહીંયા જરથોશ્તીઓની વસ્તી મુસલમાનોથી તદનજ અલગ હતી, અને તેઓની હાલત પણ સારી હતી. બધા મલી ૨૫૪ જરથોશ્તીઓને સુખ શાંતીથી રહેતા જોયા. આ ગામમાં ૧૦ જરથોશ્તીઓ બહાઇઝમ ઉપર એતેકાદ ધરાવે છે.

લગભગ દરેક જરથોશ્તીઓના ઘેરમાં કાપડ વણવાની બાવા આદમના વખતની હાથની લુમો હતી, અને તેઓના પહેરેલાં કપડાંઓ પોતે હાથેજ બનાવતા એવા ઉદયોગી બૈરાંઓ મેં આ ગામમાં જોયા. એ બાબદનો તમામ અભ્યાસ ટેકનીકલ કોલેજમાં જઇ મેં સંપુર્ણ કર્યો હતો, અને જ્યારે હું ઇરાન આવવા નીકલ્યો, તેની થોડા દીવસ અગાઉ જ્યારે "જામે જમશેદ" માં મેં વાંચ્યું હતું કે, સોલાપુરમાં કાપડ વણવાની હાથની લુમને વાસ્તે કોઇએ પેટન્ટ મેળવ્યું હતું, કે જે લુમ હાલના વખતમાં કોઇબી હાથની લુમ કરતાં ઘણીજ સરસ માલુમ પડી હતી, તે જો એકાદ મુંબઇમાં મંગાવી જરા તે ઉપર કામ કરવાની સમજણ લઇ સાથે ઇરાન લાવ્યો હતે, તો અહીંની જરથોશ્તી છોકરીઓને તેના જેવી લુમ આશીર્વાદ સમાન થઇ પડી હતે. આ ગામનાં બચ્ચાંઓ પણ ઘણાજ ઉદયોગી માલુમ પડયાં, અને ખેતીવાડીમાં પોતાના કુટુંબોને મોટા મદદગાર થતાં માલુમ પડયાં. ટુંકમાં કહું તો આ ગામના લોકો ઉદયોગી, સુખી અને આસુદા હતા.

સાંજના મારા ઓરડામાં તમામ મરદોની અંજુમન એકઠી થઇ, અને શાહનામુ વાંચવામાં આવ્યું. અરબાબ ફરીદુને ખુદાબક્ષ આવ્યા,

અને પહેલાં તો શાહનામાના લખાણુની સચ્ચાઇ ઉપર જરા સમજણુ નહી પડે તેવી રીતે તકરાર કરવાની શરૂઆત કીધી. મારી પોતાની એ લાઇન હોવાથી એ બાબદના મારા સંપુર્ણ અભ્યાસથી ભરપુર જવાબો સાંભળી કેહેવા લાગા કે, કાંય નહીં એ લોકો શાહનામાને બદલે ધર્મની કેતાબો વાંચી સંભળાવતા. મેં કહ્યું કે તમારી દલીલ વાજબી છે, પણ એક કોમ જો પોતાનો ધર્મ સાચવવા માંગતી હોય તો તેને સાથે સાથે જોરેમંદ પણ થવું જોઇએ, અને તે આધારે પાક-ઝાદ ફીરદોસીના શાહનામાના વાંચનો પણ અગત્યના છે. એ પછી ધર્મની બાબદ ઉપર તકરાર ચાલતાં એ તકનો લાભ લઇ, ગાહામ્બારમાં થતા બીનજરૂર ખરચોને મેં સખત ભાષામાં વખોડી કાઢયા. માત્ર ગાહા-મબારની બાબદ સીવાય બીજી બધી રીતે મારા બોલવાની તેવણુ ઉપર અસર થયલી માલુમ પડી હતી. ઓરડામાં સગડી સળગાવેલી હોવાથી, તથા અર્ઢા કલાક વેરની વીચારવંત તકરારોથી દરેક જણુના દીલમાં ઠીક ગરમી આવી હતી, જો કે બહાર સખત તોફાની પવન ફુંકતો હતો.

### અલાહાબાદમાં બરફવાલી ઠંડી રાત.

રાત્રે પડેલા વરસાદથી સવાર ઠંડકવાલી થઇ હતી, અને આકાશ ઉપર વાદળાં હતાં. સગડી સળગાવવામાં આવી, ચા પાં ગરમ થઇ, અરબાબ ફરીદુને ખુદાબક્ષ સાથે સ્કુલની તપાસ લેવા ગયા, કે જે સર દીનશાહ પીટીટની મંડળી તરફથી ચલાવવામાં આવે છે. ત્યાં ત્રીસ છોકરાઓ ઉસ્તાદ શેહેરયારે રૂસ્તમના હાથ તળે કેળવણી લે છે. ત્યાંથી પાછા આતશકદેહમાં આવી, તમામ અનજુમન આગળ ભાષણ કરી, છેલ્લે બેહેશ્તી હાંતરચાનું જશન કરવાને તમામ મજલેસને આગ્રહ કરવામાં આવ્યો હતો. ભાષણ તમામ થયા પછી બરફ પડે તેવો સંભવ જણા-યાથી તે દીવસે ઉપડવાનો વીચાર માંડી વાલ્યો. તરતજ બરફ પડવાનું શરૂં થયું તે છેક અરધી રાત વેર પડયું. ગામના લોકો સાથે તે દીવસ વાતચીતમાં પસાર કરી રાત્રે સુઇ ગયા. આતશકદેહની જમીન નાના પથ્થરવાલી હોવાથી તથા ઓરડો મોટો હોવાથી, પાંથરેલો બીસતરો ઠંડો થઇ જતો હતો, તો જો કે સગડી સળગેલી રાખવામાં આવતી હતી. બીજે દીવસે જો કે બરફ પડવું બંધ હતું, તો પણ રસ્તો છ ઇન્ચ જેટલા બરફના પડથી ઢંકાઇ ગયલો હતો. બહાર નીકળી ગામમાં ફરવા નીકલ્યા, તો ઘેરના માણસો પાવડે પાવડે અગાસી

પરથી બરફ નીચે નાંખતાં હતાં. પહાડો, ઝાડો તથા બીયાબાનનો દેખાવ હવે કાંઇ જુદોજ દેખાવા લાગ્યો. લાંબો વખતવેર વરસાદ તથા બરફ ન પડેલું હોવાથી અનાજના ખેતરો સુકાતાં હતાં, તે હવે સફેદ ચાદર જેવા દેખાવા લાગ્યા, અને લોકો ખુશી થઇ ખુદાના શુક્ર ગુજારતા હતા.

હવે આજ ગામના બીજા અરબાબ શરૂષ કે જેવણુ બે દીવસ થયા ગામ બહાર હતા તેવણુની સાથે મુલાકાત થઇ, અને બપોરે મને પોતાના ઘેરમાં ચા ઉપર બોલાવ્યો, કે જ્યાં અરબાબ ફરીદુન વગેરે હતા. આ બેઉ અરબાબોના વીચારો કાંઇક જુદા હોવાથી મને તેના જવાબો આપવામાં બહુજ વીચાર કરવો પડતો હતો. એમ કરતાં રાત્રે પાછા આતશકદેહમાં આવી શાહનામુ સાંભળી સુઇ ગયો.

હવે ચોથે દીવસે પણ મારો વફાદાર સાથી શાહ વરેહરામ સવારના પહોરમાં ઉઠી, આકાશ તપાસી કહેવા લાગો કે વાદળ તો ઘેરાયલું છે, તેથી શેહેર યઝદ તરફ જવાય તેવું લાગતું નથી. ખુદાના હોકમથી ધીરે ધીરે આકાશ ખુલી જઇ સુરજ દેખાવા લાગ્યો કે, અમોએ અમારો બીસતરો બાંધી લઇ, ગધેડાઓ ઉપર સવાર થઇ અલ્લાહાબાદ છોડયું. અહીંયાના આતશકદેહની હાલત તથા કારોબાર ઘણોજ સરસ માલુમ પડ્યો.

## બરફસ્તાનમાં મુસાફરી.

ઇરાન દેશમાં આજુબાજુ બરફથી ઢંકાયેલા પહાડો વચ્ચેના બરફવાલા બીયાબાનમાં ભર ઠંડીને દીવસે ગધેડા ઉપર મુસાફરી કરવી એ મારી જીંદગીની મોટી મોજ હતી. મારો મીત્ર શાહ વરેહરામ મારી તબીયત માટે બહુજ ચીંતાતુર રહેતો હતો, પણ હું પોતેજ મારી તંદરોસ્તીની ઘણી સંભાળ લેતો હતો. ગધેડું પણ જમીન ઉપર અકેકો પગ ઠેરવી ઠેરવીને મુકે, કે રખેને બરફને લીધે ખાડો ન જણાયાથી તેમાં પગ ઘુસી જઇ લંગડુ થાય. અહીંયાના ગધેડાંઓ કેવી અક્કલ ધરાવે છે, તે જ્યારે શાહ વરેહરામ રસ્તામાં વાત કરે, ત્યારે હું અજબ થાઉં. એમ વાત કરતા કરતા, તથા ખુદરતી દેખાવો નીહાલતાં નીહાલતાં, નોસરાતાબાદ ગામમાં આવી લાગ્યા, જ્યાં એક ઓળખીતાના ઘેરમાં વીસામો લીધો.

## નોસરાતાબાદ.

આ ગામના લોકો વીસ વરસ ઉપર બીજે ઠેકાણે વસ્તા હતા, પણ

કમનસીબે ત્યાં આવતું પાણી બંધ થવાથી આ જગા ઉપર આવી નવું ગામ વસાવ્યું હતું જે ઘણુંજ સરસ છે. અહિંયાના જરથોશ્તીઓની હાલત પણ ઠીક છે, અને એકજ ઘર માલુમ પડયું જેમાંના જરથોશ્તીઓ બહાઇઝમ ઉપર એતેકાદ ધરાવે છે. આ ગામની સ્કુલ ઉસ્તાદ દીની-યાર અસપંદયાર ચલાવે છે, કે જેનો કારોબાર મુંબઇની ઇરાની જરથોશ્તી અંજુમનના હાથમાં છે. અહિંયા બધા મલી ૩૭) છોકરાઓ શીખે છે. મારા આવવાની ખબર પડતાં અરબાબ જમશીદ બેહરામે અનજુમન બોલાવી, ત્યાં મેં એક ભાષણ આપી, મરહુમ માણેકજી સાહેબનું જશન કરવાની તાકીદ કીધી. અહિંયા છોકરીઓ પણ શીખતી હતી, પણ હાલમાં કાંઇક કારણને લીધે માત્ર પાંચ ૬) છોકરીઓજ આવે છે. આ ગામમાં આતશકદેહ નથી પણ લોકો બાંધવાનો વીચાર રાખે છે. અહિંયા વધારે વખત નહિ રોકાતાં તરતજ સવાર થઇ ચાલુ મુકી કસ્નવીયેહ આવી લાગ્યા.

## કસ્નવીયેહ યા કેનુ.

આજથી પચાસ વરસ અગાઉ અહિંયા જરથોશ્તીઓની મોટી વસ્તી હતી, પણ કમનસીબે પાણીનો રોહ બંધ થવાથી અહિંયા જર-થોશ્તીઓ ઉપર લખેલા અલાહાબાદ તરફ જઇ ગામ વસાવ્યું. લગભગ ૬૭ એક જરથોશ્તીઓની વસ્તી હાલમાં છે, જેઓની હાલત નાચાર છે. આ ગામમાં એક આતશકદેહ છે. આતશકદેહ આગલ આવી, લોકો સાથે વાત કરતાં ત્રીજે દીવસે પાછા સવારે આવવાનો વાયદો આપી ત્યાંથી ચાલી મુકી, નસરાબાદ ગામમાં એક ઓળખીતાના ઘેરમાં ઉતારો લીધો.

## નસરાબાદ.

આ ગામમાં લગભગ ૩૫૪ જરથોશ્તીઓની વસ્તી છે, અને હાલત ઘણીજ ખરાબ લાગે છે. નસરાબાદમાં એક આતશકદેહ છે કે જ્યાંના આતશને મુંબઇવાલા એક ઇરાની શેઠયા તરફથી નવા રૂપેરી અફરગાન્યામાં મુકવાની ક્રીયા રોજ આસતાદ માહ અમરદાદને (કદીમ) દીવસે થઇ હતી. અહિંની સ્કુલ સર દીનશાહ પીટીટવાલી મંડળીના કારોબાર હેઠળ ચાલે છે. સુરજ અસ્ત પામેલો હોવાથી નસરાબાદમાં વધારે વખત ન થોભતાં, ત્યાંથી તરતજ ચાલુ મુકી, શેહેરના દરવાજા આગળ આવી, ગધેડા ઉપરથી નીચે ઉતરી મારા મીત્રને સોંપી, પગે

ચાલુ મુકી ઓરફ્નેજનો રસ્તો પકડયો. નીચે ઉતરી પગે ચાલવાનું કારણ એકે અંગ્રેજી પોશાકે ગધેડા ઉપર સવાર થઇ શેહેરમાં જવાનું ઠીક નહી લાગે. શેહેરમાં પણ મારા ઓળખીતાઓ આવા ઠંડા દીવસોમાં બહાર જવાથી મારી હાલત વિષે વધારે ચીંતાતુર બન્યા હતા, પણ ખુદાના હુકમથી હું તો તદ્દનજ તંદરોસ્ત હતો.

યઝદ.

હવે અંધારૂં હોવાથી બજારમાંથી બહાર નીકળવાનો રસ્તો ચુકયો, ન મલે કોઇ એવો અક્કલમંદ માણુસ કે રસ્તો પુછયે. એમ કરતાં થંડો રાતે ભુખ્યો ઠઠરતો થાકેલો રસ્તો શોધી હજી તો ઓરફ્નેજ તરફ આવતો હતો, એટલામાં મારો ઓરફ્નેજનો મદદનીશ મીરજા રૂસ્તમ મલ્યો અને ખબર અંતર પુછી કહેવા લાગો કે આજે સવારે બે ટેલીગ્રામો તમો ઉપર આવેલા છે. તરતજ દીલમાં અંદેશો પેદા થયો કે જો કાંઇ કામ હોય તો માત્ર એકજ ટેલીગ્રામ આવે. મારી ગરદન નીચે ઝુમાઇ ગઇ, અને તેમ થવાનું કારણ પુછતાં, મારામાં બોલવાની તાકાટ પણ રહી નહીં. મારી ધાસ્તી મારા વહાલા ભાઇ સોરાબ વીપેની હતી; અને પહેલોજ તાર વાંચતાં તે ખરી પડી. અફસોસ પોકારી મારાં બીછાના ઉપર હું પડયો.

કોઇપણ ભોગે એક ભલું કામ કરવાની ઉલટમાં આખા સાત દીવસોની ઝેહમત ખેંચી, પુર ઉલટમાં પોતાને ઘેર તરફ પાછા ફરતા માણુસ ઉપર, ઓ ખુદા! એ કેવો જુલમ! અરે એ તે કઇ રીતનો ઇનસાફ! અફસોસ!! ખોદા! મારા વહાલા ભાઇ સોરાબના રૂહને ગરોથમાન બેહેશ્ત બક્ષે!

ઇરાન અને ઇરાનના જરથોશ્તીઓની બેહતરી માટે ગુપચુપ કામ કરતી ઇરાની જરથોશ્તી અનજુમને, મારા વહાલા ભાઇ સોરાબના ઓચીંતા મરણને લીધે, મને ઉપજેલા અતીશ્ય દુખની વખતે, જે દીલાસો આપનારો તાર મારી ઉપર મોકલ્યો હતો, તે માટે આ તકે તેના એકમારગી લાયકીવાલા ઓનરરી સેક્રેટરી અને ત્રેઝરર મી૦ અરદેશીર ખુરશેદજી ઇરાનીનો ખરા અંતકરણથી ઉપકાર માનું છું.

---

## ઇરાનમાં હાંતરયા ડે.

મરહુમ શેઠ માણેકજી લીમજી હોશંગ હાંતરયા કે જેવણ ઇરાનમાં માણેકજી સાહેબને નામે વધારે બોલાય છે અને ઓળખાય છે, અને



اوّل پارسی هندوستان که از برای بهبودی حال همکیشان
خود بایران رفت

THE FIRST PARSEE MISSIONARY IN PERSIA
THE LATE MR. MANEKJI LIMJI HOSHANG HATARIA.

ઇરાનના પહેલા પારસી મીશનરી
બહેશ્ત-બહેરેહ શેઠ માનેકજી લીમજી હુશંગ હાંટરયા.

જેવણે ઇરાન દેશના જરથોશ્તીઓની બેહતરી માટે તન અને મન પટકીને પોતાની જીંદગીના છેડા સુધી ભારે ઝેહમત ખેંચી હતી, તેવણ સાહેબનો આ દુન્યામાંથી ગુજર પામવાનો દીવસ જે શેહરેવર મહીનાના બહમન રોજે પડે છે. તે દીવસ તમામ ઇરાનના કુલ્લે જરથોશ્તીઓ એક ગંભીર તેહવાર તરીકે પાળી, જશન કરી તેવણના કીધેલા કામો ભાષણો રૂપે આજના ખીલતાં બચ્ચાંઓને કહી સંભલાવે, કે જેથી, જ્યાંવેર ઇરાનમાં જરથોશ્તીઓ છે, ત્યાંવેર તેવણ સાહેબનું નામ વીસરાય નહીં, એવી કાંઇ મારા જીગરની લાગણી હતી. અફસોસ! કે જ્યારે હું એ કામને વાસ્તે પુર જોશમાં હતો ત્યારેજ, મારા જીગરમાં એક કારી જખમ લાગ્યો, અને તેહેરાન તથા કેરમાનના જરથોશ્તીઓ સાથે એ બાબદ ઉપાડી લેવાને સંદેશા કરતો રહી ગયો. ગમે તે હોય, તોપણ શેહરે યઝદ અને તેની આસપાસના ગામડાંઓમાં તે દીવસે માત્ર માણેકજી સાહેબના રૂહને નહીં પણ સાથે સાથે તે વખતના અકાબર સાહેબોના અશો રૂહોને પણ યાદ કરવામાં આવ્યાં હતાં.

એ દીવસને યઝદ અને તેની આસપાસના તમામ ગામોમાં એક જાહેર જરથોશ્તી તેહવાર તરીકે પાળવામાં આવ્યો હતો, અને એવી મતલબનું થોડાક ઇસારાઓ સાથનું લખાણ ત્રણ અથવા ચાર અગાઉથી યઝદની અનજુમનના ત્રસ્ટીઓ ઉપર, મુંબઇની ઇરાની જરથોશ્તી અનજુમનના પ્રતીનીધીઓ તરફથી મોકલવામાં આવ્યું હતું, જે યઝદની અનજુમનના લાયકીવાળા ત્રસ્ટીઓએ ખુશી સાથે કબુલ કીધું હતું.

જો કે તે દીવસે સવારે ઠંડી ૩૫ ડીગરી સુધી હતી, તોપણ સઘળાઓએ નાહી ધોઇને ઝડપથી દસ્તુર રૂસ્તમ સુબેદ ખુસરૂએ બંધાવેલા ગાહામબારખાના તરફ ચાલુ મુકયું હતું. આ ગાહામબારખાનાની મોટી ઇમારતમાં એક બાજુએ આતશકદેહ આવેલું છે. આતશકદેહની બાજુમાંજ એક મોટો હોલ આવેલો છે, જ્યાં જશનની ક્રીયા કરવાની ગોઠવણ કરવામાં આવી હતી. સવારે દશ વાગામાં તો આખો હોલ દસ્તુરો-અરબાબો વગેરે માટીડાઓથી ભરાઇ ગયો હતો. એક તરફથી આ હોલની બાજુએ આવેલા ઓરડામાં સઘળી સ્કુલોના છોકરાઓ હાજર હતા, જ્યારે બીજી તરફના મોટા હોલમાં બૈરાંઓ તથા સ્કુલની છોકરીઓ મોટી સંખ્યામાં એકઠી થઇ હતી. આ તમામ મીજલસ, એટલી તો મોટી, ગંજાવર અને દબદબા ભરેલી હતી કે ત્યાં હાજર રહેલાઓ

ઉપર એવીજ કાંઇ અસર માલૂમ પડતી હતી, કે આજ કાલમાંજ માણેકજી સાહેબ ગુજર પામ્યા હતા.

## જશનની ક્રીયા.

લગભગ સાડા દસ વાગે અહીંના દસ્તુરોએ જશનની ક્રીયા શરૂ કરી હતી, જે વખતે હાજર રહેલાઓમાંના ઘણાખરા અવસ્તાના કલામો ભણતા હતા. જશનની ક્રીયા પુરી થયા પછી સ્કુલોના છોકરાઓએ તથા માસતરોએ મરહુમ માણેકજી સાહેબે ઇરાની જરથોશ્તી કોમ ઉપરથી 'જજીયા' નામનો ઝાલેમ કર બાવીસ વરસની અથાગ મહેનત પછી કેવી રીતે હમેશનો દુર કરાવ્યો હતો તે તથા દખમાઓ, આતશકદેહો, સ્કુલો વગેરે બંધાવી, જરથોશ્તી ટોળાંને કેવી રાહત આપી હતી વગેરે લંબાણથી બ્યાન કરતાં જણાવ્યું કે, જો મરહુમ માણેકજી સાહેબ ઇરાનમાં વખતસર આવ્યા ન હતે તો આજે આપણે કાંઇ પણ જરથોશ્તીને ઇરાનમાં જોવા પામતે નહી.

મુખ્ય કરીને શેઠ મારકરની ઓરફનેજના એક ચેલા સોરાબ ગુશ્તાસ્પ, અહીંના ઇરાંઓના અવસ્તા કલાસ તરફથી એવા તો છટાથી વીવેચન કર્યું હતું કે, તેને તાળીઓથી વધાવી લેવામાં આવ્યો હતો.

મરહુમ માણેકજી સાહેબના રૂહની સાથે તે વખતના અકાબર સાહેબોના રૂહોને પણ યાદ કરવામાં આવ્યાં હતાં, અને છેક સાડાબાર વાગે મીજલસ બરખાસ્ત થઇ હતી.

આ સઘળી ગોઠવણ કરવા માટે અહીંની અંજુમનના વડા દસ્તુર દસ્તુર મેરવાન દસ્તુર તીરંદાજ વાજબી મગરૂરી લઇ શકે.

## ગામોમાં જશન.

એ દીવસે સર દીનશાહ પીટીટની મંડળી તરફથી પણ ગામોની સ્કુલો બંધ રાખવામાં આવી હતી. મેં અગાઉથી કીધેલી ગોઠવણ પ્રમાણે મને દરેક ગામના માણસ તરફથી ખબર આપવામાં આવી હતી કે, મજરેદે કલાનતર, જાફરાબાદ, એલાહાબાદ, નોસરાતાબાદ, એલ્યાબાદ, ખોરરમશાહ, કુચબીયોગ, કાસમાબાદ, ઝઇનાબાદ અને તાફત ગામોમાં, કે જ્યાં જરથોશ્તીઓની મુખ્ય વસ્તી હતી, ત્યાં મારા ખરચથી મોકલાવેલા દસ્તુરોએ જશનની પવીત્ર ક્રીયા સાથે મરહુમ માણેકજી સાહેબ તથા અકાબર સાહેબોની સીફતમાં વીવેચનો કરયાં હતાં.

ખુદા! અકાબર સાહેબોના રૂહોને તથા માણેકજી સાહેબના રૂહને શાંતી બક્ષે!

## ડાકટર ગોદરેજ ઇરાની.

મરહુમ માણેકજી સાહેબે બજાવેલાં કામો મેં સર દીનશાહ પીટીટની મંડળી તરફથી છપાયલા રીપોર્ટોમાં વાંચ્યા છે, પણ ડાકટર ગોદરેજ ઇરાનીએ માત્ર એક વરસની નાની જેવી મુદતમાં બજાવેલાં કામો તરફ જ્યારે હું નજર ફેંકુ છું, અને સાંભળું છું, ત્યારે હું પોતે મનમાં વીચાર કરૂં છું કે, જો કોઇબી નરે માણેકજી સાહેબ પછી ખરાં અંતકરણની લાગણીથી પોતાના પ્યારા જરથોસ્તી મઝહબને પાછો જોશમાં લાવ્યો હોય, તથા બીજા જરથોસ્તી કોમને લાયકના કામો હીમ્મતથી કરી બજાવ્યાં હોય, તો તે શરમાળ ડાકટર ગોદરેજ ઇરાની છે. ખાલી મોટાઇ મેલવવાની ઉમેદ એ બીચારાએ જરા પણ રાખી ન હતી. અરબાઓની કદી પણ ખુશામત કીધી ન હતી, ગરીબોનો સાચ્ચો સાથી હતો, અને એજ ગુણો એવણુની ફતેહના કારણો હતાં.

ડાકટર ગોદરેજની ભલાઇનો પમરાટ દુર ગામોમાં આવેલા જરથોશ્તીજ નહીં પણ મુસલમાન ભાઇઓના મોહમાંથી પણ પમરતો મેં કાનેકાન સાંભલ્યો છે.

## ફીરદોસી તુસી.

ઇરાનનો આ મહાન કવી ફીરદોસી તુસી (કે જેના બેહેસ્તી રવાન ઉપર હઝારો આફ્રીન હોજો) તેની યાદગારી જાળવી રાખવાને સારૂં આજ થોડાક દીવસની વાત ઉપર શેહેરની દીવાલોપર 'અંજુમને આસારે મેલ્લી' તરફની છપાયલાં કાગળો વળગાવવામાં આવ્યાં હતાં, કે જેમાં શરૂઆતમાં શાહનામાની થોડીએક દીલ ઉશકેરનારી બયેત લખી પછી જણાવવામાં આવ્યું હતું કે, "અય ઇરાનના બેટાઓ! તમે જુવો કે, જુદી જુદી દેશની પ્રજાઓએ પોતાના નામીચા કવીઓને વાસ્તે કેવી જાનફેશાની દેખાડી છે! દાખલા તરીકે અંગ્રેજો શેકસપીયરની કબર સંગારીને માત્ર બેસી રહ્યા નથી, પણ સાથે સાથે તેની કબરની આગળજ એક મોટું કેતાબખાનું ઉભું કર્યું છે. જ્યારે આપણા દેશના નામીચા કવી ફીરદોસીની કબર આપણી બદબખ્તીથી વેરાન હાલતમાં આવી પડેલી છે," એ વગેરે કેટલુંક બ્યાન કરી, છેવટે દરેક ઇરાનના રેહેવાસીઓએ તથા પાકજાદ ફીરદોસીના વખાણનારાઓએ પોતાનો ફાળો અરબાબ કૈખુશરૂ શાહરૂખ ઉપર અરદીબેહશ્ત (બાસ્તાની) મહીનાની આખેરીમાં મોકલી આપવાને જણાવ્યું હતું.

આ પ્રમાણે લગભગ ૯૦૦) વરસના ગાળા પછી આપણો ફીર-દોસી તુસી (સહબાન અલ અજલ) કે જેણે પોતાની જીંદગીના કીમતી ૭૧ વરસો વેર ભારે રંજ ખેંચી અસલી ઇરાની પાદશાહ પેહેલવાનોની ૬૦,૦૦૦ બેટ બાજીમાં તવારીખ લખી, ઇરાન દેશને પાછો જીવતો કીધો હતો કે જે પોતાની મેહનતનો કાંઇ પણ બદલો મેળવ્યા વગર, બલ્કે દુઃખી દીલે મરણ પામ્યો હતો, તે નરની કદર બુજવાની તક, હાલમાં આપણા જરથોશ્તીઓને તથા ઇરાની પ્રજાને જો કે ઘણી અસુરેથી પણ હાથ લાગી છે, તે માટે ખુદાના હઝારો હઝાર શુક્ર કરીશું. આ લખનાર પણ દુવા ગુજારી એવી શકતી માંગે છે, કે જેથી ફીરદોસી તુસીનું જશન ઇરાન દેશના જરથોશ્તીઓમાં ચાલુ થાય!

## દખમા આગળનું જશન.

એવું કહેવામાં આવે છે કે આદર રોજ અને મેહેર (કદીમ) મહીને પેલી કમનસીબ કાદસ્યાની લડાઇ થઇ હતી, કે જેમાં બહાદુર ઇરાની પેહેલવાન રૂસ્તમ બીન હોરમઝદ, બીજા હજારો ઇરાની સીપાઇઓ સાથે માર્યો ગયો હતો તે દીવસે અહીંના જરથોશ્તીઓ દખમા-વાલા પહાડની નીચે ક્રીઆકામને સારૂં ખાસ બાંધેલી જગ્યાઓમાં જઇ, તે માર્યા ગયલા અશો ફ્રેરોહરોને નામે જશન કરી આરાધે છે. જો કે તે દીવસે રૂતુ સરદ હતી, તોપણ હું ગધેડા ઉપર સવાર થઇ, શેહરથી લગભગ પાંચ માઇલ દુર આવેલી દખમાવાલી જગાએ જઇ અવસ્તાના કલામો પઢયો હતો. એ દીવસે લગભગ યઝદ શેહેર અને તેની આજુબાજુના ગામોમાંથી લગભગ બસો જરથોશ્તી નર-નારીઓ એકઠાં મલ્યાં હતાં.

## જશને મેહેરગાંન.

મેહર મહીનાના મેહર રોજે પાકઝાદ શાહાનશાહ ફ્રેરીદુને નાપાક ઝુહાકને પકડી, દુન્યામાંથી બદી દુર કીધી હતી, તેની ખુશાળીમાં આ જશન કરવામાં આવે છે. મને તો કાંઇ એવી આશા હતી કે, ઇરાનમાં આ જશન ભારે ધામધુમથી પળાતું હશે, પણ મારા જોવામાં આવ્યું કે, ઘણાખરા દસ્તુરો તથા કોઇક બેહેદીનો પોતાના ઘેરમાંજ જશન કરી પોતાના કુટુંબ કબીલાઓ સાથે પાંચ દીવસો આનંદથી ખાવા પીવામાં ગુજારતા માલુમ પડયા હતા.

## મારી ધાર્મીક કોશેશોની અસરો.

પ્રીય વાંચનાર! હવે ખોદાના હોકમથી યઝદ અને તેની આજુ-

બાજુના ગામોમાં રૂઝ બે રૂઝ ઇરાની જરથોશ્તીમાં પોતાના પવીત્ર મઝહબ તરફની પ્રીહાગીરી વધતી જાય છે, અને જેઓ એક વખતે નહી જરથોશ્તીઓમાં કે નહી બહાઇમાં, તેઓ હવે પાછા જરથોશ્તી ધર્મ ઉપર એતેકાદ લાવી, સુદરેહ કુસ્તી પહેરવા લાગ્યા છે, તથા તેઓ-માંનાં કોઇએક શીખેલા ભણેલા તો હવે પોતેજ જરથોશ્તી ધર્મની બુલંદી ઉપર વાએજ કરવામાં મને હમશરીક થતાં મેં જોયા છે. શીખેલા ઇરાનીઓમાં હવે જરથોશ્તી ધર્મની મોતેબરી ઉપર વાએજો કરવાનો કાંઇક જોમ આવતો જાય છે, તે તો અનજુમન તરફથી થતાં જશનો વખતે તેઓ તરફથી થતી વાએજો તેનો પુરાવો છે.

## મારા તૈયાર કીધેલા ધર્મના રેસાલાઓ.

જો કે હું મુદ્દલે એક ધર્મઅભ્યાસી હોવાનો દાવો કરતો નથી, પણ મારા ફારસી ભાષાના અભ્યાસ સાથે મેં આપણા ધર્મને લગતાં તમામ પુસ્તકોનો અભ્યાસ ચાલુ ખંતથી કરવા માંડયો હતો, અને બેહેશ્ત બેહેરેહ મારા ઉસ્તાદ કાવસજી એદલજી કાંગાના પુસ્તકો વાંચવામાં હું મારી મોજ સમજતો હતો. મુંબઇની જરથોશ્તી જશન મંડળીના ધોરણ પ્રમાણે અહી પણ મારા ખરચે જશનો કરવાના મેં શરૂ કીધાં હતાં, અને યઝદ તથા તેની આજુબાજુના ગામોમાં ગુપચુપ મારી બાજુના બળ ઉપર મુસ્તાક રહીને, જરથોશ્તી દીનની મોતેબરી વીષે વાએજો કરતો જતો હતો, તેની અસરની ખુબીઓના ઇસારાઓ દેહમુબેદોથી મારા કાનમાં આવવા લાગ્યા હતા.

## યઝદની અનજુમન આગલ વાંચેલો પહેલો રેસાલો.

આજથી ત્રણ વરસની વાત ઉપર મેં સર કાવસજી હોલમાં મરહુમ માણેકજી હાંતરયાની જીંદગીની બાબદ ઉપર એક ટુંકો પણ અગત્યનો રેસાલો વાંચ્યો હતો, તેજ રેસાલો મેં અહીં તેવણ સાહેબની વરસીને દીવસે, એટલે આતવાર તારીખ ૭ મી ફેબ્રુઆરીએ ગાહામબારખાનામાં મલેલી અનજુમન આગલ ફારસીમાં વાંચી સંભલાવ્યો હતો. હું દરેક ગામમાં જતો હતો, ત્યાં મેં મારે ખરચે મુંબાઇમાં છપાવેલા માણેકજી સાહેબના પીકચરો વેહેંચ્યા હતા, કે જેથી કરી એવણ સાહેબના કીધેલાં કામો હાલની ઉધરતી ઓલાદમાં તાજાં રહે.

મેં ગાથા, વંદીદાદ વગેરે કેતાબોમાંથી ફકરાઓ ચુંટી કહાડી, જરથોશ્તી દીનની મોતેબરી ઉપર એક ખાસ લાંબો રેસાલો તઇયાર

કીધો હતો, તે પહેલવહેલો મેં જમશેદી નવરૂઝને દીવસે હીંદુસ્તાનના જરથોશ્તીઓ તરફથી થયલા જશન વખતે ગાહામબારખાનામાં વાંચ્યો હતો. જે બધાને એટલો તો પસંદ પડયો હતો કે, અહીંના બુઝોર્ગ દસ્તુર, દસ્તુર રૂસ્તમ મુબેદ ખુસરૂ, કે જેવણ અહીંની મુબેદોની અનજુમનના વડા છે, અને એક આબરૂદાર માતબર વેપારી તરીકે ગણાય છે, તેવણના આગ્રહથી બીજે દીવસે પાછો અહીંની અનજુમન તરફથી થયલા જમશેદી નવરૂઝના જશન વખતે વાંચ્યો હતો, અને દસ્તુર મેરવાન દસ્તુર તીરંદાઝના કહેવાથી, મારો રેસાલો ફરીબુર્ઝ રૂસ્તમ નામના ચાલાક ઇરાની છોકરાએ જમશેદી નવરૂઝને ટાંકણે સરોષ રોજે મલેલી બાનુઓની મજલેસમાં વાંચી સંભલાવ્યો હતો. ના એટલુંજ નહી પણ કેટલાએક ગામના દેહમુબેદોએ મારી પાસેથી આ રેસાલો ઉતારી લેવા માંગ્યો હતો, કે જે મેં મોટી ખુશીથી આપ્યો હતો.

બીજો રેસાલો મેં સુદરેહની ફીલસુફી ઉપર લખ્યો હતો, તથા ત્રીજો કુસ્તી વીષે હતો, જે બેઉ રેસાલાઓ મેં યઝદની અનજુમનના જશનો વખતે ભેગી મલેલી અનજુમન આગલ વાંચી સંભલાવ્યા હતા.

## અશો જરથોશ્ત સાહેબનો દીસો.

એવણ સાહેબના દીસાનું જશન આજ કેટલાંક વરસો થયાં અહીંની અનજુમને નાસેરી તરફથી કરવામાં આવે છે, એમ અહીંની અનજુમન ઉપર એક લખેલા કાગલનો મને જવાબ આપવામાં આવ્યો હતો, જે માટે એ લોકોને ખચ્ચીતજ શાબાશી ઘટે છે. અનજુમને નાસેરી તરફથી થતાં દરેક જશનોમાં લગભગ દરેકે દરેક દસ્તુરો પોતાની હાજરી આપી મજલેસને દીપાવે છે.

દીસાના જશનને દીવસે ગાહામબારખાનામાં સવારથી લોકોએ આવવા માંડયું હતું તે નવ વાગા સુધીમાં તો ગાહામબારખાનું બૈરાં, છોકરાં અને મોટીડાઓથી ચીકાર ભરાઇ ગયું હતું. જશનની ક્રીયા પુરી થયા પછી મેં અશો જરથોશ્ત સાહેબની જીંદગી ઉપર એક રેસાલો ગાથા તથા વંદીદાદમાં આવેલા ફકરાઓ ટાંકીને વીગતવારે વાંચી સંભળાવ્યો હતો. એ પછી દસ્તુર મેરવાન દસ્તુર તીરંદાઝે લંબાણથી અહીંના જરથોશ્તીઓમાં જણાતી કેટલીએક બદીઓ વીષે વીવેચન કરી, જરથોશ્તી દીન ઉપર દરેક જણે એકીન રાખી, તે દીનના કાયદા કાનુનો પ્રમાણે અમલ કરવા ફરમાવ્યું હતું.

છેલ્લે દીનીયારી સ્કુલના પ્રીન્સીપલ મીરજા સરોષ નામના ઉઘરતા જવાન, જેવણે અંગ્રેજીનો પણ સારો અભ્યાસ કીધો છે, તેવણના બોલવા પછી છેક મોડેથી લગભગ સાડા અગ્યાર વાગે સઘળાઓ વીખરાયા હતા.

**દીસાને દીવસે ગામોમાં થયલાં જશનો તથા વાએજો.**

અશો જરથોશ્ત સાહેબના દીસાને દીવસે યઝદ અને તેની આજુબાજુના તમામ ગામોમાં જશનો થાય, તથા અશો જરથોશ્ત સાહેબની સીફતમાં વાએજો થાય, કે જેથી ગામોમાં વસ્તા જરથોશ્તીઓમાં પોતાની દીન ઉપર આસ્થા વધે, તથા તે દીનના સ્થાપક વિષે સારો છાપ બેસે, એવી મારા દીલની ઉમેદ હતી. અગાઉથી કીધેલી ગોઠવણ પ્રમાણે યઝદ શેહેરમાંથી દુર આવેલા ગામોમાં એક દીવસ અગાઉથી દસ્તુરોને જરૂર જોગી ચીજો આપીને મારા ખરચે મોકલાવ્યા હતા, જેઓએ ત્યાં જઇ, અનજુમનને ભેગી કરી જશન કીધું હતું, તથા અશો જરથોશ્ત સાહેબની સીફતમાં અગાઉથી તઇયાર કીધેલી વાએજો વાંચી સમજાવી હતી. એ પ્રમાણે નસરાબાદ, કસ્નવીયે, નોસરાતાબાદ, અલાહાબાદ, જાફરાબાદ, મઝરેહે કલાનતર, એલ્યાબાદ, હુસેનાબાદ, કુચબીયોગ, ખઇરાબાદ, ઝઇનાબાદ, ચેમ, મુબારકે, તાફત, કાસમાબાદ, મોરયાબાદ, રેહેમતાબાદ ગામોમાં એ દીવસ કઇક ગંભીરાઇથી ઉજવવામાં આવ્યો હતો. ખોરમશાહ ગામના લોકોએ પોતપોતામાંજ એક ફંડ ઉભું કરી તે દીવસ ઉજવ્યો હતો. એ દીવસે કીધેલી ગોઠવણ પ્રમાણે કુચબીયોગમાં મારી હાજરીમાં જશન કરાવી, તથા અશો જરથોશ્ત સાહેબ વીષે લખેલો રેસાલો વાંચી, ત્યાંથી ખોરમશાહ ગયો હતો, જ્યાંનું આતશકદેહ જરથોશ્તી નરનારીઓથી ભરાઇ ગયું હતું, ત્યાં પણ મેં અશો જરથોશ્ત સાહેબનો રેસાલો વાંચો, ત્યાંના એક દીલસુઝ વતની શેઠ ખુદાદાદ અરદેશીર ખોરરમશાહીએ આતશકદેહને અર્પણ કીધેલી મોટી આરસી ટાંગી હતી. એ પ્રમાણે સવારનો બહાર પડેલો તે રાત્રે ખુશાલ ચેહરે પાછો શેહેરમાં ફર્યો હતો. આ પ્રમાણે આ વરસે અશો જરથોશ્ત સાહેબના દીસાનો દિવસ ઇરાની જરથોશ્તીઓએ પુર ગંભીરાઇથી પાળ્યો હતો, કે જેની માફક તેઓએ આજ સદીઓ થયાં ભાગ્યેજ પાળ્યો હતો.

ઇરાનમાં જરથોશ્તી ધર્મને લગતા મારા ભાષણોને અસરકારક

બનાવવા સારૂં તથા ઇરાની જરથોશતીઓમાં ધર્મને લગતો ઇતબાર વધે એવા ખ્યાલથી મુંબઇમાં મેં મારા ખરચે અશો જરથોશત સાહેબના તાકે બોસ્તાનવાળા ચીત્રની ૬૦૦ નકલ ગ્લેઝદ કાગળ ઉપર છપાવી હતી. આ પીકચરો મને બહુજ અગત્યના માલુમ પડયા છે, જો કે માંગણી વીષેશ છે. એ કામ સુંદર રીતે કરાવી આપવા માટે મીસ બાઇઆઇ ભીમજી પાલમકોટનો હું અત્રે ઉપકાર માનું છું. પાકઝાદ ફીરદોસી તુસીનું જશન અહીંયા ઉજવવામાં આવે એવી રીતની ગોઠવણ કરવામાં હું પડયો હતો.

### યઝદ અને તેની બાજુના ગામમાં મારા ભાષણો.

જ્યારે મને યઝદમાં ૬ મહીના પુરા થયા હતા, અને તે વખતની નાની જેવી મુદતમાં મેં યઝદની અનજુમન તરફથી થતાં જશનો વખતે ભરાતી તમામ અનજુમન આગળ ૬ વખત દીની રેસાલાઓ વાંચ્યા હતા. તથા આ નીચે લખેલાં ગામો જેવાં કે નસરાબાદ, કસનવીયે, નોસરાતાબાદ, અલાહાબાદ, જાફરાબાદ, મેઝરેહે કલાનતર, ખોરરમશાહ, કુચબીયોગ, કાસમાબાદ, મોરયાબાદ, રેહેમતાબાદમાં અગાઉથી કીધેલી ગોઠવણ પ્રમાણે ગામનો વડો તથા દેહમુબેદની હાજરી સાથની તમામ અંજુમન આગળ મારા ખાસ તઇયાર કીધેલાં ભાષણો તથા રેસાલાઓ કોઇ ગામમાં એક વખત, તો કોઇ ગામમાં બબ્બે યા ત્રણ ત્રણ વખત જઇ, બધાં મળી વીશ ભાષણો સઘળાઓના સંતોષ વચ્ચે કોઇનીબી લાગણી ઉશ્કેર્યા વગર આપ્યાં હતાં, કે જેની સારી અસરો દેહમુબેદો તરફથી મારા કાનમાં સંભળાતી હતી, અને ખુદ ગામોનાં કલાનતરો તથા શેહેરના દસ્તુરો પણ મારી સાથે દીની ભાષણો આપવામાં ભિલટ લેતા હતા. યઝદના આતશ બેહરામમાં રાતની વખતે છોકરા છોકરીઓની ભેગી મળતી મજલેસમાં માત્ર છ મહીનાની નાની જેવી મુદતમાં મેં પચીસ વખત નાની વાએઝો કરી હતી. આ પ્રમાણે જે પવીત્ર ભુમી ઉપર, આજથી લગભગ આઠ હઝાર વરસ અગાઉ, અશો સ્પીતમાન જરથુશ્ત્ર સાહેબે પોતાનો માજદયસની જરથોશતી ધર્મ ફેલાવ્યો હતો, તેજ પવીત્ર ભુમી ઉપર તેવણ સાહેબના એક નાચીઝ શાગેર્દ તરીકે, તેજ પવીત્ર ધર્મના ફરમાનોને પાછા લોકોમાં અમલ મુકાવવાની કોશેશ કરવા માટે હું પોતાને નસીબવંત સમજું છું.

---

## યઝદની આજુબાજુના ગામોમાં દીની વાએજો.

એવું બન્યું કે સોમવાર તારીખ ૧૭ મી મે ૧૯૨૬ ના દીને અશો સ્પીતમાન જરથોશ્ત સાહેબના દીસાને દીવસે ગાહામબારખાનામાં મલેલી




نقشهٔ شهر یزد ودهات اطرافش

Yezd and its surrounding villages.

**યઝદ અને તેની આજુબાજુના જરથોશ્તી વસ્તીવાલા ગામો.**

અનજુમન વીખરાતી હતી, તે વખતે નસરાબાદ ગામનો દેહમુબેદ રૂસ્તમે ખુદાદાદ, જે એક ચુસ્ત જરથોશ્તી છે, તે પોતાના ગરીબ ગામમાં જરથોશ્તીઓમાં પણ દીનનો જુસ્સો ઉશકેરાય એવી કાંઇક ખાહેશ રાખતો હોવાથી, તુરતજ દસ્તુર મેરવાન દસ્તુર તીરંદાજ આગલ આવી, પોતાના ગામમાં ગાહામબારના દીવસો ઉપર એકઠી થતી અનજુમન આગલ જરથોશ્તી દીનને લગતી કાંઇ વાએજ થાય એવી મરજી બતાવતાં દસ્તુર મેરવાને મને તરતજ એ બાબદ વીષે ઇસારો કરતાં મેં તે રાજીખુશીથી ઉપાડી લીધી હતી.

તરતજ મેં ખોરરમશાહ, કુચબીયોગ, કાસમાબાદ, મોરયાબાદ તથા કસ્નવીયેહ ગામોના કલાનતરો તથા દેહમુબેદો સાથે સંદેશા ચલાવી, આ પાક ગાહામબારના દીવસો ઉપર, અમુક દીવસે તેઓના ગામમાં આવી વાએજ આપવાની પક્કી ગોઠવણ કીધી, કે તે વખતે ત્યાંની તમામ અનજુમન હાજર થાય.

### કસ્નવીયેહ યા કેનુમાં વાએજ.

શુકરવાર તારીખ ૨૨ મી મે ૧૯૨૬ એટલે દેહ મહીનાના મેહેર રોજની સવારે શેહેરના એક ઠરેલ તથા પઢેલ દસ્તુર દીનીયાર બેહરામ સાથે કસ્નવીયેહ ગામ તરફ ગધેડું હંકારયું. આપણે આગળ જોયું તેમ એ ગામમાં જુમલે ૬૭ જરથોશ્તીઓની વસ્તી છે, જેઓની હાલત લાચાર પણ સંતોષી છે. આ ગામમાં ૩૦ જહૂદો છે જેઓ સઘળાં જરથોશ્તીઓ સાથે ઘાડો સંબંધ રાખે છે. અહીંયા કોઇપણ જરથોશ્તી બહાઇઝમ ઉપર એતેકાદ રાખતો નથી. મુસલમાનોની લગભગ ૨૫૦) માણસોની વસ્તી છે. આ ગામના જરથોશ્તી છોકરાઓ નજદીકમાં આવેલા નસરાબાદ ગામની સ્કુલમાં કેળવણી લેવા જાય છે, કે જેનો કારોબાર સર દીનશાહ પીટીટની મંડળી તરફથી ચલાવવામાં આવે છે. અહીંયા એક આતશકદેહ છે અને દસ્તુર બેહમને હોરમઝદયારે યઝદેગર્દ નામનો ગંભીર પણ દેખાવલો, મજબુત બાંધાનો જવાન અહીંનો દેહમુબેદ છે.

આજથી પચાસ વરસ અગાઉ કેનુમાં જરથોશ્તીઓની મોટી વસ્તી હતી, પણ કમનસીબે પાણી કમતી થવાથી ઘણાકો અલાહાબાદ જઇ ત્યાં ગામ વસાવ્યું હતું, જ્યારે બાકીનાઓ અલ્યાબાદ, તાફ્ત વગેરે ગામોમાં રેહવા ગયા હતા, તેઓ હજીબી ગાહામબારના દીવસોમાં કેનુ ગામમાં આવી એકઠા મલે છે. આ લોકોના ઘરો હજીબી ખંડીયેર

હાલતમાં ઉભેલાં જોવામાં આવે છે, જ્યારે કેટલાએક તો રેતીના ઢગલામાં દટાઇ ગયલાં માલમ પડે છે.

હું જે દીવસે ત્યાં ગયો ત્યારે ગાહામબાર હોવાને લીધે આ ગામના અસલ વતનીઓ પણ આવેલા હોવાથી આતશકદેહમાં એક સારી જેવી અનજુમન એકઠી મલી હતી, અને ત્યાં મેં મારો લખેલો જરથોશ્તી દીનની મોતેબરી વીષેનો રેસાલો વાંચતો તથા સમજાવતો જતો હતો. આ મારૂં કેનુમાં બીજી વખતનું ભાષણ હતું. મારા ભાષણ પછી દસ્તુર દીનીયારે પણ ગાહામબાર ઉપર એક ટુંક વાએજ કરી પોતાની દીન ઉપર ચુસ્ત રેહવા ફરમાવ્યું હતું. ભાષણ પછી અરધો કલાક ધર્મને લગતા સવાલ જવાબો તથા વાતચીતમાં પસાર થયા પછી, સઘળાંઓએ આતશકદેહમાં દર હમકારાના દીવસે આવી હમબંદગી કરવા કબુલ્યું હતું. આથી ત્યાંથી પાંચ મીનીટના રસ્તા ઉપર આવેલા નસરાબાદ ગામ તરફ ચાલુ મુકયું, કે જ્યાં પણ અગાઉથી કીધેલી ગોઠવણ પ્રમાણે અનજુમન એકઠી મલી હતી.

## નસરાબાદ.

આ ગામ બજારને રસ્તે શેહેર છોડયા પછી થોડેક દુર આવેલું છે, જ્યાં મેં આગળ કહ્યું છે તેમ જુમલે ૩૫૪ જરથોશ્તીઓની વસ્તી છે, જેઓમાં ૨૦ વીધવા બાઇઓ છે, જેઓમાંની ઘણીખરી મુંબઇમાં આવી ગયલીઓ છે. અહીંના જરથોશ્તીઓની હાલત ઘણીજ નાચાર છે. હું ગયો તે વખતે ગાહામબાર હોવાથી સઘળાંઓને આતશકદેહમાં આવેલી મોટી જગા ઉપર એકઠા કરવામાં આવ્યાં હતાં, જ્યાં મેં સુદરેહ કુસ્તી ઉપર લખેલા મારો રેસાલાઓ વાંચી સમજાવ્યા હતા, તથા ધર્મ સંબંધી કેટલીએક નસીયત દઇ મારૂં બોલવું ખતમ કીધું હતું. નસરાબાદમાં માત્ર બેજ જરથોશ્તીઓ બહાઇઝમ ઉપર એતેકાદ ધરાવે છે.

આ મારૂં નસરાબાદમાં ત્રીજી વખતનું ભાષણ હતું. અહીંયા મારા ભાષણોની સારી અસર થઇ ચુકેલી છે, એમ મેં મારે કાને કાન અહીંના દેહમુબેદથી સમજ્યું હતું. એ પ્રમાણે સવારનો નીકલેલો રાત્રે મારે મુકામ આવી પુગ્યો હતો.

## ખોરરમશાહ.

આતવાર તારીખ ૨૩ મી મેના દીને સવારે ખોરરમશાહ જઇ, ત્યાંની અનજુમન આગલ ભાષણ આપવાની મેં ગોઠવણ કરી રાખી હતી, પણ મારા હમશરીક દસ્તુર શાહ વરેહરામની ગફલતીથી હું શેહેરમાંથી બપોરે ઉપડયો હતો. એ દીવસે સવારે નેમેલા વખતે ન ગયલો

હોવાથી મારૂં ભાષણ માંડી વાલવું પડયું હતું, કારણ કે આ મહીનામાં સઘળાઓ સાંજે પોતાના ખેતરોમાં જઇ જવ તથા ઘઉંની કાપણી કરવામાં રોકાય છે. એ ગામની મેં અનેક વખત મુલાકાત લીધેલી હતી, અને બે વખત ત્યાંની અનજુમન આગલ દીની રેસાલાઓ વાંચ્યા હતા.

આ ગામ શેહેરથી માત્ર એક માઇલના તફાવત ઉપર છે. કે ત્યાંના કોઇ એક જરથોશ્તીઓ મુંબઇ આવી ગયલા એમ ગુજરાતીમાં વાતચીત કરતા માલુમ પડે છે. અહીંયા જુમલે ૫૭૩) જરથોશ્તીઓની વસ્તી છે, જેઓમાંના થોડાએકની હાલત નાચાર માલુમ પડે છે. મુસલમાનોની વસ્તી થોડી છે જે ગામની પાહરે આવેલી છે. ગામની આજુઆજુ બાગો આવેલા છે. અહીંયા વીસ જરથોશ્તીઓ બહાઇઝમ ઉપર એતેકાદ ધરાવતા માલુમ પડયા. અહીંની સ્કુલનો કારોબાર સર દીનશાહ પીટીટની મંડળી તરફથી ચલાવવામાં આવે છે, જ્યાં બધા મલી ૬૬) જવાન્યાઓ કેળવણી લે છે. અહીં એક આતશકદેહ છે. જે જુનું છે અને ઇમારત પણ નાની છે.

કાસમાબાદ.

ગાહામબારને ત્રીજે દીવસે મેં કાસમાબાદ તરફ જવાનો રસ્તો પકડયો, જે શેહેરથી લગભગ ચાર માઇલ દુર છે. આ જગાની હવા અને પાણી ઘણું વખણાય છે. આ ગામમાં જરથોશ્તીઓની જુમલે વસ્તી ૨૮૪ માણસોની છે, જેમાંના વીસ જરથોશ્તીઓ બહાઇઝમ ઉપર એતેકાદ ધરાવતા માલુમ પડયા. આ ગામ સુખી અને સંતોષી છે, અને થોડાએકો મુંબઇ આવી ગયલા દીસે છે. અહીંયા મુસલમાનોની વસ્તી નથી. અહીંયાની સ્કુલનો કારોબાર સર દીનશાહ પીટીટની મંડળી તરફથી ચલાવવામાં આવે છે, અને એક આતશકદેહ પણ છે.

સાંજે આતશકદેહના કમ્પાઉંડમાં ત્યાંની અનજુમન આગલ મેં જરથોશ્તી દીનની મોતેબરી વીષેનો રેસાલો વાંચી સંભલાવ્યો હતો, જે ત્યાંના રહીશોને પસંદ પડયો હતો. રેસાલો વાંચતી વખતે વચમાં થોડા ઘણા સવાલ જવાબો પણ કરવામાં આવ્યા હતા.

મોરચાબાદ.

આ ગામ શેહેરની બીજી બાજુના દરવાજાથી થોડેજ દુર છે, જ્યાં ૪૬૩ જરથોશ્તીઓની વસ્તી છે, અને વફાદારે શેહેરયાર નામનો ચાલાક મજબુત બાંધાનો ઇરાની ત્યાંની અનજુમનનો વડો છે. ગામ ઘણુંજ

ગરીબ છે અને બાવીસ વીધવા બાઇઓ છે. મુસલમાનની વસ્તી સાધારણ છે. અહીંયા પંચાવન જરથોશ્તીઓ બહાઇઝમ ઉપર એતેકાદ ધરાવતા માલુમ પડયા, જેઓ સઘળા અજ્ઞાન ખેડુત વર્ગના માણસો હતા. અહીંની સ્કુલ ઘણીજ સરસ રીતે હાલમાં નવી બાંધેલી છે, જેનો કારોબાર સર દીનશાહ પીટીટની મંડળીને હસ્તક ચાલે છે. સ્કુલની ઇમારતના સંબંધમાંજ આતશકદેહ પણ આવેલું છે.

ગાહામબારને ચોથે દીવસે અગાઉથી કીધેલી ગોઠવણ પ્રમાણે બપોરે ગામની તમામ અનજુમન સ્કુલમાં એકઠી મલી હતી, જ્યાં મેં સુદરેહ કુસ્તી ઉપર રેસાલા વાંચી, દીનને લગતા ચુંટી કાઢેલા ફકરાઓ વાંચી સમજાવ્યા હતા. ત્યારપછી એ ગામના કલાનતર વફાદાર શેહેરયારે પણ આપણા પેગામ્બર સાહેબની તારીફમાં એક ભાષણ કીધું હતું, તથા પોતાની અનજુમનને જરથોશ્તી દીનના તરીકકા પ્રમાણે ચાલવા ફરમાવ્યું હતું. એ પ્રમાણે દીનને લગતી વાતચીતમા કેટલોક વખત ગુજરયા પછી રાત્રે શેહેરમા પાછો ફર્યો હતો. આ ગામ શેહેરની નજદીક હોવાથી મેં ઘણીક વખત મુલાકાત લીધી હતી, તથા આ મારૂં ત્રીજું ભાષણ હતું.

## કુચબીયાગ.

આ ગામ બેહરામશાહની બાજુમાં શેહેરથી લગભગ બે માઇલના તફાવત ઉપર છે, જ્યાં જુમલે ૨૮૦ જરથોશ્તીઓની વસ્તી છે, જ્યારે મુસલમાનો થોડા છે. અહીના જરથોશ્તીઓ ઘણાખરા મુંબઇ આવી ગયલા હોવાથી ઠીક હાલતમાં છે, અને ગામની પાદરે બાગો ધરાવે છે. અહીંયા વીસ જરથોશ્તીઓ બહાઇઝમ ઉપર એતેકાદ ધરાવતા માલુમ પડયા. મરહુમ શેઠ હોરમઝદ શેહેરીયારે બંધાવેલું સ્કુલનું મકાન ઘણુંજ સરસ છે, અને સર દીનશાહ પીટીટની મંડળી તેનો કારોબાર ચલાવે છે. આ સ્કુલના મકાનના સંબંધમાંજ અહીનું આતશકદેહ પણ આવેલું છે.

પાંચમાં ગાહામબારને દીવસે ઘાટકોપરવાલા જાણીતા રશીદ જમશેદ ઇરાનીની પારટી સાથે અહીંયા આવેલા મીં૦ દીનશાહ મેરવાન ઇરાની તથા મલુક શેહેરયાર સાથે અગાઉથી કીધેલી ગોઠવણ પ્રમાણે બપોરે કુચબીયાગ તરફ ચાલુ મુકયું. મીં૦ દીનશાહ મેરવાન પણ પોતીકા બાપીકા વતનમાં આવવાના હોવાથી ગામમાં ખુશાળી ફેલાઇ હતી, અને તેવણ સાહેબને એસ્તકબાલ લેવા ગામની પાદરે આવેલા

જરથોશ્તી મોહલ્લામાં અનજુમન એકઠી મલી હતી, જ્યાં તેઓ સગાં વહાલાં તથા દોસ્ત આસનાઓ સાથે મલી ભેટી સ્કુલના મકાનમાં દાખલ થયા હતા. મીં૦ દીનશાહ મેરવાનને મારા ભાષણનું પ્રમુખપદ લેવાને ગામના વડાએ અરજ કરી હતી. ત્યાર પછી મેં જરથોશ્તી દીનની મોતેબરી વીષે રેસાલો વાંચ્યો હતો. મીં૦ દીનશાહ મેરવાને પ્રમુખપદેથી ગામના લોકોને બાજે વખત ચીમકી તથા બાજે વખત નસીયત દઇ, પોતાના ધર્મ ઉપર ઓસ્તવાર રેહેવા ફરમાવી, બીજાઓ સાથે સલાહ સંપજથી વરતવા ફરમાવ્યું હતું. ત્યાર પછી ગામમાં ફરી હરી મોડેથી શેહેર તરફ હંકાર્યું હતું.

એ પ્રમાણે પાંચ ગાહામબારના દીવસો, કે જે દીવસોમાં અહીંના જરથોશ્તીઓ પોતાનો કામધંધો છોડી દઇ ગાહામબારમાં એકઠા મલે છે, તેનો મેં કોઇપણ ભોગે મારા દીની કામ બજાવવામાં પુરેપુરો લાભ લીધો હતો.

મીં૦ દીનશાહ મેરવાન ઇરાની.

મીં૦ દીનશાહ મેરવાન ઇરાની અહીંયા આવી દરેક કામમાં ઠીક ઉલટ લેતા માલુમ પડયા. તેઓ અવારનવાર આજુબાજુના ગામોમાં ઉતરી પડી, જરથોશ્તીઓની હાલત તપાસતા રેહેતા હતા. એઓ સાહેબ આતશબેહરામમાં ભરાતી રાતની મજલીસમાં પણ હાજરી આપી, દીની ભાષણો આપતા હતા, જે એવણની બુઝોર્ગ વય જોતાં ઘણુંજ મગરૂરી ભરેલું હતું.

મીં૦ મારકરની ઓરફનેજનો રપોર્ટ.

વહાલા રફીક! જે ખાક ઉપર જેહાનના પેહેલવાનો જેવા કે કેરશાસ્પ, નરીમાન, સામ, જાલ, રૂસ્તમ, ફરામર્ઝ વગેરે લડાઇના મેદાનમાં જંગી મરદાને મરદો સાથે લડાઇ કરી પોતાના ઘોડાની દોડધામથી ધુળને આસમાનસે ઉડારતા હતા, તેજ ઝમીન ઉપર તેઓનાજ બેટાઓને આજે કાંઇક દયાજનક હાલતમાં જોવું છું, ત્યારે અફસોસ છુટે છે. પણ એ બીચારાઓનો તે શું વાંક? અતીશય ઝુલમને લીધે તથા સખત કાયદાઓને લીધે પેલા કમ્મરમાંથી વાંકા વળેલા દીવાસળી જેવાઓની સામે પણ તેઓ હાથ લાંબો કરી શકતા ન હતા. પણ હવે ઝમાનો બદલાતો જાય છે, અને કયાની લોહી એકવાર ફરીથી પોતાના પુર બહારમાં પ્રકાશી નીકળે તેમાં શક નથી. ઘણો વખત થયો મને ચટપટ થયા કરતી હતી કે, આ બીચારા માબાપ વગરના છોકરાઓને માટે

એક સ્પોર્ટની ગોઠવણ કરૂં. બીજું કોઇબી રીતે તે મેળાવડો ઓરફનેજનાજ મકાનમાં કરવો, અને માત્ર તમામ જરથોસ્તીઓનેજ બોલાવવા, અને ત્રીજું કોઇબી ભોગે મારે તે દીવસે મારી તમામ તાલીમબાજી તથા કસરતો કરી દેખાડવી, કે અહીંયાના જરથોસ્તીઓબી જાણીને મગરૂરી લે કે એક જરથોસ્તી બચ્ચો શું કરી બતાવે છે.

તેવામાં મુંબઇની ઇરાની જરથોસ્તી અનજુમન તરફથી એ વીષે ઇસારો થતાં આપણેબી આપણા હથીયારો જેવા કે બનાતી, લથ બનાવી, તલવાર વગેરે ફેરવવાની પ્રેકટીસ શરૂ કરી, કે છોકરાઓમાંબી એક જાતનો લડાયક જુસ્સો પેદા થાય. હવે જ્યારે છોકરાઓને ખબર આપવામાં આવી કે દોડવા, કુદવા વગેરેનો મેળાવડો કરવાનો છે, કે તેઓમાંબી એક જાતનું ખમીર આવ્યું, અને રોજ દોડધામ કરી દહાડો પુછયા કરે. એમ કરતાં કરતાં ઓરફનેજના મકાનનો કમ્પાઉન્ડ નાનો હોવાથી તે લોકોને બહાર લઇ જવામાં આવ્યાં, જ્યાં મેળાવડાની અગાઉથીજ દોડાવ્યાં હતાં, તથા દોરડું ખેંચાવ્યું હતું, જ્યારે હાઇ જમ્પ, વાઇડ જમ્પ વગેરે ઓરફનેજના મકાનમાંજ કરી લીધું હતું.

આખરે શુકરવાર તારીખ ૧૧ મી જુનનો તે સબકતો દીવસ હતો. શેહેરમાં દેહસુએદોથી તેડાં કરાવ્યાં હતા, તથા અનજુમને નાસેરીના સાહેબોને ઇજન કરવામાં આવ્યું હતું. પાંચ વાગાની અગાઉ તો ઓરફનેજના મકાનોની ચાર બાજુવાળી જબરદસ્ત અગાસીઓ તથા નીચેના બે ઓરડાઓ બૈરાં છોકરાંઓથી ચીકાર થયા હતા, જ્યારે ખુલ્લો ચોક તથા બીજા ઓરડાઓ છોકરા માટીડાઓથી ભરાઇ ગયા હતા, તે એટલાવેર કે ઓરફનેજના મકાનમાં ચાલહાલ કરવું પણ મુશ્કેલ હતું. લગભગ સાતસો જરથોસ્તીઓનો તે એક જંગી મેળાવડો હતો. મુંબઇવાલા મી૦ રશીદ જમશેદની તમામ પાર્ટી, શેહેરના અરબાબો વગેરેએ હાજરી આપી મેળાવડાને વધારે દીપાવ્યો હતો. ટેબલ ઉપર અગાઉથી ઇનામો ગોઠવવામાં આવ્યાં હતાં, તથા મેળાવડાના પ્રોગ્રામને દરેક રીતે ફતેહમંદ કરવા માટે શેઠ દીનશાહ મેરવાન ઇરાની ખડે પગે ઝેહમત ખેંચતા હતા.

શરૂઆતમાં મી૦ દીનશાહ મેરવાને એક ફીઝીકલ કલચરીસ્ટ તરીકે હાજર રહેલાઓ સાથે મારી ઓળખાણ કરાવી, કસરતથી ઉપજતા ફાયદાઓ સમજાવી, આશા રાખી હતી કે, અહીંની દરેક

જરથોશ્તી સ્કુલોમાં કસરત દાખલ કરી, છોકરાંઓને ઉત્તેજન આપવા દર વરસે સ્પોર્ટ કરવો જોઇએ.

### કસરતોનું પ્રોગ્રામ.

પહેલા મેં જોલીના ચઉદ હાથો ફેરવી, ત્યાર પછી માંસના દરેક મસલ્સોની જુદી જુદી ફી એકસરસાઇઝો દેખાડી, અને સીંગલ બનાતી ફેરવી હતી. ત્યાર પછી છોકરાંઓની એક જોડ બોકસીંગ રમી હતી, જેમાં અસફંદયાર શેહેરયાર જીત્યો હતો. મારી બાજુ સાથની જુદી જુદી કસરતો દેખાડયા પછી, છોકરાંઓની બે જોડી કુસ્તી રમી હતી, અને મેં કુસ્તીના ઉપરના તથા જમીન પરના દાવો દેખાડયા હતા. આ પછી છોકરાંઓની મ્યુઝીકલ ચેરની શરત થઇ હતી, જેમાં દરેક જનને બહુજ ગમત મળી હતી. તલવારના સ્વબચાવ તથા મારવાના હીંદી હાથો મેં ફેરવી દેખાડયા પછી, મીં૦ સુલુક શેહેરયારની સાથે ફરીગટકાના હાથો બે લાકડીની મદદથી બતાવ્યા હતા.

### અરબાબ રૂસ્તમે શાહજેહાન.

શેહેરના જાણીતા તથા બહાદુર અરબાબ રૂસ્તમે શાહજેહાન, કે જે પોતાની કોમના ભલામાં હમેશા આગેવાનીભર્યો ભાગ લઇ બહાર પડે છે, તેવણના મુબારક હાથે છોકરાંઓને જુદી જુદી જાતના ઓગણત્રીસ કીમતી ઇનામો જેવાં કે પાકીટ. પર્સ, આરસી, છરી, રૂમાલ વગેરે તથા દોરડું ખેંચવામાં જીટેલાઓને અકેકી લખવાની એકસરસાઇઝ બુક, પેનસીલ તથા રબર વેહેંચી આપવામાં આવ્યાં હતાં. એ પછી માનવંત બુઝોર્ગ વેપારી જનાબે દસ્તુર રૂસ્તમ મોબેદ ખુસરૂના મુબારક હાથે અરબાબ રૂસ્તમને ફુલનો હાર પહેરાવી તોરો આપ્યો હતો, તથા અરબાબ રૂસ્તમ શાહજેહાનના હાથે દસ્તુર રૂસ્તમ મોબેદ ખુસરૂને તોરો આપવામાં આવ્યો હતો, જે વખતે હાજર રહેલાઓમાં ખુશાળી પથરાઇ હતી.

### ભાષણો.

ઇનામો વેહેંચી રહ્યા પછી, મેં એક ટુંક ભાષણ કરતાં જણાવ્યું કે, આ મેળાવડો મુંબઇની ઇરાની જરથોશ્તી અંજુમન તથા ઓરફનેજનાં સ્થાપક મીં૦ મારકર તરફથી કરવામાં આવ્યો છે, કે જેઓની નેમ પોતાની ઓરફનેજના છોકરાઓ ફકત મનનીજ કેળવણી ન લેતા રહે, પણ સાથે સાથે પોતાના બદનને તંદરોસ્ત રાખવા સારૂં કસરત

પણ લેતા રહે. આજે અહીંયા અરબાબ રૂસ્તમે શાહજેહાને મારા ઇજનને માન આપી, બીચારા માબાપ વગરના છોકરાંઓને ઇનામ આપવા જે ઝેહમત ખેંચી છે, તે માટે હું તેવણુનો તથા તમો સર્વે હાજર રહેલાઓનો ઉપકાર માનું છું. એ પછી અહીંની અંજુમને નાસેરીના પ્રેસીડંટ કાબેલ અરબાબ ખુદારેહેમ હોરમઝદયારે એક મીશનરી તરીકે મારી સેવાના વખાણુ કર્યાં હતાં, જ્યારે જેહાનયાન સ્કુલના વડા મીરજા ફરીદુન નોશીરવાને પણ લંબાણુથી વીવેચન કરી કસરતથી ઉપજતા ફાયદા સમજાવ્યા હતા. ત્યાર બાદ બળતાં સાથના હથીયારો નહી ફેરવવાની એલતેમાસ થવાથી મેં સાંકળ સાથેના લથ તથા દબલ બનાતી બળતાં વગર ફેરવી દેખાડી હતી. એ પ્રમાણે જુદી જુદી જાતની કસરતોની મોજ ચાખી, ચા, આઇસ શરબત પી, આ ખુશનુમા જંગી જરથોસ્તીયાન મેળાવડો છેક મોડેથી વીસરજન થયો હતો.

## યઝદના આતશબેહરામમાં મલતી રાતની મજલેસો.

ઇ. સ. ૧૯૨૪ માં જ્યારે અમો મી૦ મારકરની પારટી સાથે યઝદ શેહેરમાં આવી લાગા, ત્યારે તે તારીખ ૨૬ માં મે યાને રૂઝે બેહરામના મુબારક દીવસની રાત્રે જ્યારે હું એખલા આતશબેહરામમાં ગયો હતો, ત્યારે ત્યાં બંદગી કરતા દસ્તુર ખુસરૂ મુબેદ જમશીદના ફરમાવ્યાથી હાજર રહેલાઓ આગળ મેં એક ટુંક દીની વાએજ કીધી હતી. જ્યારે હું આતશબેહરામમાંથી પાછો ઘરે ફરતો હતો, ત્યારે ત્યાં હાજર રહેલી બાનુઓ તરફથી મને કહેવામાં આવ્યું કે તમે કાલબી આવો તો ઠીક. એ પ્રમાણે છોકરા છોકરીઓ તે વખતે દરરોજ રાત્રે આતશબેહરામમાં ભેગા મલતા હતા, અને ત્યાં તેઓ તરફથી ધર્મને લગતી વાએજો કરવામાં આવતી હતી, તથા શાહનામુ વાંચવામાં આવતું હતું. મારા યઝદ છોડયા પછીબી તેઓએ આતશબેહરામમાં ભેગા મલવાનું ચાલુ રાખ્યું હતું, અને હાલમાં પણ તે રાતની મજલેસો હમેશાં ભરાતી ચાલુ છે.

## ઇનામનો મેળાવડો.

તારીખ ૧૫ માં જુન અને બેહરામ રોજના મુબારક દીવસે હાલમા આ રાતની મજલસમાં જે જે છોકરાં છોકરીઓ દરરોજ આવી પોતે વાએજો, દીની રેસાલાઓ તથા શાહનામુ વાંચતા હતા, તેઓને ઇનામ આપવાનો મેળાવડો કરવામાં આવ્યો હતો. જો કે આતશબેહરામનું જુનું મકાન મેળાવડો કરવાને બીલકુલ નાલાયક હતું,

તોપણ મેં ત્યાંજ મેલાવડો કીધો હતો. સવારેથી તે મકાનને સાફસુફ કરાવી, ગાલીચાઓ પાંથરવામાં આવ્યા હતા. સાંજે ત્યાં જશન કરવામાં આવ્યું હતું, કે જે વખતે તમામ મકાન મુખ્ય કરી બાનુઓ તથા છોકરાં છોકરીઓથી ભરાઇ ગયું હતું. હાજર રહેલાઓમાં જાણીતા ઇરાની બાનુઓ તથા બુઝોર્ગ દસ્તુર રૂસ્તમ મુબેદ ખુસરૂ, વડા દસ્તુર મેરવાન મુબેદ તીરંદાઝ, અરબાબો રૂસ્તમ શાહજેહાન, રૂસ્તમ માવંદા વગેરે હાજર હતા. જશન પછી છોકરા છોકરીઓએ જુદા જુદા ધર્મને લગતા રેસાલાઓ વાંચ્યા હતા, તથા શાહનામુ ગાઇ સંભળાવ્યું હતું.

### અરબાબ ખુદારેહેમ હોરમઝદયાર.

અરબાબ ખુદારેહેમ હોરમઝદયાર કે જે અહીંની અંજુમને નાસેરીનો પ્રેસીડંટ હતો તથા ઘણોજ કાબેલ માણસ ગણાય છે, તેવણના મુબારક હાથથી વીસ છોકરા છોકરીઓને અશો જરથોશ્ત તથા અફરગાન્યુ સાથની નકસીવાલા રૂપાના ચાંદો, તથા મારા ગરીબ ખીસા પ્રમાણે ખરીદેલા ઇનામો વેહેંચી આપવામાં આવ્યાં હતાં, જેમાં શેઠ દીનશાહ મેરવાનને પણ રાતની મજલેસોમાં ચાલુ હાજરી તથા દીની ભાષણો માટે એક ચાંદ પેહરાવવામાં આવ્યો હતો.

ઇનામો વેહેંચી રહ્યા પછી મા૦ દીનશાહ મેરવાને એક બોધદાયક ભાષણ કરી, એવી જાતની ધર્મી મજલેસોની જરૂર જણાવી, જે પ્રમાણે માણેક મુલ્લાં હાલમાં મુંબઇની જશન કમીટી માફક ચાલુ જશનો પોતાના ગાંરોના ખરચથી કરાવે છે, તે પ્રમાણે તે જશનો ભવીષ્યમાં પણ ચાલુ રહે, તે માટે એક કમીટી સ્થાપવાની ઘણી જરૂર જણાવી હતી. એ પછી કેટલોક વખત ખુશ ગોફતેગુમાં પસાર કર્યા પછી ધીમે ધીમે સઘળાઓ વીખરાયાં હતાં.

હું જે જે ગામોમાં પહેલાં પગ મુકતો ત્યારે સઉથી પહેલાં ત્યાંના ગરીબ નાચારોને પૈસાથી મદદ કરતો હતો, અને એ રીતે તે ગામના લોકોનો પુર વીશ્વાસ મેળવી, મારા દીની ભાષણો કરી, તેઓ ઉપર જરથોશ્તી દીનની મોતેબરી વીશે મજબુત છાપ બેસાડતો હતો, એ રીતે પૈસા મને કીમતી મદદગાર થઇ પડયા હતા. ત્યાર પછી હું અશો જરથોશ્ત સાહેબની સબીઓ હાજર રહેલાઓમાં વહેંચી, તેવણ સાહેબ વીષે લાયક શબ્દોમાં ટુંક વીવેચન કરતો હતો. હવે જે ગામના દેહમુબેદો તથા કલાનતરો એટલે વડાઓ ચુસ્ત જરથોશ્તી તરીકે માલુમ પડતા,



آقا پور داود

کسی که گاتها و سایر کتب مقدّس دینی زرتشتی

را بزبان فارسي ترجمه و تفسير نمود

AGA POURE DAVOUD

WHO HAS TRANSLATED INTO PERSIAN THE GATHAS AND OTHER ZOROASTRIAN RELIGIOUS SCRIPTURES.

**આગા પૂરે દાઉદ**

જરથોસ્તી ધર્મ પુસ્તકોનો ફારસીમાં તરજુમો કરનાર.

તેઓ પાસેથી દીનને લગતા ભાષણો કરાવી અગાઉથી કીધેલી ગોઠવણ પ્રમાણે એક દીવસે તે ગામની તમામ અનજુમન એકઠી કરી, તેવાઓની લાયક શબ્દોમાં વખાણ કરી, ચાંદો પહેરાવતે, કે જેથી તેઓ પોતાના ગામના જરથોશતીઓની ધર્મની બાબદમાં રાહબરી કરતા રહે. માત્ર એકજ ચીજ જે મને ઘણી જરૂરની હતી, તે આપણા જરથોશતી ધર્મની મોતેબરી ટુંકમાં સમજાવનારાં ચોપાન્યાઓની હતી, જે જો મારી પાસે હતે અને ગામોમાં હું મારા ભાષણો સાથે વેહેંચતો જતે, તો કાંઇ ઓરજ અસર થતે. તેવી જાતના ચોપાન્યાંની અહીંયા ખાસ જરૂર છે. ઇરાનના જરથોશતીઓને લાયકના મેં ગાથા-વંદીદાદ-દીનકર્દ તથા અવસ્તા વગેરે કેતાબોમાંથી ચુંટી કાઢેલા ફકરાઓ સાથના રેસાલાઓ જેવા કે જરથોશતી દીનની મોતેબરી, અશો જરથોશત સાહેબની જીંદગી, સુદરેહ અને કુસ્તી અને આતશની બુલંદી ઉપરના રેસાલાઓ મેં અહીંની અનજુમન તરફથી જશનો વખતે વાંચ્યા હતા, જે બધાને ઘણાજ પસંદ પડયા હતા, અને તેઓના આગ્રહથી તે રેસાલાઓને ચોપાન્યાના આકારમાં છપાવવાનો હું હાલમાં વિચાર રાખું છું.

### જુલાઇની ગરમી.

અહીંયા જુલાઇ મહીનામાં ગરમી ૧૦૦-૧૧૦ ડીગ્રીની વચ્ચે હતી, જ્યારે લોકોએ પોતાના ઘેરના છાપરાને બદલે અગાસી, કે જે મટોડીથી લીપેલી હોય છે, ત્યાં રાત્રે સુવાનું શરૂ કીધું હતું.

જ્યારે યઝદમાં મુકતાદનાં દીવસો હતા ત્યારે આપણા મુસલમાન ભાઇઓ બોલતા હતા કે તમે, આ તમારા દસ પવીત્ર દીવસો ઉપર આતશ સળગાવો છો, તેથી ગરમી વધારે પડે છે. ખરેખર શેહેરે યઝદ કેળવણીમાં બહુજ પછાત છે.

આપણા રીટાયર્ડ થયલા ફોરેસ્ટ ઓફીસર શેઠ રૂસ્તમજી માદન જ્યારે યઝદ આવ્યા ત્યારે મારી આગલ બોલતા હતા કે, આજથી ચાલીસ વરસ થયા મારા દીલની ઉમેદ હતી કે, એક વખત મારૂં માદરવતન ઇરાન જોવું, તે ખાહેશ મારી બુઝોર્ગ ઉમરે પણ પાર પડી છે, તે માટે તે સાહેબના હઝારો હઝાર શુક્ર કરૂં છું. અરે! એવા તો કયકંઇ બુઝોર્ગોને મેં કાનેકાન બોલતાં સાંભળ્યા છે કે, અમારી જુવાનીમાં જો ઇરાનની હાલત હાલના જેવી સંતોષકારક હતે તો, અમો ખચ્ચીતજ એક ફેરો મારી આવતે, કરી અફસોસ કરે છે. હવે નામદાર

શાહાનશાહ રીઝાશાહ પેહેલવીનો રાજઅમલ શરૂ થયો છે, અને આપણા જરથોશ્તી જુવાન્યાઓમાં ઇરાન તરફનો ચાહ અને દીલસોજી વધતી જાય છે, એ ઘણી ખુશાળીની વાત છે.

## ફીરદોસી તુસીનો નાટક.

થોડા વખતની વાત ઉપર અહીંની દીનીયારી સ્કુલનો ઇનામનો મેલાવડો ગાહામબારખાનાના મોટા કમપાઉન્ડમાં થયો હતો, જે વખતે અહીંના નવા નેમાયલા ગવરનર, લશ્કર તથા પોલીસના વડા વગેરે સર્વે જાણીતા મુસલમાન આસામીઓ હાજર હતા. એ વખતે ગાહામબારખાનુ તમામ મરદ ઓરતોથી ખીચોખીચ ભરાઇ ગયું હતું, કારણ કે ઇનામ આપી રહ્યા પછી મરહુમ જગજાહેર કવી ફીરદોસી તુસીનો નાટક કરવામાં આવનાર હતો. આ નાટકની સગળી ગોઠવણ દીનીયારી સ્કુલના પ્રીનસીપલ મીરજા સરૂષ લોહરાસ્પીને આભારી હતી, અને છોકરાઓએ પોતાનો પાટ ઘણોજ સરસ રીતે ભજવી બતાવ્યો હતો. યઝદ જેવા શેહેરની અંદર જરથોશ્તી છોકરાઓએ આ નાટક ભજવી બતાવી ફીરદોસીના નામને રોશન કીધું છે, તે માટે તેઓ તથા સ્કુલના લાગતાવલગતા સાહેબો દસ્તુર રૂસ્તમ મોબેદ ખુસરૂ, દસ્તુર મેરવાન દસ્તુર તીરંદાઝ, અરબાબ રૂસ્તમ માવંદા તથા શાહ ફરીદુન દસ્તુર ખુસરૂ વાજબી મગરૂરી લઇ શકે. મારે અહીં જણાવવું જોઇએ કે આ નાટકમાં જાણીતા ખાનદાનના એક મુસલમાન નબીરાએ આગેવાન ભાગ લીધો હતો.

## ખોરરમશાહમાં છોકરીઓની સ્કુલનો પાયો નાંખવાની ક્રીયા.

યઝદ શહેરથી એક માઇલ દુર આવેલા લગભગ ૫૭૩ જરથોશ્તી વસ્તીવાળા ખોરરમશાહી ગામમાં છોકરીઓને લાયકની સારી સ્કુલની જરૂર જ્યારે ગોલવડવાળા શેઠ અરદેશર ખરશેદજી ઇરાનીના ધ્યાનમાં લાવવામાં આવી, ત્યારે તેવણ સાહેબે એક સારી જેવી રકમ આ કામ સરંજામ ઉતારવા મુંબઇની ઇરાની જરથોશ્તી અનજુમનને સોંપી હતી, જે તેવણને ઘણુંજ માન ભરેલું છે.

મુંબઇની ઇરાની અનજુમને મારી ઉપરના પુર વીશ્વાસથી જે જે કામો કરવા મને ઇસારો કીધો હતો, તેમાં આ કામ પણ એક હતું. ખુદ ગામમાં સારી જેવી હવાવાલી જગ્યા માલમ ન પડવાથી, તથા જગ્યાના ભાવો વધારે હોવાથી, લાગતાવળગતા ગામના લોકોના આગ્ર-

હથી, ગામમાંથી બહાર નીકળવાનો દરવાજો છે કે જ્યાં તમામ જરથોશ્તી વસ્તી છે, તે દરવાજાની બરાબર સામે આવેલી ખેતરવાલી જગ્યા વેચાતી લેવામાં આવી હતી, જે જગ્યા ઉપર આ મુબારક મદ્રેસાનો પાયો નાંખવાની ક્રીયાનો દીવસ રોજ દેપદીન અને માહ બહમન (કદીમ) હતો. કેટલાક દીવસ અગાઉથી શેહેરના અરબાબો તથા આજુબાજુ આવેલા ગામોના જાણીતા માણસો મલી લગભગ ૬૦ ચીઠીઓ મારી સહી સાથની બહાર પાડવામાં આવી હતી, તથા તમામ ખોરરમશાહની અનજુમનને એ દીવસે ખાસ ઇજન કરવામાં આવ્યું હતું.

પાયો નાંખવાની દીવસ આગમચ એ કામને વાસ્તે મુંબઇથી ખાસ આવેલા રશીદે શાહમરદાન નામના કેળવાયલા સ્કાઉટે, ચાર તંબુઓ ઉભા કરી દેખાડી આપ્યું હતું કે, એક સ્કાઉટ બચ્ચો શું કરી શકે છે. એ પ્રમાણે અમોએ દરેક રીતની ગોઠવણ કરી હતી, તથા સાંજે નેમેલા વખતની એક કલાક અગાઉથી તે જગ્યા ઉપર ફરેસ્તા ભણાવ્યા હતા. ગામના મરદો, ઓરતો તથા બચ્ચાં છોકરાઓથી જગ્યા હળીમળી રહી હતી. હવે પરોણાઓ એક પછી એક આવતા ગયા, તેઓને ઉસ્તાદ ખોદાદાદે કયોમર્સ, રશીદ શાહમરદાન અને હું આવકાર આપી તંબુમાં બેસાડતા હતા. હાજર રહેલાઓમાં દસ્તુર રૂસ્તમ મુબેદ ખુસરૂ, દસ્તુર મેરવાન મુબેદ તીરંદાઝ, દસ્તુર ખુસરૂ મુબેદ જમશીદ, અરબાબો રૂસ્તમે શાહ જેહાન, સોરાબ, શાપુર, રૂસ્તમ માવંદા, મેરવાન જમશીદ વગેરે હાજર હતા.

### દસ્તુર રૂસ્તમ મુબેદ ખુસરૂ.

બરાબર નેમેલા વખતે શરૂઆતમાં મેં એક ટુંક ભાષણ કરી, મુંબઇની ઇરાની જરથોશ્તી અનજુમન તરફથી આ "દબેસતાને દુશીઝગાને ખુરશીદી"નો પાયો શેહેરના જાણીતા માન પામેલા બુઝોર્ગ વેપારી દસ્તુર રૂસ્તમ મુબેદ ખુસરૂના મુબારક હાથે નાંખવાની મેં અરજ કરવા સાથે ફુલનો ગજરો પહેરાવી તોરો એનાયત કર્યો હતો. જે પછી અરબાબ રૂસ્તમ માવંદાએ અમે લોકોએ આ ખેતર જેવી જગ્યાની અંદર મહા મુસીબતે જે તારીફ લાયક કામ કરી બજાવ્યું હતું તેના વખાણ કરી, આ મદ્રેસાને દરેક રીતની ફત્તેહ ઇચ્છી હતી.

આ પછી દસ્તુર રૂસ્તમ મુબેદ ખુસરૂને હું પાયો નાંખવાની જગ્યાએ લઇ ગયો હતો, જ્યાં તેવણે પોતાના સબકતા હાથે અવસ્તાના પવીત્ર

કલામો ભણી ફરજ બજાવી હતી. એ પછી શેઠ દીનશાહ મેરવાને પ્રસંગને અનુસરતું વીવેચન કર્યું હતું, તથા જવાન રશીદે શાહમરદાને પણ ઇરાની અનજુમનના વડા શેઠ દીનશાહ ઇરાની સોલીસીટર તથા મદ્રેસાના સ્થાપક શેઠ અરદેશર ખરશેદજી ઇરાનીનો લાયક શબ્દોમાં ઉપકાર માની તેઓ માટે દુવા ગુજારી હતી. આ પ્રમાણે સઘળાઓએ ટેબલો ઉપર બીછાવેલી મેવો, ફ્રુટ, મીઠાઇ તથા ચાને ઇનસાફ આપી, આ ભવ્ય મેળાવડો કે જેના જેવો મેળાવડો યઝદના કોઇપણ ગામમાં આજ વરસો થયાં ભાગ્યેજ એકઠો થયો હોય તે છેક મોડેથી વીસરજન થયો હતો.

આ કામમાં મને મદદ કરવા માટે શાહમરદાને ઇરાન, રશીદે શાહમરદાન, ઉસ્તાદ ખુદાદાદે કયોમરસ, અરબાબ મેરવાને ખુદાદાદ વગેરેનો ઉપકાર માનું છું.

## ફરવરદેગાનના દીવસો.

એક પછી એક તેહેવારના હીંગામો પુરા થયા પછી, મુકતાદના પવીત્ર દીવસો અનુભવવાની મને તક મળી. અહીંયા છેલ્લા મહીનાના પાંચ દીવસો સાથે ગાથાના બીજા પાંચ દીવસો મળી માત્ર દસજ દીવસો પાળવામાં આવે છે, જે દરમ્યાન અહીંના લોકો માત્ર પ્રીસીયારી તથા દેખાદેખી યા બીજા અનેક વહેમોથી ભારે ખરચો કરવાને બદલે ઘણાજ સાદી રીતે ઉજવે છે પછી ગમે તો તે એક અરબાબ હોય યા એક ફકીર હોય. નવરોજના દીવસે પોહોર ફાટે તેની બે કલાક અગાઉ તમામ જરથોશતીઓ પોતાના ઘેરની અગાસી ઉપર જઇ આતશનું મોટું બળતું કરે છે, જે વખતનો અસરકારક દેખાવ એક અજાણ્યા જરથોશતીની નજરે આતશની પ્રીદાગીરીનો કાંઇક ખ્યાલ આપે છે, અને ત્યાર પછી સવારે સર્વે દખમા આગળ જઇ ભણતર કરે છે, તથા આખો દીવસ ત્યાંજ ગુજારી સાંજને છેડે પાછા ફરે છે.

અહીંયા દરેક ગાહામબારોના પાંચે દીવસો પુર બહારમાં ઉજવવામાં આવે છે, જે વખતે સ્કુલો પણ બંધ કરવામાં આવે છે. દરેક ગાહામબારોના પહેલા દીવસે આતશબેહરામમાં જશન કરવામાં આવે છે, જ્યાં તમામ દસ્તુરો તથા ખાસોઆમ હાજર થઇ અવસ્તા ભણે છે. આ ગાહામબારો પાછળ ભારે પઇસો ખરચવામાં આવે છે, જે સાધારણ અક્કલની કોટાઇનું પરીણામ છે. ગાહામબારના આ પાંચે દીવસોમાં ગોશ્ત તથા બીજો ખોરાક એટલો બધો તો ખાવામાં આવે છે કે, ત્યાર પછી

ઘણાખરાની તબીયેત નાખુશ જોવામાં આવે છે.

પ્રીય વાંચક ! મારા અહીંના વસવાત દરમ્યાન મને હવે ચારે મોસમોનો અનુભવ મલી ચુકો છે. જો એક માણસે પોતાની જુવાનીનાં વખતમાં તનબદનને કસીને સ્વચ્છ સાદા ખોરાક સાથે નીતીમાન જીંદગી ગુજારી હોય, તો તે માણસ ઇરાનનો શીયાળો તથા ઉનાળો સહેલાઇથી ખમી શકે છે, ના એટલુંજ નહી, પણ શીયાળા પછી આવતી બહારની મોસમમાં તે માણસ ખીલી નીકળે છે. ઇરાનની હવા ખુશનુમા તથા તાઝગી આપનારી છે, જ્યારે પાણી હજીમયત છે; પણ અફસોસ! કે તંદરોસ્તી જાળવવાના નીયમોમાં ઇરાન ઘણુંજ પછાત છે.

માસ અકટોબરમાં પાનખર રૂતુ શરૂ થઇ, સવારો ઠંડકવાળી રહે છે, તો જો કે બપોરે તાપ લગભગ ૯૦ ડીગ્રી વેર જાય છે. આ મહીનેથી લોકો પોતાના ઘેરની ઉપલી અગાસી ઉપર સુવાને બદલે પાછા નીચે ઓરડાઓમાં જાય છે. ઇરાનમાં ઘણાખરા જરથોસ્તીઓની છાટી નબળી જોવામાં આવે છે, અને તેનું કારણ કાંઇજ નહી પણ બેદરકારીથી ઉપલી અગાસી ઉપર સુવાને લીધે હોય છે. અકટોબર મહીનામાં લોકો ઘઉં તથા જવની રોપનીમાં રોકાઇ જાય છે.

ઘાટકોપરવાળા વેપારી રશીદ જમશીદની પારટી ત્રણ મહીના યઝદમાં રહી પાછી મુંબઇ તરફ ફરી હતી, જે વખતે એઓને લાયક માન મળ્યું હતું. જેમાં શેઠ દીનશાહ મેરવાન ઇરાનીને ખોરરમશાહ ગામની અંજુમન તરફથી એક ચાંદીની કાસકેટ સાથે માનપત્ર, અને અંજુમને નાસેરી, બાનુઓના મંડળ તથા આતશબેહરામમાં મારી મલતી રાતની મજલીસ તરફથી એવણ સાહેબને અકેકું માનપત્ર એનાયત કરવામાં આવ્યું હતું.

હાલ સુધી મુંબઇ તરફથી કરવામાં આવતી તમામ નવજોતો માત્ર શેહેરમાંજ થતી હતી, પણ હવે અહીંના બાનુઓમાં આસ્તે આસ્તે જાગૃતી જોવામાં આવે છે, જેને પરીણામે શેઠ એદલજી દફતરી તરફની નવજોતોમાંની ત્રણ, જે ગામનાં બસ્ચાંઓ જેવા કે કાસમાબાદ-મોરયાબાદ-નસબારાદના હતા, ત્યાં સવારથી જઇને ગામના તમામ બઇરા, છોકરા અને માટીડાઓની હાજરીમાં નવજોતો કરવામાં આવી હતી, જે વખતે હાજર રહેલાઓ ઉપર આપણી દીની ક્રીયાઓથી સારી અસર થયલી માલુમ પડતી હતી, અને ત્યાં દીની ભાષણો પણ કરવામાં

આવ્યા હતાં. એક બાજુથી બાનુઓ હવે ઉલટમાં આવી ગામોની છોકરીઓની કેળવણીની બાબદમાં કાંઇક દરજજે કોશેશ કરતા રહયા છે, જ્યારે શેહેરી મરદોની સુસ્તી હજી જેવીને તેવીજ જોવામાં આવે છે; અને શેહેરે યઝદ રેતીના બીયાબાનમાં આવેલું હોવાથી આપણા જરથોશ્તી શેહેરીઓ પોતાની આસપાસ દુન્યામાં કેવી રીતનું સુધારા વધારાનું વાતાવરણ ફેલાઇ રહયું છે, તેનું તેઓને જરાપણ ભાન હોય એવું મને તો કાંઇ જણાતું નથી. કાંય નહીં તેવો ગાહામબારોના ભારે ખરચમાંથી થોડો હીસ્સો બાજુ રાખી પોતાના બચ્ચાંઓને કેળવણી તથા ઉદ્યોગ શીખવવા પાછળ તે ખરચે ?

## રેહેમતાબાદ.

આ ગામ યજદ શેહેરથી ચાર માઇલ દુર છે, ત્યાં ૧૩૮ જરથોશ્તીઓની વસ્તી છે, જે સઘળા સંતોષી તથા ઠીક હાલતમાં છે. અહીંના બૈરાં પણ એલાહાબાદના બૈરાંઓની માફક ઉદ્યોગી છે, તથા દરેકના ઘેરમાં હાથે વણવાની અસલી લુમો જોવામાં આવે છે, અને ફરસુદને વખતે પોતાના ઘેરના તમામ કપડાંઓ પોતેજ વણીને પહેરે છે. અહીંયા એક આતશકદેહ તથા સર દીનશાહ પીટીટની મંડળી હેઠળ ચાલતી સ્કુલ છે, ત્યાં ૧૮ જરથોશ્તી તથા ૭ મુસલમાન મળી ૨૫) છોકરાંઓ કેળવણી લે છે. અહીંઆ બે કુટુંબો મળી યહેદ જરથોશ્તીઓ બહાઇઝમ ઉપર એતેકાદ ધરાવતા માલુમ પડયા. ગામની બહાર એક અસલી કીલ્લો જોવામાં આવે છે, જ્યાંના ઓરડાઓમાં ગામના લોકો પોતાનો અનાજ વગેરે ભરે છે. અહીંયાં લગભગ ૬૫૦) મુસલમાનોની વસ્તી છે, જેઓ સઘળા ખેતી કરે છે.

આ ગામમાં 'કોલાહે ફીરંગી' નામનો નામીચો બાગ પુનાવાલા ખાનસાહેબ અસફંદયાર રૂસ્તમ મુબારકીએ આજથી લગભગ ચાર વરસની વાત ઉપર ખરીદી, જરથોશ્તીઓની ઇઝતમાં વધારો કરી તેઓને પીવાના પાણીનું સુખ કરી આપ્યું છે. આ બાગને 'કોલાહે ફીરંગી' કહેવામાં આવે છે તેનું કારણ એ કે, તેની અંદર આવેલી ઇમારતનો દેખાવ બરાબર અંગ્રેજોની સોલા હેટને મલતો આવે છે.

## ઉસ્તાદ કઇખસરૂ દીનીયાર.

આ ગામની મદ્રેસાનો માસતર તથા દેહમુબેદ ઉસ્તાદ કઇખસરૂ દીનીયાર, જે એક ધર્મી શીખેલો જવાન્યો છે, જે અહીંના જરથોશ્તીઓની રાહબરી કરે છે, ના એટલુંજ નહી, પણ ઇરાની જરથોશ્તીઓમાં

જરથોશ્તી દીનનો એતેકાદ વધારવાની દરેક રીતે કોશેશ કરે છે એ માટે તેને શાબાશી ઘટે છે. એની ઉંચ પ્રકારની અદબ તથા અક્કલ વખાણવાજોગ છે અને હીંમત આફ્રીન કરવા લાયક છે. યઝદની આજુબાજુના ગામોમાં હું ફર્યો છું પણ પોતાના પ્યારા મઝહબની ઈલ્હાગીરીમાં એની બરોબરીમાં હજી સુધી મેં કોઇને જોયો નથી.

### આતશકદેહમાં જશન.

કદમી અરદીબહેશ્ત મહીનાના સરોષ રોજે અહીંના આતશકદેહમાં એક દમામદાર જશન કરવામાં આવ્યું હતું, જે વખતે શેહેરના પાંચ મુબેદો ઉપરાંત ગામની તમામ અનજુમન એકઠી મળી હતી. જશન પુરૂં થયા પછી ઉસ્તાદ કૈખસરૂએ, મારો આતશની બુલંદી ઉપર લખેલા રેસાલા, જે મેં શેહેરની અનજુમન આગલ આતશબેહરામમાં વાંચ્યો હતો, તે હાજર રેહેલાઓ આગળ વાંચી સંભળાવી, સારી અસર ઉપજાવી હતી. ત્યાર પછી દસ્તુર નામદારે પણ આતશની બુલંદી વિષે ટુંક વીવેચન કર્યું હતું. રાત્રે મેં પવીત્ર ગાથામાંથી ચુંટી કાઢેલા ફકરાઓ સાથે આપણા વખશુરે વખશુરાન અશો સ્પીતમાન જરથોશ્ત સાહેબની જીંદગી ઉપર લંબાણથી બ્યાણ કરી, એક જરથોશ્તી તરીકે જન્મ લઇ, આ દુન્યામાં જરથોશ્તી તરીકત પાલી, એક ચુસ્ત જરથોશ્તી તરીકેજ જીંદગી વેર રેહેવાની સમજણ આપી હતી. બીજે દીવસે મેં સુદરેહ–કુસ્તીની ફીલસુફી સમજાવી, એક જરથોશ્તી તરીકે બદન ઉપર સુદરેહ પેહરી, કુસ્તી બાંધવાની ફરજ સમજાવી હતી. આ ગામમાં મેં ચાર ભાષણો આપ્યાં હતાં.

### આરાસતાન.

આ ગામ ખોરરમશાહથી માત્ર અરધો માઇલ દુર આવેલું છે, જ્યાં ૨૧૯ જરથોશ્તીઓની વસ્તી છે, જે સઘળાંઓની હાલત સંતોષકારક છે. આ ગામની બાજુ મોટા મોટા બાગો આવેલા છે, જેઓમાંના કેટલાએક શેહેરના જરથોશ્તી અરબાબોની માલેકીના છે, જ્યાં તેઓ અવારનવાર શુકરવાર તથા બીજા તેહવારોને દીવસે ઉતરી પડી, ત્યાં આખો દીવસ પસાર કરી, રાત્રે શેહેરમાં પાછા ફરે છે. અહીંયા એક આતશકદેહ છે, તથા સર દીનશાહ પીટીટની મંડળી હસ્તક ચાલતી એક સ્કુલ છે, જ્યાં ૩૦ જરથોશ્તી તથા ૧૦ મુસલમીન છોકરાઓ ઉસ્તાદ મેરબાને ખુસરૂના હાથ હેઠલ તાલીમ લે છે, જે એ ગામનો

લુકમાન હકીમ જેવો ગણાય છે. અહીંયા મરહુમ શેહેરયારે બેહમન નામના ઇરાનીએ મોટો ખરચ કરી "આબઅંબાર" એટલે પાણીની મોટી ટાંકી બાંધેલી છે, કે જ્યાંથી જરથોશતીઓ તથા મુસલમાનો પોતાને ખાવાપીવાનું પાણી આખું વરસ વેર મેળવી શકે છે. અહીંનો કલાનતર અર્દશીર બેહમરદ એક પૈસાવાલો માણસ છે, તથા પોતાના ગામના જરથોશતીઓ તરફ સારો જીવ ધરાવે છે. આ ગામમાં લગભગ ૪૦૦ મુસલમાનોની વસ્તી છે.

આ ગામમાં મેં ત્રણ ભાષણો ત્યાંની તમામ અનજુમન આગળ આપ્યાં હતાં, જે વખતે તે ગામના નેમાયલા દસ્તુર ખુદાદાદે હોરમઝ-દયાર, જેવણ પણ પોતાની હમકોમ તરફ સારી લાગણી ધરાવે છે, તથા એક ચબરાક જવાન છે તેવણે પોતાની દરેક મદદ મને આપી હતી. આ ગામનાં લોકોની ધર્મ ઉપર સારી આસ્થા છે, અને ત્યાંનો કલાનતર તથા બીજાઓ પણ મને મગરૂરીથી કહેતા હતા કે અમારા ગામમાં એક પણ જરથોશતી બહાઇઝમ ઉપર એતેકાદ ધરાવતો નથી. આ ગામમાં મારી તપાસ દરમ્યાન મને માત્ર એકજ પુરૂષ શકમંદ માલૂમ પડયો કે જેણે જ્યારે મારી વાએજો સાંભળી, ત્યારે મારૂં બોલવાનું પુરૂં થયા પછી ત્રણે વખતે તેજ માણસે આપણા ધર્મની ફીલસુફીની તારીફ કીધી હતી, અને મને દસ્તુર ખુદાદાદ હોરમઝદયારે કહ્યું કે, મેં આ માણસને પહેલીજ વખત આ પ્રમાણે આપણા ધર્મની સીફતમાં બોલતો સાંભળ્યો છે.

### ખડરાબાદ.

આ ગામ આરાસતાનથી એક માઇલ દુર આવેલું છે, જ્યાં ૧૨૫ બહાદુર જરથોશતી બચ્ચાઓ લગભગ ૭૫૦-૮૦૦ મુસલમાનોની વસ્તીની અંદર પોતાના લાયક કલાનતર રૂસ્તમે મુનદેગારના હાથ હેઠળ ટેક સાથે હજીબી ખડા રહ્યા છે, અને તેઓ ગામની પાદરે આવેલા બાગોના માલેકો છે. અહીંયા એક આતશકદેહ તથા સર દીનશાહ પીટીટની મંડળી હસ્તક ચાલતી મદ્રેસા છે, જ્યાં ૨૦ જરથોશતી તથા ૩ મુસ-લમાન છોકરાઓ તાલીમ લે છે. અહીંની મદ્રેસાનું મકાન આજથી પંદર વરસની વાત ઉપર રૂસ્તમે અસફંદયારે બંધાવી આપ્યું હતું, કે જેઓ મુંબઇ આવી ગયલા હતા, અને હાલમાં બાગબાની કરે છે. અહીંના લોકોમાં હજીબી કયાની "બલુ લોહી" જોવામાં આવે છે, અને બહાઇઝમ ઉપર એતેકાદ ધરાવતા કોઇએકે આજ કેટલાક

વરસની વાત ઉપર આપણા દખમાની બાજુમાંજ એક કબ્રસ્તાન બાંધ્યું હતું, તેને આજ ગામના બહાદુર જવાનોએ એક રાતમાંજ જમીનદોસ્ત કરી નાંખ્યું હતું. અને હજીબી તેની પડત દીવાલો તે બહાદુરોના કામની યાદ આપતી જોવામાં આવે છે. અહીંયા માત્ર બેજ જરથોશ્તી બહાઇઝમ ઉપર એતેકાદ ધરાવતા માલૂમ પડયા કે જેઓ મુંબઇથી આવેલા હતા. આજ ગામના રહીશ મરહુમ મેરવાન બેહરામ ખઇરાબાદી તારીખ ૧૪ મી એપ્રીલે એક નાપાક મુસલમાને મારેલા પાવડાના ફટકાથી મરણ પામ્યા હતા. આ ગામમાં લગભગ ૧૦ પાણીથી ચાલતી આટાની ઘંટીઓ જોવામાં આવે છે, જેના માલેકો મુસલમીન છે, અને મોટો નફો પેદા કરે છે. આ ગામની મેં ઘણીક વાર મુલાકાતો લીધી હતી અને રૂસ્તમે મુનદેગારના પ્રમુખપણા હેઠળ ત્યાંની તમામ અનજુમન આગલ બે વાર દીની ભાષણો આપ્યાં હતાં.

## આબેશાહી.

આ ગામ શેહેરથી લગભગ બે માઇલ દુર છે. એવું કેહેવામા આવે છે કે પહેલાં અહીંયા જરથોશ્તીઓની મોટી વસ્તી હતી, અને લગભગ ૭ આતશકદેહો હતાં, પણ મુસલમાનોના ભારે જુલમને લીધે ઘણાકો વટલાઇ ગયા હતા, તથા કેટલાકો કાસમાબાદ જઇ રહ્યા હતા. હાલમાં આ તમામ ગામ મુસલમાનોથી વસાયલું છે. તેમાં માત્ર પાંચજ જરથોશ્તી ઘરો છુટા છવાયાં જોવામાં આવે છે, જેઓની વસ્તી માત્ર ૨૯ ની થવા જાય છે. અહીંનો એક રહીશ વફાદાર અર્દશીર મારી આગલ આગલા જુલમોની યાદ દેવાડતો, મગરૂરી સાથે બોલતો જણાતો હતો કે, ગમે તેવા જુલમો છતાં પણ હજીબી હું જરથોશ્તી તરીકેજ જીવું છું. આ ગામની બાજુમાં ઘણાખરા મુસલમીન માલેકીના બાગો જોવામાં આવે છે, અને માનવંત બુઝોર્ગ દસ્તુર રૂસ્તમ મોબેદ ખુસરૂનો પણ અહીંયા બાગ આવેલો છે, કે જ્યાં મેં કેટલાક દીવસો આનંદથી પસાર કર્યા હતા.

## મારા વધુ રેસાલા તથા ભાષણો.

હું જે જે ગામોમાં ધર્મની વાએજ કરવાનો હોઉં ત્યારે ત્યાંના દેહમોબેદ તથા કલાનતરને અગાઉથી ખબર આપતો કે તે દીવસે તમામ અનજુમન એકઠી કરે, તથા તે ગામમાં શેહેર તરફથી નેમાયલા દસ્તુરને પણ ત્યાં બોલાવતો યા તેની સાથે શેહેરમાંથી નીકળતો. મારા

આ કામની શરૂઆતમાં મને ઘણીજ નાઉમેદી મળી, પણ ચાલુ કોશેશ અને ખંતથી હવે હું લોકોનો તમામ વીશ્વાસ જીતી શકયો છું. અલબતાં સવારથી તે રાત વેર, માત્ર પોતાના ગુજરાનનેજ ખાતર અને નહીં કે કમાણીના સાધન તરીકે, ખેતીના ભારે દબાણને લીધે એ બીચારાઓનેજ માફક આવતા દીવસ તથા નેમેલા વખતેજ યાને ગરમાના દીવસોમાં ૧૦૫ ડીગ્રી-૧૧૦ ડીગ્રી વેરના તડકાની ખરી બપોરે પણ હું ત્યાં જઇ તે લોકોને આપણા પવીત્ર મઝહબની બરાબર સમજ આપતો હતો, જે તે બીચારાઓ ઉલટથી સમજતા હતા, અને જ્યારે પોતાની અતી વહાલી દીનને તેઓ કેટલી હદ વેર ભુલી ગયા છે, એવી રીતનું મારૂં બોલવું સમજીને કોઇ કોઇ વખતે તે લોકોનું લોહી ઉશ્કેરાઇ આવતું, ત્યારે જો તે વખતે કોઇ દસ્તુર હાજર હોય, તો તેઓ તરતજ તેની તરફ કાંઇક તીરસ્કારથી આંગળી કરી બોલતા હતા કે અત્યાર વેર એ લોકોએ ધર્મને વાસ્તે શું કીધું ! તમે જેમ કરો છો તેમ શું એ લોકોની ફરજ ન હતી ? અલબતા એમાં તો કાંઇજ શક નહીં.

મેં તમામ ગાથા, વંદીદાદ, ખોરદેહ અવસ્તા વગેરે દીની કેતાબોની શાહદતોથી ભરપુર ઇરાનને બંધબેસતા નવ મુખ્ય રેસાલાઓ ફારસીમાં તૈયાર કીધા હતા, જે મે શેહેરે યઝદની અનજુમન આગળ જુદે જુદે વખતે વાંચ્યા હતાં, જે વખતે તેઓએ પણ પોતાની દીલસોજી દેખાડી હતી. ગામોમાં તો હું હવે મારૂં તમામ ભાષણ મોઢેથીજ કરૂં છું, અને તેઓની આગળ ગાથા, વંદીદાદ, યજશ્ન વગેરે કેતાબોમાંથી ચુંટી કાઢેલા લાયક ફકરાઓ તથા મોટા મોટા યુરોપાયન આલમાઓના આપણા દીન તથા કોમને વાસ્તે આપેલા મતો ટાંકી દેખાડી, તથા શાહનામામાંથી આપણા બાપદાદાઓના માર્કમાની બેટો ગાઇ સંભળાવી, તે લોકોનું દીની ઝનુન ઉશ્કેરતો હતો.

મારી સાથે લઇ ગએલી કેતાબો જેવી કે કુટારનું શાહનામુ, મરહુમ એરવદ કાંગાનાં ધર્મ પુસ્તકો, ઇલમે ક્ષ્નુમ તથા રાહે જરથુસ્ત્રનાં અંકો વગેરે સઘળી કેતાબો પાકઝાદ શાએરાન શાએર ફીરદોસી તુસીના કેતાબખાનામાં રહેશે, અને મારી માફક કોઇ ધર્મના શોખીન જવાનને ઇરાનમાં ખચ્ચીતજ કામ લાગશે. ઉપલી લાયબ્રેરીને સારૂં મુંબઇની

ઇરાની જરથોશ્તી અંજુમને મારી ઉપર ત્રણ પેટીઓ ભરીને બીજી ધર્મની ચોપડીઓ મોકલાવી હતી.

હું જ્યારથી ઇરાનમાં ગયો હતો ત્યારથી સ્ત્રી કેળવણીને મેં ઘણુંજ ઉત્તેજન આપ્યું હતું, અને દરેકે દરેક ગામમાં છોકરીઓની મદ્રેસા સ્થાપવાને વાસ્તે મારા ભાષણમાં ત્યાંના લોકોને તેના ફાયદાઓ સમજાવી બહુજ આગ્રહ કરતો હતો, કે જો છોકરીઓ કેળવણી લેશે તો જ્યારે તેઓ માતા થશે ત્યારે પોતાનાં બચ્ચાંને સારી રીતે ઉધારી શકશે, કે જેથી ખુદ પોતાના કુટુંબને તથા પોતાની કોમને ફાયદો થશે વગેરે. મારી કીધેલી અસરની બરકતે આજથી લગભગ ૮ મહીના થયા મઝરેહે કલાનતર જેવા ગરીબ ગામમાં પણ છોકરીઓની મદ્રેસા શરૂ થઇ હતી, જ્યારે નોસરાતાબાદની છોકરીઓની સ્કુલ બંધ થઇ હતી, તે પણ પાછી ચાલુ કરવામાં આવી હતી, અને આરાસતાન ગામના કલાનતરે મને એવી શરતે એક સારી જેવી રકમની ઓફર આપી હતી, કે જો બાકીની રકમ મુંબઇમાં રહેતા આરાસતાનીઓ તરફથી છોકરીઓની મદ્રેસા બાંધવાને વાસ્તે તમે ભેગી કરી શકો તો હું પણ મારી તરફનો ફાળો આપવાને તૈયાર છું.

આપણા ઇરાની ભાઇ બેહનો ઘેરમાં યાતો પોતાનાં ખેતીનાં કામમાં પણ પહેરી શકે તેવી રીતના ઘણાજ બંધબેસ્તા સદરાઓ એ લોકોનાજ વણેલા સફેદ જાડાં કપડામાંથી નમુના તરીકે મેં સીવાડયા હતા, અને જે જે ગામોમાં હું ભાષણ કરવા જતો હતો ત્યાં ત્યાં તેઓને તે સદરાઓ આપતો, તથા તેની સમજણ પણ દેખાડતો હતો; તેવીજ રીતના સદરા પહેરવાની અને તેનીજ ઉપર કુસ્તી બાંધવાની મજબુત ભલામણ કરતો હતો. સાથે સાથે દાખલા દલીલોથી દેખાડી આપતો હતો કે, તેઓની બદબખ્તીનું કારણ કાંઇજ નહી પણ પોતાની પ્યારી જરથોશ્તી દીનના ફરમાનો ભુલી જવામાં છે.

પહેલાં તો હું જે ગામમાં ભાષણ કરવાનો હોઉં તેની અગાઉ હું પોતે ત્યાં જઇ, કેટલા માટીડા, બૈરાં, છોકરાં તથા છોકરી વસે છે તેની બરાબર સંખ્યા મેળવતો, તથા બીજી દરેકે દરેક બાતમીઓથી વાકેફગાર થયા પછીજ હું મારાં ભાષણો વીષે દીવસ નક્કી કરતો. એ કામ કેટલું બધું મુશ્કેલ છે તે આ ઉપરથી જણાશે કે, મેહેડીયાબાદ યા કુલાબાદ કરીને ગામ, કે જે બહાઇઝમ ઉપર એતેકાદ ધરાવતા જરથો-

શ્તીઓનું મુખ્ય ધામ છે, ત્યાં હું ત્રણ મરતબે જઇ આવ્યો હતો, પણ સંતોષકારક તપાસ કરી શકયો ન હોવાથી મેં ત્યાં એકપણ વાએજ આ વખતના અરસામાં કીધી ન હતી.

એ પમાણે હું તાફ્ત, મુબારકે, ચેમ અને ઝઇનાબાદની એક વખત મુલાકાત લઇ આવ્યો હતો, અને હવે ત્યાં જઇ મારી વાએજો કરવાના દીવસો નક્કી કરવામાં આવ્યા હતા.

**યઝદથી ઝઇનાબાદની તૈયારી.**

આ વખતે મારી સાથે મારા હંમેશના સાથી શાહવરેહરામને અખાડા કરી, રૂસ્તમ નામનો મજબુત બાંધાનો જવાન, કે જેણે એક વખતે મારા હાથ નીચે બબરચી તરીકે કામ કીધું હતું, તેને પસંદ કીધો. રૂસ્તમને આપણી તરફનું રાંધવાનું શીખાડવાની મેં ઘણીબી કોશેશો કીધી પણ ફોકટ; તે એટલા વેર કે હું તાફ્ત ગામમાં ગયો ત્યારે ચારવેલા ઇંડામાં મીઠું નાંખવાનો અંદાજો વીસરી ગયલો હોવાથી, તે મીઠું નાંખ્યા વગરનું ઇડું કરી લાવી મને કહેછ કે, 'ઇનજા નેમક અસ્ત, બે અનદાઝેહ શ્મુ બેગીરીદ' એટલે કે "આ રકાબીમાં નેમક લાવ્યો છું તે તમારે જોઇએ એટલું નાંખી લેજો." ગમે તે કહો પણ રૂસ્તમ એક પ્રમાણીક અને વફાદાર જવાન છે. સવારના બડી બામદાદે તથા રાત્રે સુતી વખતે એની સરોષ સાથની કુસ્તીનું ભણતર તે કોઇપણ ઇરાની દસ્તુરને શરમાવે તેવા મીઠા બુલંદ હલકથી ભણતો હતો, જે મને ઘણુંજ ગમતું હતું.

બુધવાર તારીખ ૧૨ મી અકટોબર અને અસપંદારમદ રોજની બડી બામદાદે ઝઇનાબાદ ઉપડવાનો દીવસ નક્કી કરી રૂસ્તમને ત્રણ દીવસ અગાઉથી કહ્યું હતું કે કોઇ જરથોશ્તી ઇરાનીનુંજ ગધેડું ભાડે કરે તો ઠીક. અહીંયા મારે જણાવવું જોઇએ કે હું નફ્ટ નાકે કોઇ પણ અરબાબનું ગધેડું કાલાવાલા કરી માંગતો ન હતો, પણ ભાડેથીજ મેલવતો હતો. ત્યાર પછી જે ગામોમાં વાએજો કરવાની હોય, ત્યાંના કોઇ પણ ઓળખીતાના ઘેરમાં ઉતરી, તે બીચારા પાસે ખાવા પીવા વગેરેનો ખરચ ન કરાવતાં દરેક ચીજો મારા પોતીકા પૈસામાંથી મંગાવી ખાતો હતો, કે જેમ કરવાથી પેલો બીચારો ઉતારો આપનારબી રાજી થતો હતો. મારી પાસે રહેતા જમશીદ નામના ઇરાનીને પુછતાં, તેને તો ચામડીજ કાપી નાંખે એવી રીતનું દરરોજનું ભાડું

માગ્યું. અંતે છેલ્લે દીવસે રૂસ્તમ છેક આબેશાહી ગામમાં રહેતા એક મુસલમાનનું ગધેડું ભાડે કરી આવ્યો. મેં કહ્યું કે "રૂસ્તમ! હું નહી ધારતો કે છેક આબેશાહી ગામમાંથી મુસલમાન ગધેડું લઇને અહીંયા આવે." રૂસ્તમ કહે કે "સાહેબ! તમે શેહેરના ઇરાની જરથોશ્તીઓને હજી પીછાનતા નથી." ટુંકમાં ઇસારો કરૂં તો રૂસ્તમનું બોલવું વાજબીજ હતું. બડી બામદાદે ઉઠી રૂસ્તમને કહી સંભલાઉંચ કે જો પેલો મુસલમીન ગધેડું નહી લાવશે તો ઝઇનાબાદના લોકો મારા આપેલા કોલ વીષે શું વીચારશે વગેરે. પણ નહીં, અંતે આઠ વાગે બહારથી બારણું થોકાયું અને ગધેડાવાલો આવી લાગ્યો.

તરતજ ચાનો ખાસ નાનો ડબ્બો, ખાંડ ચોખાની કોથળીઓ, પપેટા તથા ચઉદ ઇંચનો મુસાફરી તકયો વગેરે એક બાજુના ખોરજીનની અંદર દાબી, બહાર ઘીનું વાસણ લટકતું રાખ્યું, જ્યારે એક ખાસ નાનો ખાકી કોથળો જેમાં કેશમીરમાંથી વેચાતા લીધેલા ઉનના વણેલા ત્રણ પાટલા પત્તુઓ, એક મોટી શીયાલ, ગંજીફરાક, સદરો, ગરમ લેંગો, મોજાં વગેરે દાબી બાંધી, ખોરજીનની બીજી બાજુમાં ખોસ્યો. જમીન ઉપર નાંખી સુવાની મુસાફરી રજાઇ ગધેડાંની પીઠ ઉપર ગાદી તરીકે બીછાવી, તેને મજબુત પટાથી બાંધી લઇ, ગળામાં એક બાજુ કેમેરા તથા બીજી બાજુ વોટર બોટલ લટકાવી, કોટના પાંચ ખાસ મોટા ગજવામાં જરૂર જોગો સામાન, દવાની સીસીઓ, સાબુ, તુવાલ, ગલાસ, ટુથ પેસ્ટ, ડાયરી, ગોગલ તથા ડાયનેમાથી ચાલતી હંમેશની ઇલેકટ્રીક લાઇટ વગેરે મુકી ગજવાને બટનથી બંધ કરી, ગળાં ઉપર ગરમ મફલર વીંટાળી શેહેર બહાર ચાલુ મુકયું.

પોતાના માદરવતનના દર્શન કરવાને આરજુમંદ રહેલા મારા વ્હાલા જુવાન્યા! પહેલાં તો તું થોડી ઘણીબી ફારસી ભાષા ફેંકી જાણતા શીખ, કે પછી તુંને કાંઇ પણ ચીજથી ડરી જવાનું કારણ નથી; કારણ કે કહેવત છે કે 'હીંમતે મરદા-મદદે ખુદા'! પણ જો ભારી રેજાઇ, મોટા મોંઘા બંદુસો તથા લાંબા તકીયાઓ લઇને તું નીકળ્યો તો તારી મુસાફરી બહુજ મુશ્કેલ થઇ પડશે, તથા ખરચ પણ ઘણોજ થશે. વાસ્તે બની શકે એવો ખાસ મુસાફરીને લાયકનોજ થોડી જગા રોકતો હલકો બીસતરો તથા જરૂર જોગી ચીજો લાવવામાંજ ફાયદો છે. મારા આગલા લખાણોમાં જાતી અનુભવથી મેં એ

વિષે અવારનવાર ઇસારાઓ કીધા છે. ખોરાકની બાબદમાં ઇરાન કોઇપણ રીતે મોંઘુ નથી પણ સંતોષ જોઇએ.

ઝઇનાબાદ તરફ કુચ.

પહેલાં તો ખોરરમશાહ ગામની પાદરે આવેલી સુકાયલી નદી તરફ વાંક લઇ, ખુલ્લાં બીયાબાનમાં દાખલ થયા કે જમણા હાથ ઉપર આરાસતાન ગામના બગીચાઓ દેખાવા લાગ્યા; વધુ આગળ ચાલતાં ખઇરાબાદ અને બાગે ખાન નામનો મોટી ઇમારતવાળો બાગ ખુલ્લો નજરે આવ્યો. હવે રૂસ્તમેબી જોયું કે સાહેબની સાથે વાત કરવાનો આ મોકો ઘણોજ ઠીક હાથ લાગી ગયેલો છે, કે બોલવા લાગો, “સાહેબ! હું પણ તમારી સાથે હીંદુસ્તાન આવવા માંગું છું, કારણકે અહીંયા કોઇ પણ રીતે પૈસા એકઠા કરવાના સાધનો નથી. અમો રાત દીવસ મહેનત કર્યે છીયે, પણ જે કાંઇ મળે છે, તે માત્ર અમારા ગુજરાનને પુરતું છે.” મેં સવાલ કીધો કે, “રૂસ્તમ! તું બબરચીનો ધંધો છોડી દઇ ખેતી કાંય નહીં કરતો ?” રૂસ્તમે જવાબ આપ્યો કે, “સાહેબ, મેં ખેતીમાં પણ રાત દીવસ ભારે ઝેહમત ખેંચી પણ ફોકટ, ત્યારેજ મેં ખેતી છોડી બબરચીનો ધંધો કરવા માંડયો. તમે જોશો કે કોઇ પણ ખેડુત પોતે એટલા પણ પૈસા એકઠા કરી શકતો નથી કે જેથી પોતાનું ઘેર નવું બાંધી શકે; જ્યારે જે કોઇ મારા ઓળખીતાઓ મુંબઇ ગયા હતા, તેઓ ત્રણ વરસે સારા જેવા પૈસા એકઠા કરી અહીંયા આવી, સુખેથી ખાઇ પી પાછા મુંબઇ ફરે છે, અને તેઓ-માંના કેટલાએક તો પોતાના ઘરો પણ નવાં બાંધેલા છે.”

ખરેખર જેઓએ ગામોમાં રહેતા ઇરાની જરથોશ્તી ખેડુતોની જીંદગી નજરે નજર જોઇ તથા અનુભવી હોય છે તેઓ ખરેજ આફ્રીન પોકારે છે. બીચારાઓનું લગભગ આખું કુટુંબ સવારથી તે રાત વેર ગમે તેવી સરદી તથા ગરમીની મોસમ છતાં ખેતીના કામમાં કેવું રોકાયલું રહેચ! તથા ખેતરોમાં પાણી લેવાને વાસ્તે ગમે તેવી ઠંડી રાતો છતાં કેવા ઇંતેજાર રહેચ!

કુટુંબનો વડો દુર ખેતીના કામમાંથી પોતાના નીમકહલાલ ગધેડા ઉપર બેસી, લાંબા બામ્બુ સાથના બે પાવડા સાથે જ્યારે સુરજ અસ્ત પામ્યા પછી પાછો ગામમાં આવતો હું જ્યારે જોતો, ત્યારે દુરથી તેનો દેખાવ જોઇ કોઇક વાર મનમાં મુંજાતો કે, “યા ખુદા! એકવાર ગુર્ઝ, શમશીર યા તીર અને નેજાથી કામ કરતી કોમનો

આજે શું બદબખ્ત દીવસ! લડાયક ઘોડા ઉપર સવાર થવાને બદલે એક દુબળું ગધેડું તથા હાથમાં નેજાને બદલે લાંબા પાવડા!" ફીરદોસી પણ અફસોસ કરી બોલેછ કે "તોફુ બાદ બર ચર્ખે ગરદાન તોફુ" એટલે "ધીકકાર છે, આ ફરતા આસમાન ઉપર ફીટકાર હોજો!"

હું તમામ ગામનાં પૈસાની મદદને વાસ્તે તદન લાયકના મુફલેસોને ઓળખતો હતો કે જેઓમાં આંધળાઓ, વીધવાઓ વગેરે સમાઇ જતાં હતાં. એક વખતે એક મુફલેસ ગામમાં તદનજ મુફલેસોમાં પૈસાની વેહેંચણી કરતાં એક બીચારા એકતને પોતાની છ છોકરીઓનું ગુજરાન કરવાની જોખમદારીની વાત મારા કાન ઉપર આવી. મેં તેને ખુદ બોલાવીને મારી નાકેશ શકતી મુજબ પાંચ કેરાન (દોઢ રૂપ્યો) હાથમાં મુકયા, જો કે તે બીચારાને માટે આવી નજીવી રકમ લાયક ન હતી, તેણે તરતજ તે પૈસા પાછા બીજા પાસે મોકલાવી દીધા. આ લખવાની મતલબ એ કે ગામોમાં રહેતો ઇરાની બચ્ચો પોતાની ગમે તેવી હાલત છતાં સંતોષી, શરમાલ અને સ્વમાન જાળવનારો છે, જ્યારે શેહેરી ઇરાની બચ્ચાની ખાસીયત તદનજ જુદા પ્રકારની મારા અનુભવવામાં આવી.

ઝઇનાબાદ.

હવે ડુંગરોની બાજાથી ઉંચાણ જગા જતાં ઝઇનાબાદ દુરથી દેખાવા લાગું, જે ગામ તમામ બાજુથી પહાડોથી ઘેરાયલી બીણુના એક દરવાજા જેવું છે. અહીંયા અમો ત્રણ કલાકે એટલે અગીઆર વાગે ૯) માઇલ કાપી, ગામમાં દાખલ થઇ, ત્યાંની મદ્રેસાના એક ઓરડામાં ઉતારો લીધો. આ ગામમાં ૧૩૩ જરથોશ્તીઓ વસે છે, જેઓની હાલત ઠીક છે, અને બહાઇઝમ ઉપર એતેકાદ ધરાવતો કોઇપણ જરથોશ્તી નથી. અહીંયા ૩૮ જહીદો વસે છે, જ્યારે એકુજ મુસલમાન તથા યાહુદી કુટુંબ છે. અહીંની મદ્રેસાનું મકાન મુંબઇમાં રહેતા ઝઇનાબાદીઓ તરફથી રૂ. ૩૦૦૦) એકઠા કરીને બંધાવ્યું હતું, તથા બાકી બચેલા પૈસામાં ૬ મહીનાવેર મદ્રેસા ચાલુ રાખી હતી. એ પૈસા પુરા થયા પછી લગભગ બે વરસવેર ગામવાસીઓએ મદ્રેસા બંધ રાખી. હાલમાં જ્યારે કેળવણીની અગત્યતા સૌ કોઇને ઇરાનમાં ખુલ્લી દેખાવા લાગી છે, ત્યારે અરધો પગાર સર દીનશાહ પીટીટની મંડળી તરફથી તથા અર્ધો ગામવાસીઓ તરફથી એકઠો કરી આપવાની શરતે મદ્રેસા ચાલુ કીધી છે, જે માટે આ ગામના બુઝોર્ગ ખુસરૂ બહામરદ તથા

શાહમરદાને ખુસરૂ નામનો કદાવર બાંધાનો જવાન, કે જે એક દેહ-મુબેદ પણ છે, તેઓને શાબાશી ઘટે છે. હાલમાં આ મદ્રેસામાં ૧૯ જરથોશ્તી, ૪ જહીદ, ૧ યાહુદી તથા ૧ મુસલમાન મળી ૨૫ બચ્ચાંઓ કેળવણી લે છે. મદ્રેસાની બાજુમાંજ એક આતશકદેહ પણ છે.

રાત્રે ગામના સઘળા માટીડાઓ એકઠા મળ્યા હતા, જ્યાં મેં ગાથામાંથી ચુંટેલા ફકરાઓ સાથનું અશો જરથોશ્ત સાહેબ તથા તેવણની દીનની બુલંદી વિષે ભાષણ કર્યું હતું, તથા બીજે દીવસે સવારે સુદરેહ તથા કુસ્તી વિષે સઘળાઓની હાજરીમાં લંબાણથી વીવેચન કર્યું હતું, જે વખતે જહીદ બૈરાં માટીડાઓ પણ હાજર હતાં. મારા ભાષણોથી રાજી થઇ હાલમાં મુંબઇથી આવેલા સલામત નામના એક ઉલટમંદ જવાન મને બેહરામ રોજે એક વાર ફરી આવવાની માંગણી કીધી કે એ રોજે અમો મુદદલે કામ કરવા જતા નથી, જે મેં મંજુર રાખી. બીજે દીવસે એટલે રોજ ખોરદાદની બપોરે ચેમ નામના પહાડની કદણે આવેલા રળીયામણા ગામ તરફ અગાઉથી કીધેલી ગોઠવણ પ્રમાણે ચાલુ મુકી, મદ્રેસાના એક ઓરડામાં ઉતારો લીધો.

## ચેમ.

આ અસલી ગામ ઝઇનાબાદથી લગભગ એક માઇલ દુર છે, જ્યાં ૧૦૭ જરથોશ્તીઓની વસ્તી છે, જેઓની હાલત ઠીક છે, અને બહાઇઝમ ઉપર એતેકાદ ધરાવતો કોઇ પણ જરથોશ્તી નથી. અહીંયા ૧૪) જહોદો વસે છે, જ્યારે એક મુસલમાન કુટુંબ છે. આતશકદેહનું મકાન ઘણીજ નાલાયક સંકોચાયલી જગાએ આવેલું છે, જેની બાજુમાંજ એક જબરદસ્ત સરોવરનું ઝાડ ઉભેલું છે. આ ઝાડની બાજુમાંજ મદ્રેસાનું નવું મકાન બાંધવામાં આવેલું છે, જેનો કારોબાર ઇરાની જરથોશ્તી અનજુમનના હાથમાં છે.

## શેઠ ખુદાબક્ષ ખુદાદાદ ચેમી.

આ સુંદર મદ્રેસાનું મકાન હાલમાં મુંબઇમાં એપોલો બંદર ઉપરની જાણીતી લીઓપોલ્ડ કું. વાળા શેઠ ખુદાબક્ષ ખુદાદાદ ચેમીએ પોતાના ગામના બચ્ચાંઓને કેળવણી આપવા એક સારી જેવી રકમ કાઢી આપી બનાવ્યું છે, જે માટે એવણ ભાઇને મુબારકબાદી ઘટે છે. હાલમાં બધા મળીને અહીંયા ૨૬ બચ્ચાંઓ કેળવણી લે છે. આ મદ્રેસામાં બચ્ચાંઓનાં મગજને ખીલવવા સારૂં તરેહવાર જાનવર, પક્ષીઓ

વગેરેનાં ચીત્રો સાથના નકસાઓ ટાંગેલા છે, તથા અશો જરથોસ્ત સાહેબ અને માણેકજી સાહેબના ઘણાજ સરસ ફોટોગ્રો પણ ત્યાં મારા જોવામાં આવ્યા. મુખ્ય કરીને જ્યારે મેં મારો ઇરાનથી લાવેલો ફીરદોસી તુસીનો એનલારજ ફોટો જોયો ત્યારે મારા દીલમાં ઘણીજ ખુશાળી ઉપજી. આ મદ્રેસાનો કારોબાર બેહરામે ખુદારામ નામનો કેળવાયલો જવાન્યો, કે જે મુંબઇમાં પણ લાંબો વખત રહી ગયો હતો, તે ચલાવે છે.

આ ગામથી બાજુમાંજ ડુંગર ઉપર દખમું આવેલું છે, કે જે લગભગ વીસ વરસની વાત ઉપર તેહેરાનવાલા અરબાબ જમશીદે બંધાવ્યું હતું એમ કહેવામાં આવે છે, જો કે દખમા ઉપરની તખ્તીની જગા ખાલી જોવામાં આવી. આ ગામમાં એક દસ્તુરને રેહેવાનું મકાન તથા સાથે મુસાફરખાનું પણ છે. અહીંનો વડો બુઢો ખુસરૂ અર્દશીર એક દીનચુસ્ત કાબેલ માણસ માલુમ પડયો.

અહીંયા મે અમરદાદ રોજે સવારે શેહેરના દસ્તુર પાસે જશન કરાવ્યું, જે વખતે ગામના માટીડા બઇરાંઓ હાજર હતાં, તથા ત્યારપછી આતશની બુલંદી વીશે રેસાલો વાંચી, ગામના લોકોને પેલા સરોવરના ઝાડને માનતા ચઢાવવાને બદલે આતશકદેહના આતશ આગળ બંદગી કરવાના ફાયદા સમજાવ્યા હતા. એ દીવસની બપોરે હું અહીંથી બે માઇલ દુર આવેલા ખલીલાબાદ નામના ગામમાં ઉપડી ગયો.

## ખલીલાબાદ.

લગભગ ૩૦ વરસની વાત ઉપર શેહેરના એક મુસલમાન મુશીરે દઉલાએ આ તરફ પાણી લાવી નવું ગામ વસાવ્યું છે, જ્યાં સાત જરથોસ્તી ઘેરો મળી ૪૨ માણસોની વસ્તી છે, જેઓ ખેતીવાડી કરી સંતોષી હાલતમાં છે. આ જરથોસ્તીઓ લગભગ પાંચ વરસની વાત ઉપર નજદીકમાંજ આવેલા હુસેની ગામમાંથી અહીંયા આવ્યા છે. અહીંયા ૭૫ મુસલમાનોની વસ્તી છે અને હવા પાણી સારાં છે. આ ગામમાં જ્યારે હું દસ્તુર સાથે ગયો ત્યારે ફરીદુન ખુદામુરાદની નેકબખત ધણીયાની શીરીને મને હસીને આવકાર આપ્યો. તરતજ ઘેરમાં ગામના બૈરાં માટીડા વગેરેને એકઠાં કરવામાં આવ્યાં, અને ચા પીતાં તથા દાડમ, પીચ, દરાખ વગેરે મેવો ખાતાં, એકમેકની ખેરઆફીયત પુછી વાતચીત કરવા લાગ્યા. આ વખતે ત્યાં બેઠેલા બે

ભાઇઓ અર્દશીરે ફરીબુર્ઝ તથા બહામરદે ફરીબુર્ઝે પોતાના બાપ ફરીબુર્ઝ નામદારને આ ગામનો વસાવનાર મુર્શીરે દઉલા પોતાની જમીન આબાદ કરવા કેવી રીતે સમજાવીને હુસેનીથી લાવ્યો હતો, તથા પાછળથી એટલે આજથી લગભગ ૧૮ વરસની વાત ઉપર એક નાપાક મુસલમીને જમીન તથા પાણીના વેરમાં કેવી રીતે મારી નાંખ્યો હતો, તેનું બ્યાન કર્યું હતું. આ બીચારાના ખુનની માત્ર એકજ મહીનો અગાઉ શેહેરના જાણીતા અરબાબ પરવીઝે શાહજેહાનનું ગોળી મારી ખુન કરવામાં આવ્યું હતું, કે જે જગા ઉપરથી જ્યારે હું પસાર થતો હતો ત્યારે આગલા ભારે ઝુલમોની યાદ મને આવતી હતી.

વાતચીત પછી તે લોકો આગળ મેં બુલંદ જરથોશ્તી દીન વીષે ઇસારો કરી, બંદગી કરવાના ફાયદા સમજાવ્યા હતા. જેની અસરથી ત્યાં આતશ રોશન કરવામાં આવ્યો, અને પોતાની દીનના ફરમાનો ભુલી જવા માટે માટીડાઓ ખરા અંતઃકરણથી પસેમાન થયા. એમાં એ બીચારાઓનો તે શું વાંક! અહીંયાના એક રહીશનું નામ એસેક-નદરે ફરીદુન માલમ પડયું.

અહીંયા પણ છોકરીઓની કેળવણી વીષે ઇસારો કરતાં તેની સારી અસર ઉપજેલી માલમ પડતાં, બેહરામે અર્દશીર નામનો બાર વરસની ઉમરનો છોકરો કે જે યેમની મદ્રેસામાં શીખવા જતો હતો, તેને જ્યાં વેર હું ઇરાનમાં છું ત્યાં વેર દર મહીને મારી તરફથી નજીવી રકમ આપવા કહી છોકરીઓની સ્કુલ ચાલુ કીધી, કે જ્યાં હાલમાં ૭ છોકરીઓએ ભણવાની તથા અલેફ બેની તાલીમ લેવાનું શરૂ પણ કરી નાંખ્યું હતું. આ ગામના ૮ જરથોશ્તી બચ્ચાંઓ તથા એક મુસલમાન છોકરો છે જે યેમની મદ્રેસામાં કેળવણી લેવા જાય છે.

હાલમાં આ ગામના માલેકે મોટા મોટા પ્લોટો બનાવી વેચ્યા છે, જેમાંના કેટલાએક શેહેરના જરથોશ્તીઓએ પણ ખરીદેલા કહેવાય છે. અહીંના જરથોશ્તીઓની અરજ ઉપરથી મેં રશને રોજે પાછો આવવાનો કોલ આપી રાત્રે યેમ ગામ તરફ ચાલુ મુકયું.

## મુબારકે.

અગાઉથી કીધેલી ગોઠવણ પ્રમાણે દેપાદર રોજે સવારે યેમથી એક માઇલ દુર આવેલા મુબારકે ગામનાં આતશકદેહમાં જઇ જશન તથા ભાષણની તઇયારી કરવા માંડી. અહીંયા ૨૦૯ જરથોશ્તીઓની

વસ્તી છે, જેઓ સઘળા ઠીક સંતોષી હાલતમાં છે. ગામની પછવાડે જરથોશ્તી માલેકીના બગીચાઓ જોવામાં આવે છે. માત્ર એકજ જરથોશ્તી બહાઇઝમ ઉપર એતેકાદ ધરાવતો માલૂમ પડયો. જદીદોની સંખ્યા ૩૬ ની થવા જાય છે, જ્યારે મુસલમાનોના ત્રણ કુટુંબો વસતાં માલુમ પડયાં. સર દીનશાહ પીટીટની મંડળી હસ્તક ચાલતી મદ્રેસામાં ૨૫ છોકરાઓ કેળવણી લે છે. મદ્રેસાનું મકાન બહુજ મોટું છે, અને સાથે એક મુસાફરખાનું પણ બાંધેલું જોવામાં આવ્યું, જે તદનજ બીસમાર હાલતમાં છે. બે મોટા સરોવરના ઝાડોથી આ ગામ દુરથી પણ માલમ પડી આવે છે. જશન પુરૂં થયા પછી મેં મારૂં ભાષણ શરૂ કરતાં અહીંના લોકોની ધર્મ તરફની સુસ્તીને સખત શબ્દોમાં વખોડી કહાડી, દીની બાબદો વીષે લંબાણથી વીવેચન કરી, મારા જણાવવાથી ફરવરદીન રોજનો દીવસ પાછો આવવાનો નક્કી કરી, મુબારકેથી ત્રણ માઇલ દુર આવેલા અસલી ગામ હુસેની તરફ મારા દસ્તુર સાથે ગધેડું હંકારયું.

## હુસેની.

આ ગામ આવજાવના વહેવારના રસ્તાથી તદનજ છેટે પહાડની કદણમાં આવેલું છે, જ્યાં ૫૩ જરથોશ્તીઓ વસે છે, જેઓની હાલત મને તો ગરીબ માલુમ પડી. બહાઇઝમ ઉપર એતેકાદ ધરાવતો કોઇપણ જરથોશ્તી નથી. અહાંયા લગભગ ૧૫૦) મુસલમાનોની વસ્તી છે, જ્યારે એક જદીદ કુટુંબ વસે છે. અહીંયા પણ ચેમની માફક એક ઉંચુ સરોવરનું ઝાડ મારા જોવામાં આવ્યું. મારી સાથે આવેલા દસ્તુર ગુશ્તાસ્પે શેહેરયારના કોઇ એક ઓલખીતાના ઘેરમાં જઇ, ત્યાં ગામના બૈરાં માટીડાઓ જેઓ તે વખતે હાજર હતાં, તેઓને ત્યાં બોલાવી, ધર્મને લગતા ફકરા વાંચી સંભળાવી શીખામણો આપી કે, કોઇ પણ તમુને આપણી જરથોશ્તી દીન વીષે ઉંધું સમજાવે તેને ધીક્કારી કાઢો, જીંદગાની આખેર વેર એક ચુસ્ત જરથોશ્તી તરીકે રહેવાની સમજણ આપી, પાછો રશને રોજની સવારે આવવાનો કોલ આપી છેક મોડેથી ચેમ તરફ વીદાય થયો.

હવે ત્રણ માઇલ દુર ચેમ જવાનું હતું જ્યારે રાત ચાંદરણી હતી. આજુબાજુ આવેલા પહાડો અને ડુંગરોથી રાતનો દેખાવ ચાંદની રોશનીથી કાંઇક દરજજે રળીયામણો પણ સાથે સાથે બીહામણો લાગતો હતો. જ્યારે ત્યાં બાંધેલા એક બુરજ તરફ અમો આવી લાગ્યા, ત્યારે

દસ્તુર ગુશ્તાસ્પ કહે કે, આજથી પાંચ વરસની વાત ઉપર રાત્રે આ રસ્તે જવામાં ઘણોજ ભય હતો, અને તેમાં મુખ્ય કરીને જરથોશ્તીઓને લુટતા તથા મારતા હતા. એ તો નામદાર શાહાનશાહ રીઝાશાહ પેહેલવીના રાજઅમલની બરકતથી આપણે આવી રીતે જઇ શકયે છીયે વગેરે ખુશ ગુફતગુ કરતા ચેમ આવી પુગ્યા.

આદર રોજે સવારે ચેમમાં મેં સુદરેહ–કુસ્તી ઉપર ભાષણ આપ્યું હતું, જ્યારે સાંજે દખમા આગલ જશન કરવામાં આવ્યું હતું તથા અશો ફ્રેરોહરો વીષેની બાબદ ઉપર મેં વીવેચન કર્યું હતું. હું દસ્તુર ગુશ્તાસ્પે શેહેરયારનો આ ટકે મારા કામમાં મદદ કરવા માટે ઉપકાર માનું છું. હવે ચેમવાસીઓ સાથે બેહરામ રોજે આવવાનું નક્કી કરી, ઝઇનાબાદ તરફ સરોષ રોજે જવાનો પેગામ મોકલાવી, આવાં રોજની સવારે ગધેડાં ઉપર સવાર થઇ, પહાડોની નીચાણમાં આવેલા તાફ્‌ત નામના શેહેર તરફ રૂસ્તમ સાથે મંજલ કાપી. ચેમથી તાફ્‌ત પાંચ માઇલ દુર આવેલું છે, કે જ્યાંથી પસાર થતાં જુદે જુદે ગામો તરફના આલેકી પાણીઓ જમીન નીચેથી વહેતા મારા જોવામાં આવ્યા.

## શેહેરે તાફ્‌ત.

યઝદ શેહેરથી તાફ્‌ત પંદર માઇલ દુર પહાડોના પેટામાં આવેલું છે, કે જ્યાંથી કુહેસ્તાન તરફ જવાનો બીનવાલો રસ્તો છે. અહીંયા મુસલમાનોના ૧૩ મોહલ્લાઓ મળી લગભગ ૮૦૦૦ થી ૮૫૦૦ ની વસ્તી છે. આ ગામની વચ્ચે નદી આવેલી હોવાથી વસ્તી નદીની બે બાજુ વેહેંચાયલી છે જો કે અસલ ગામ તો નદીની એકજ તરફ વસાયલું હતું, કે જ્યાં મસજીદ, તાબુતની જગા તથા બજાર વગેરે આવેલું છે. એજ બાજુ જરથોશ્તીઓનાં અસલ બે મોહોલ્લા નામે બાગે ગુલેસ્તાન તથા સરેદેહ આવેલા છે. નદીની બીજી તરફ મુખ્ય કરી બાગો આવેલા છે, કે જ્યાં રહાતાબાદ તથા બાબાખન્નુન, કરી બે જરથોશ્તી મોહોલ્લા છે.

તાફ્‌ત પુગ્યા પછી મુબેદ શેહેરયાર મુબેદ પેશોતન ઇરાની, કે જેવણ હાલમાં અહીંયા દસ્તુરીનો ધંધો કરે છે, તેવણે ય. ઝ. ૧૨૯૮ ના સાલમાં લગભગ ૬૦૦૦) રૂપ્યાનો ખરચ કરી, રહાતાબાદ મોહોલ્લામાં એક માલવાલી ઇમારત બંધાવી આપી હતી, કે જ્યાં નીચેના ઓરડાઓ દસ્તુરોને માટે તથા માલ ઉપરના ખુલ્લા ઓરડાઓ મુસાફ-

ા ઉતારાને માટે રાખેલા છે. કમનસીબે શેહેર તરફથી નેમાયલો તનો દસ્તુર યઝદ શેહેરમાં ગયેલો હોવાથી, સરદ હવાને લીધે નીચે વેલા એક ઓટલા ઉપર મને ઉતારો લેવો પડયો.

બપોરે હું ત્યાં બાજુમાંજ રહેતા મદ્રેસાના ઉસ્તાદ સાથે શેહેર ા નીકળી પડયો, તથા બીજે દીવસના ભાષણોની ગોઠવણ કીધી. ન કરતાં તાકતના બે આગેવાન શેખોમાંના એક તરફ ઉસ્તાદે શાન કરી મને દેખાડયો, કે જે તે વખતે કોઇ ઓલખીતા થે વાત કરતો હતો. ઉસ્તાદે મને શેખ સાથે હીંદુસ્તાનથી આવેલા ક જરથોશ્તી તરીકે ઓળખાવ્યો, કે આપણે 'સલામુન અલે ' કીધી, કે તરતજ તેનો જવાબ વાલી, નાકને છેક દાંદે ચહડા- ા વાંકાટીકા ચસમામાંથી મારી તરફ ટીકીને જોઇ, પોતાને કાંઇક ગત્યતા આપી બોલેચ કે, "હું આ માણસ સાથે કામની વાત કરૂં તો પણ તમારી શી ફરમાયશ છે?" મને તો માત્ર તેનું ભંડોલ વાની મતલબ હતી, એટલે પુછયું કે "આ શેહેરમાં મુસલમાનોની તી કેટલી?" જવાબ આપ્યો કે "બાર હઝાર." મેં પાછો સવાલ કીધો ારી હમકોમ એટલે જરથોશ્તીઓ કેટલા?" કહે "બે હઝાર", જોકે ત્ર ૪૯૩ જરથોશ્તીઓની વસ્તી છે. એટલું પુછી મેં કહ્યું કે "હાલમાં ાબી કામની ઘણીજ રોકાણ હોવાથી હું રજા લેવું છું" કરી 'ખુદા ફેઝ' કીધી, કે તરતજ શેખે મને કહ્યું કે "તમે મારા ઘરે આવો તો ત કરયે." મેં જવાબ આપ્યો કે "જો વખત ફાઝેલ પાડીશ તો વીશ." અલબતાં હું ઘરે જઇ આ શેખ સાથે વાત કરવાને ઘણોજ તેજાર હતો, પણ મુદ્દલે વખત ફાઝેલ પાડી શકયો નહી.

## સરેદેહ.

આ મોહલ્લામાં ૭૮ ચુસ્ત જરથોશ્તીઓ વસે છે, કે જેઓમાં ઇપણ જરથોશ્તી બહાઇઝમ ઉપર એતેકાદ ધરાવતો નથી. અહીંયા ક આતશકદેહ છે, જે બેહદીન રૂસ્તમે અર્દશીર મેરબાને સોરખાબ બા ખાનદાનીએ ય૦ ઝ૦ ૧૨૬૧ માં બંધાવ્યું હતું.

ગુશ્તાસ્પે હોરમઝદયાર નામનો દીનદુસ્ત તથા કાબેલ માણસ હીંની અનજુમનનો વડો છે, જે પોતાની કોમની બેહતરી માટે ારૂં કામ બજાવે છે, તથા અહીંના મુસલમાનોમાં પણ સારી લાગવગ ાવે છે. એવણ હીંદુસ્તાન આવી ગયલા હતા.

કીધેલી ગોઠવણ પ્રમાણે ખોરશેદ રોજે આતશકદેહના મકાનમાં એક ભવ્ય મેળાવડો એકઠો મલ્યો હતો, જે વખતે મેં જરથોશ્તીઓના બહાઇઝમ ઉપરના એતેકાદનો ચીતાર આપતાં ગુશ્તાસ્પે હોરમઝદયાર મોટેથી રડી પડયો, જેથી મારીબી છાતી ભરાઇ આવી, અને મજલેસમાં ગંભીર દેખાવ થઇ રહયો. ત્યાર પછી ગુશ્તાસ્પે દરી ભાષામાં મારૂં બોલેલું ગૈરાંઓને કહી સંભળાવી નસીયત આપી. મેં જરથોશ્તી દીનની ખુબી તથા બંદગીના ફાયદા સમજાવી છેક મોડેથી બપોરે બધાઓ વીસરજન થયા હતા.

## રહાતાબાદ.

અહીંયા બધા મલી ૨૪૨ જરથોશ્તીઓ છે, જેઓમાંના લગભગ અરધો ભાગ જરથોશ્તીઓ બહાઇઝમ ઉપર એતેકાદ ધરાવતા માલુમ પડયા. અહીંયા સર દીનશાહ પીટીટની મંડળી હસ્તક ચાલતી મદ્રેસા છે, જ્યાં ૪૨ છોકરાઓ કેળવણી લે છે. બપોરે આ સ્કુલના મકાનમાં મેં અશો જરથોશ્ત સાહેબ વીષે પવીત્ર ગાથામાં આવેલા દાખલા દલીલોથી વીવેચન કરી, વંદીદાદમાં અશો જરથોશ્ત સાહેબે અહરીમનને જે જવાબ આપ્યો હતો, તે પ્રમાણે વખત આવે તો જરથોશ્તી દીનને ખાતર જાન પણ ફીદા કરવાની નસીયત આપી, મેં મારૂં તાનારૂપી ભાષણ ખતમ કર્યું હતું, જે વખતે સરેદેહમાંથી પણ ગુશ્તાસ્પે હોરમઝદયાર તથા બીજાઓએ હાજરી આપી હતી. મારી પોતાની અજાયબી વચ્ચે અહીંયા કોઇએ પણ ધર્મની બાબદમાં મને એક પણ સવાલ પુછયો નહીં.

મહેર રોજે સવારે રહાતાબાદ મોહોલ્લામાં આવેલી છોકરીઓની સ્કુલ તપાસવા ગયો, કે જ્યાં ૨૯ છોકરીઓ મરદની માફક તોર રાખતી એક જુવાન બાઇના હાથ હેઠલ કેળવણી લેતી હતી. હું દાખલ થયો તેની અગાઉ ખબર આપવામાં આવી, અને જઇને જોવુંછ કે તે બાઇ પણ પોતે છોકરીઓની વચ્ચે શીખતી હોય તેવા કાંઇક ચાલાથી જમીન ઉપર બેઠલી હતી. હજી તો હું તાનો મારી બોલવા જાવુંછ કે "આ મદ્રેસા સરસ કે માસતરનનો પણ પગારજ નહીં આપવો પડે વગેરે". એટલામાં મારી સાથે આવેલાએ પેલી માસતરનનું નામ પોકાર્યું કે તેણી ઉઠી, અને ત્યાર પછી મેં દરેક કલાસમાં કઇ કઇ ચોપડીઓ શીખવવામાં આવે છે તે જોવામાં આવતાં, જર-

થોશ્તી ધર્મની કેળવણીને લગતી એક પણ કેતાબ માલુમ ન પડી. સવાલ કરતાં 'ફરૂગે માઝદયસની' નામની એક કેતાબ મને દેખાડવામાં આવી. પાછું પુછયું કે "અહીંયા કેટલાં બચ્ચાંની નવજોત થઇ છે?" જવાબ આપ્યો કે "મને ખબર નથી". ત્યાર પછી મેં ઉપલા કલાસની એક લગભગ તેર વરસની છોકરીને અષેમ વોહુ ભણવા કહ્યું, જે મારી અજાયબી વચ્ચે બરાબર ભણી શકી નહી. મને જે ખાત્રી કરવાની હતી તે કરી લઇ હું ત્યાંથી તરતજ ચાલી ગયો. ટુંકમાં કહું તો મને અટકલ કરવાને વાજબી કારણ મલે છે કે આ મદ્રેસામાં શીખતાં બચ્ચાંઓ કોઇબી રીતે સાચા જરથોશ્તી તરીકે ઉછરી શકે નહી. વળી આ મોહોલ્લાના કોઇએકો જરથોશ્તી છોકરીઓને સારૂ એક નવી ઇમારત બાંધે છે. અફસોસ! રહાતાબાદમાં કોઇ દીનચુસ્ત વડો નથી કે બાકી રહેલા જરથોશ્તીઓને બહાઇઝમના માર્ગ તરફ જતા અટકાવે!

## બાબા ખન્નુન અને શેઠ ખુદારામે મર્ઝબાન.

આ મોહોલ્લામાં ૯૨ જરથોશ્તીઓની વસ્તી છે, અને કોઇપણ જરથોશ્તી બહાઇઝમ ઉપર એતેકાદ ધરાવતો નથી. રહાતાબાદની છોકરીઓની સ્કુલમાંથી બહાર નીકલી, ધોબીતલાવની કયાની કું૦ વાલા શેઠ ખોદારામ મરઝબાને સલામત, જેવણ હાલમાં ઇરાન આવી ગયલા હતા, તેવણે નવી સ્થાપેલી છોકરીઓની સ્કુલમાં ગયો, જ્યાં ૧૪ છોકરાઓ કેળવણી લેતા માલુમ પડયા. ત્યાંથી એજ શેઠે તરતનીજ સ્થાપેલી છોકરીઓની સ્કુલ, કે જે તેવણના મકાનમાંજ છે ત્યાં જઇ, તેઓની તપાસ લીધી. અહીંયા બધી મલીને ૨૩ છોકરીઓ શીખવા આવે છે. આ ઉપલા તથા આવા બીજા ભલાં કામો કરવા માટે શેઠ ખોદારામ મર્ઝબાનને વાજબી શાબાશી ઘટે છે.

છોકરીઓની સ્કુલવાળા મકાનમાં મારા ભાષણની ગોઠવણ કરવામાં આવી હતી અને શેઠ ગુશ્તાસ્પે હોરમઝદયાર તથા હાજર રહેલાઓ આગળ આ મોહોલ્લાના જરથોશ્તીઓની પોતાની દીન તરફની સુસ્તી વીષે ઇસારો કરી સુદરેહ કુસ્તી ઉપર વીવેચન કરી મારૂં બોલવું ખતમ કર્યું હતું. ત્યાંથી શેઠ ગુશ્તાસ્પ હોરમઝદયાર સાથે નદીને પેલે પાર દુર આવેલા બાગે ગુલેસ્તાન મોહોલ્લામાં જઇ, પરવીઝ શાહ જેહાનના બંગલામાં ઉતારો લીધો.

## બાગે ગુલેસ્તાન.

અહીંયા બધા મળી ૮૧ જરથોશ્તીઓ છે અને કોઇપણ જરથોશ્તી બહાઇઝમ ઉપર એતેકાદ ધરાવતો નથી. મરહુમ પરવીઝ શાહજેહાનના બંગલામાં આ મોહોલ્લાના માટીડા બૈરાંઓ ત્યાંના વડા શેઠ રૂસ્તમે મર્ઝબાન સાથે આવી લાગ્યા, જેઓ આગળ મેં આપણા ધર્મની ખુબી સમજાવી હતી. એ પ્રમાણે સવારનો નીકળેલો છેક બપોરે સાડાત્રણ વાગે પાછો મુસાફરખાનામાં આવી, મારા દીની ભાષણોનું કામ બરાબર પાર પડયું, તે માટે સાહેબના શુક્ર કરી, કંઇક સંતોષ સાથે મેં મારૂં બપોરનું ખાનુ ખાધું. આ તકે હું સરેદેહવાળા શેઠ ગુશ્તાસ્પ હોરમઝદયાર તથા ઉસ્તાદ રૂસ્તમ ખોદાદાદનો આભાર માનું છું, કે જેઓની મદદ વગર હું મારૂં કામ આવી સરસ રીતે સરંજામ ઉતારી શકતે નહીં. રાત્રે સરેદેહવાળા શેઠ ગુશ્તાસ્પ હોરમઝદયારના મકાનમાં અમો કેટલાએકો એકઠા મળી, દીની બાબદ ઉપર વાતચીત કરવા લાગ્યા. ત્યાં બીચારો ગુશ્તાસ્પ વાજબી રીતે ફર્યાદ કરવા લાગ્યો કે હીન્દુસ્તાનનો કોઇ જરથોશ્તી અહીં આવી લખે છે કે આતશકદેહની હાલત અફસોસકારક હતી, તો વળી કોઇ બીજો આવી તાના મારી જણાવે છે કે તમે સુદરેહ નથી પહેરતા યા કુસ્તી નથી બાંધતા તેથી તમે જરથોશ્તીજ નથી વગેરે વગેરે ગમે તે બોલી લખી જાય છે, પણ તેઓ હીંદુસ્તાનમાં આસુદગીથી રહેલા સાહેબોને અમારી ઉપર પડેલા ભારે ઝુલમોનો ખ્યાલ તે શું આવે! ખરેખર તાકતના મુસલમાનો બહુજ ઝાલેમ હતા, અને ત્યાંનાજ જરથોશ્તીઓ માત્ર તેઓને બરાબર પીછાનતા. ત્યાર પછી તે બોલ્યો કે તમો હમુને બરાબર રીતે આપણા ધર્મના ફરમાનો સમજાવો કે હાલમાં અમો તે પ્રમાણે અમલ કરવાને શકતીવાન છીયે અને કરીશું.

તીર રોજે સવારે અમોએ આ પહાડોની વચ્ચે આવેલું રળીયામણું ગામ છોડી, બપોરે શેહેરમાં દાખલ થઇ, ચાલુ ભાષણો તથા મુસાફરીથી થાકેલો હોવાથી મેં કાંઇક છુટકારાનો દમ ખેંચ્યો.

બે દીવસ શેહેરમાં રહી તારીખ ૨૪ મી અકટોબરના મેહેર રોજે સવારે પાછું ઝઇનાબાદ તરફ હંકારી, ત્યાંની મદ્રેસામાં આસરો લીધો. બીજે દીવસે એટલે સરોષ રૂઝે એક ખુશનુમા મેળાવડા આગળ મેં આતશની બુલંદી ઉપર તેની શરેહ સાથે રેસાલો વાંચી લાયકોને ચાંદો

પહેરાવી, અશો જરથોશ્ત સાહેબ તથા માણેકજી સાહેબના પીકચરો વેહેંચવામાં આવ્યાં હતાં. આ ટકે હું મારા ઉમંગી મીત્ર સલામતનો ઉપકાર માનું છું.

એજ દીવસની બપોરે ચેમ તરફ કુચ કરી, રશને રોજની સવારે હુસેની તથા બપોરે ખલીલાબાદમાં આપણા ધર્મની બાબદ સમજાવી પીકચરો આપવામાં આવ્યા.

ફરવરદીન રોજની સવારે મુબારકેના આતશકદેહમાં જશન પુરૂં થયા પછી એક મેળાવડા આગળ આતશની બુલંદી વીષે ઇસારો કરી, આતશને મોહમાં લઇ અપવીત્ર કરનારા દુઝખી કામોને ધીક્કારી કાઢી, સુદરેહ-કુસ્તી વીષે લંબાણથી વીવેચન કરી, ત્યાંના નવા નેમાયલા દીનચુસ્ત દેહમુબેદ વફાદાર અર્દશીરને ચાંદ પહેડાવી, પીકચરો વેહેંચી છેક મોડેથી ચેમ પાછો ફર્યો. અહીંયા મારા કામમાં મદદ કરવા માટે હું કઇખુસરૂ ફરીદુને બેહરામનો ઉપકાર માનું છું.

બેહરામ રૂઝે ચેમની મદ્રેસાવાળા મકાનમાં અષોઇ વીષેનો રેસાલો વાંચી, લાયકોને ચાંદો પહેરાવી તથા પીકચરો વેહેંચી, જુવાન બેરાદર બેહરામે ખુદારામનો યોગ્ય શબ્દોમાં આભાર માન્યો હતો. એ પ્રમાણે એ તરફના ગામોમાં મારા કામો પુર સંતોષ સાથે પાર પડયાં તે માટે ખુદાના શુક્ર કરતો રામ રૂઝે શેહેરમાં પાછો ફર્યો.

તે મુબારક દીવસ તારીખ ૧૯ મી નવેમ્બર ૧૯૨૫ નો હતો, કે જે વખતે મેં એકવાર ફરીથી યઝદની ખાક ઉપર આપણા અતી વહાલા પેગામ્બર અશો સ્પીતમાન ઝરથુશ્ત્ર સાહેબના ધર્મ સંબંધી કાંઇક વહેવારૂ કામ કરી બજાવવાની ઉલટ અને ઉમંગ સાથે પગ મુકયો હતો, કે જેને બરાબર એક વરસ થશે, જે દરમ્યાન મઝરેહે કલાનતરથી તે તાફત વેરના એટલે લગભગ ૫૦ માઇલના વીસ્તારમાં આવેલા ખુરરમશાહ, આરાસતાન, ખઇરાબાદ, રેહેમતાબાદ, મોરયાબાદ, કુચબીયોગ, કાસમાબાદ, નસરાબાદ, કસ્નવીયે યા કેનુ, નોસરાતાબાદ, એલાહાબાદ, ચેમ, મુબારકે, ખલીલાબાદ, હુસેની અને તાફત ગામોમાં મેં ૫૯ અસરકારક ધર્મી વાએજો દીની કેતાબોની શાહદતો ટાંકી દેખાડીને તે ગામોનાં રેહેવાસીઓના પુર સંતોષ સાથે કીધી હતી, તથા શેહેરે યઝદની અનજુમન આગળ ૧૦ દીની રેસાલાઓ જુદે જુદે વખતે વાંચી સંભળાવ્યા હતા. આતશબેહેરામમાં મલતી રાતની

મજલેસોમાં મેં ૫૦ રાત હાજરી આપી, ચુંટી કાઢેલા ફકરાઓ ઉપર ટુંક વાએજો કરી, છોકરા છોકરીઓ પણ ભવીષ્યમાં ભાષણ કરતા થાય તેવી આદત પાડવાની મેં તેઓને હરેક રીતના ઉત્તેજન સાથે સંપૂર્ણ ટક આપી હતી.

મારા દીની ભાષણોથી કમનસીબ ગામવાસી જરથોશ્તી ઇરાનીઓ ઉપર સારી અસર થઇ હતી, તથા ડામાડોલ થઇ રહેલા વીચારના જરથોશ્તી ઇરાનીઓ પોતાના પવીત્ર જરથોશ્તી મઝહબ ઉપર પાછા એકીન રાખવા લાગા હતા, એવા ઇસારાઓ જ્યારે હું કોઇએક દસ્તુર, દેહમુબેદ યા બીજાઓ તરફથી સાંભળતો હતો, ત્યારે હઝારો હઝાર શુક્ર કરતો હતો.

ડીસેમબરમાં અહીંયા ઠંડી ૪૫ ડીગ્રીથી તે ૫૫ ડીગ્રી ફેરહનીત વેર ચઢ ઉતર કરે છે. શુકરવાર તારીખ ૫ મી નવેમબરે એકાએક વાદળ ઘેરાઇ જઇ આખો દીવસ હવા સરદ રહી, અને સરેકુહ યા શીરકુહ નામના ઉંચા પહાડની ટોચ ઉપર બરફ પડી શીયાળો શરૂ થયો. તારીખ ૨૭ મી ડીસેમબરે હવા તમામ સરદ થઇ રાતે બરફ પડયું તે છેક બીજે દીવસે બપોર વેર ચાલુ રહ્યું. તારીખ ૨૦ મીએ સવારે ટેમપરેચર ૨૭ ડીગ્રી ઉપર ગઇ હતી.

જે ખેતરોની અંદર મેં જરથોશ્તી દીની બીયાંઓ વાવ્યાં હતાં, તેને પાણી આપવાને વાસ્તે વારે ઘડીયે જીવ ટવળ્યા કરે કે રખેને તેઓ સુકાઇ જાય, તથા જે બે ત્રણ ખેતરો વાવણી કરવાનાં બાકી રહ્યાં હતાં, કે જેની જમીન આ બીયાંને વાસ્તે અનુકુળ ન હતી, ત્યાં પણ જઇને કોશેશ કરી આવવાને વાસ્તે જીવ ચતપત થતો, કારણ કે મને મારામાં પુર વીશ્વાસ આવ્યો હતો; પણ આ ધરમના બીયાંની ખેતી કરવાને વાસ્તેબી યઝદ શેહેરમાં મદદગાર ખેડુત મલવો મુશ્કેલ હતો.

## મારી ઉપડવાની તઇયારી.

આ વખતનો મારો રસ્તો રેતીવાલો સાથે ગુંચવણ ભરેલો હતો. મારો આગલો ભોમ્યો શાહ વરેહરામ કે જે દસ્તુરમાં શરમ હતી, તે એક ગામમાં માસતર તરીકે રોકાઇ ગયલો; રૂસ્તમ કે જે મારી સાથે તાફ્‌ત વેર આવેલો તેમાં ઝાઝું પાણી નહીં; પણ દસ્તુર દીનીયાર બેહરામ નામનો બેઠો બાંધણીનો દસ્તુર કે જે કુહેસ્તાન તથા તમામ ગામોથી માહીતગાર હતો, તે આજે આવું કાલે આવું કરી કર્યા કરે

અને ઠંડી વિશેશ વધતી જાય. આપણે પણ હવે પૈસાની બાબદમાં વધારે હાથ નહી ખેંચતા રાજી કીધો કે, મંગળવાર તારીખ ૨૦ માં નવેમબરે કોઇબા રવેસે ઉપડવાનું ઠેડવ્યું. મુસાફરીમાં સ્કુલના છોકરા છોકરીઓને ઇનામો આપવાને સારૂં તેઓને લાયકની ચીજો મેં મારી ગુજાસ પ્રમાણે ખરીદી લીધી હતી.

## રેતીવાલા રણમાં રાત્રે મુસાફરી.

અગાઉથી કીધેલી ગોઠવણ પ્રમાણે સોમવારની રાત્રે મુસાફરીના સામાન સાથે હું દસ્તુર દીનીયારના ઘેરમાં જઇ સુતો, કે બરાબર બે વાગે ઉઠી, હાથ મોઢું ધોઇ, ચા પી, ખુદાનું નામ ઝબાન ઉપર લઇ અમો ઘેરથી બહાર પડયા. રાત ઠંડી પણ ખુલ્લી હતી અને માહતાબબી જાણે કે અમારા રસ્તામાં રોશની આપવા હજી થોભ્યો હોય તેવું કાંઇ લાગતું હતું. મારો તથા દસ્તુર દીનીયારનો સઘળો સામાન એકજ ગધેડા ઉપર લાધી અમો પાઉંપીયાદા હતા, કારણ કે મારે વાસ્તે છેક કસ્નવીયેહ ગામથી ગધેડું પથવું પડયું હતું. અહીંના સાંકડા રસ્તાવાલી બજારો કે જે મથાળેથી પણ બાંધી લીધેલી હોવાથી અંધારૂં તો એવું કે નહી જણાય રસ્તો, કે નહી જણાય ખાડો. તેમા અધુરામાં પુરૂં બજારના કુતરાઓ આંગ ઉપર ધસી આવે, એવી જાતની હાડમારી ખમતાં બજાર પુરૂં કરી, શેહેર બહાર પડી, ખુલ્લા રેતીવાલા બીયાબાનમાં ચાલુ મુકી, ઘેરથી લગભગ બે માઇલ પગે ચાલી, કસ્નવીયેહ ગામમાં દાખલ થઇ, એક ઓળખીતા જરથોશતીના ઘેરનું બારણું થોકી ઉઠાડી તાપણું સલગાવી બેઠા.

## બડી બામદાદનો દેખાવ.

તરતજ ચા તૈયાર કરવામાં આવી કે પી લઇ, બેઉ ગધેડા ઉપર સામાન લાધી સવાર થઇ, અંધારે ઠંડી લેહેકીમાં બીજા ચાર માઇલ કાપી નોસરાતાબાદ ગામમાં દાખલ થયા, કે જે વખતે સવારનું પહોર ફાટી નીકળ્યું હતું. રેતીવાલા બીયાબાનમાં સવારના પહોરનો દેખાવ તથા શેહેર તરફ જતી ઉંટની વંજારો અને તેઓની ગરદન ઉપર બાંધેલા ઘંટોના અવાજો તરતજ આપણા મનમાં કુદરતનો કાંઇ ઓરજ ખ્યાલ આપતા હતા. ખુદ ઇરાન દેશની ખાક હવે તો તમારા મુબારક કદમને ચુંબન કરવાને આતુર છે, અને જો ખુદાની મેહેરથી તેનામાં બોલવાની શકતી આપી હોય તો તે એમ પોકારી શકે કે

'અય મારા બહાદુર નેયાગાનોના પારસી જરથોશ્તી બેટાઓ! ઝમાનાની ગીરદેશીથી આપણે એક બીજાથી ઘણાજ દુર જુદા પડી ગયા છીયે. જો મારામાં ચાલવાની શકતી હતે તો હું હાલના આઝાદીના ઝમાનામાં પોતેજ તમુને આવી મલતે. પણ અફસોસ! એટલા બધા તે તમે શું એશઆરામમાં પડેલા છો કે તમારી એક વારની માતાને તદનજ વીસરી ગયા છો! કેરશાસ્પ, નરીમાન, સામ, જાલ, રૂસ્તમ વગેરે જેહાન પેહેલવાનોને દુધ પીવાડનારી માતા એકવાર ફરીથી તમુને દુધ આપવા તૈયાર થઇ છે. મુશ્કેલીઓથી બીહીતા ના તથા નાઉમેદીઓથી હીમત છોડતા ના. એ તો આપણી જુદાઇના ૧૩૦૦ વરસોના પડેલા ગાલાથી તમે એવી હાલતે આવી ગયા છો. પણ હું તેજ માતા છું કે તમુને દુધ પીવડાવી પીવડાવી ભવીષ્યની ઓલાદને એકવાર ફરીથી દુન્યામાં મશહુર બનાવીશ.'

નોસરાતાબાદમાં મારા ભોમ્યા દસ્તુર દાનીયારને કંઇ ક્રીયાકાંમ કરવાનું હોવાથી કલાક એક થોભી, ત્રણ માઇલ કાપી, અલાહાબાદ ગામમાં આવી પોહોંચ્યા, કે જ્યાં પણ ક્રીયાકામને લીધે કલાક બેએક ખોટી થવું પડયું હતું. અલાહાબાદ છોડી ત્રણ માઇલ દુર આવેલા જાફરાબાદ ગામમાં ત્યાંના ઉસ્તાદ રૂસ્તમ બેહરામના ઘેરમાં ઉતારો લીધો.

## જાફરાબાદ.

આ ગામનો હેવાલ હું આગલ (પાને ૧૧૫) આપી ગયો છું. રાત્રે ઉસ્તાદ રૂસ્તમે બેહરામના ઘેરમાં એક મજલેસ ભરવામાં આવી હતી, જ્યાં ભૈરાં, માટીડા તથા છોકરાંઓ હાજર હતાં. ત્યાં મેં જરથોશ્તી દીનની મોતેબરી વીષે લંબાણથી વીવેચન કર્યું હતું, જે હાજર રેહેલાઓએ પુર ગંભીરાઇથી સાંભલી વીદાય થયાં હતાં. બીજે દીવસે બુધવારે સવારે સ્કુલનું મકાન કે જે જેહાંગીર અને જમશેદ બેહમને પોતાના મરહુમ ભાઇ બેહમન સુનદેગારને નામે બંધાવી આપ્યું હતું, ત્યાં તમામ અનજુમન એકઠી મલી હતી. ત્યાં મેં સુદરેહ કુસ્તીની ફીલસુફી સમજાવી, સ્ત્રી કેળવણી વીષે ઇસારો કરી છોકરાં છોકરીઓને ઇનામો વેહેંચી આપ્યા બાદ ઉસ્તાદ રૂસ્તમ બેહરામ કે જે બચ્ચાંઓને ધર્મની કેળવણી આપવામાં એટલી બધી ઉલટ લે છે, તેની કદરસનાસી તરીકે તેવણને ચાંદ પહેડાવ્યો હતો. એજ મદ્રેસાના એક બાહોશ ચેલા

ગુશ્તાસ્પ રશીદને પણ એક ચાંદ એનાયત કરવામાં આવ્યો હતો. મદ્રેસામાં કેટલાએકો સાથે ખુશ ગોફતગુ કરતા આતશકદેહમાં જઇ ત્યાંથી પાછા ઘરે આવી, નાસ્તો ખાઇ, સઉને ખુદા હાફેઝ કરી મઝરેહે કલાનતર તરફનો રેતીવાલો રસ્તો પકડયો.

## બેહરામઆબાદ.

રસ્તે જતાં બેહરામઆબાદ નામનું જરથોસ્તી અરબાબની માલેકીનું ગામ નજરે આવ્યું. એ ગામ કેટલોક વખત થયો પાણીની તાણને લીધે ઉજડ જેવું પડેલું છે, કે જ્યાં હાલમાં માત્ર એક બુઢો ઇરાની જરથોસ્તી તેની બાયડી સાથે આવા બીયાબાનમાં અખલો રહે છે. એ પ્રમાણે સવારે ૧૧॥ વાગાના ઉપડેલા તે બપોરે ચાર વાગે ૧૫ માઇલ કાપી, મઝરેહે કલાનતર ગામમાં આવી, અરબાબ અર્દેશીર ખુસરૂના ઘેરમાં મેં ઉતારો લીધો.

ગયે વરસનાં શીયાળામાં હજી તો હું યઝદમાં તરતનોજ આવેલો, ત્યારે આ ગામમાં ભુખમરો પડયો હતો. પહેલી વખત મેં જાતે અનાજ લઇ જઇને વેહેંચ્યો હતો, કે જે વખતે રસ્તામાં બરફ પડયું હતું. વળી પછી એક મહીનો રહીને પહેલાં કરતા સખત ભુખમરો પડી એક જદીદ બીચારો મરણ પામ્યો, કે તુરતજ મેં બીજી વખત જવનો મોટો જથ્થો મોકલાવ્યો હતો, કે જે વખતે મારૂં દીલ મારા મરહુમ ભાઇ સોરાબના ગમમાં તુટેલું હોવા છતાં, જાતી હાથેજ વેહેંચી આપવાની મારા દીલની મકમ ખાહેસ દસ્તુર શાહ વરેહરામ તથા બીજાઓના સમજાવ્યા પછીજ મારી તબીયતનો વીચાર કરી જાતે જવાનું માંડી વાલ્યું હતું. એજ વખતે મેં શરીફાબાદમાં પણ જવનો જથ્થો મોકલાવ્યો હતો. હવે અરબાબ અર્દેશીરનું કહેવું એવું કે હાલમાં પાક સારો ઉતરેલો હોવાથી એ બધાઓને આપેલો જથ્થો પાછો લઇ લેવો અને એલાહેદો રાખવો કે કોઇ બીજી વખતે કામ આવે, જેમ કરવા મેં સાફ ના પાડી હતી.

સાંજે ચા પી, ગામમાં ફરી, એક બીજાને હસીખુશી સાથે મલ્યા ભેટયા કે રાત પડી. ભાનું ખાઇ રહ્યા કે સગડી સલગાવેલા ઓરડામાં બધા ભાઇઓ એકઠા મલી વાતચીતે પડયા પછી, થાકી ગયલો હોવાથી ઝડપથી સુઇ ગયો. બરેસપતવારે સવારે ચા તથા નાન પનીરનો નાસ્તો કરી, નવ માઇલ દુર આવેલા શરીફાબાદ ગામ તરફ

ગધેડું હંકાર્યું. સવારના નવ વાગે ઉપડેલા તે બપોરે બાર વાગે ગામમાં દાખલ થઇ, અરબાબ મેરબાને રૂસ્તમે નોશીરવાનના આલીસાન મકાનમાં ઉતારો લીધો.

## શરીફાબાદ.

આ ગામમાં ૭૯૧ જરથોશ્તીઓની વસ્તી છે, જેઓની હાલત સંતોષકારક છે અને બહાઇઝમ ઉપર એતેકાદ રાખતો કોઇપણ જરથોશ્તી નથી. અહીંયા લગભગ ૩૦૦ મુસલમાનોની વસ્તી છે, કે જેઓ તેર વરસની વાત અગાઉ જદીદ તરીકે ઓળખાતા હતા. અહીંની આબ અંબાર મરહુમ રૂસ્તમે નોશીરવાનની પવીત્ર યાદમાં તેના છોકરા અરબાબ મેરવાને રૂસ્તમે ત્રણ હઝાર રૂપ્યાનો ખરચ કરી નવી બંધાવી છે, કે જ્યાંથી ગામના જરથોશ્તીઓ તથા મુસલમાનો પોતાના મુકરર કીધેલા ગાલામાં દાખલ થઇ, ખાવા પીવાનું પાણી ભરી લે છે. અહીંના આતશકદેહનું મકાન ઘણુંજ સરસ છે, કે જે શેઠ ખુદામુરાદે નોશીરવાને શરીફાબાદીએ ય. ઝ. ૧૨૭૩ માં બંધાવી આપ્યું હતું, ત્યાં દસ્તુર બેહરામ દસ્તુર ખુદારામ વીસ વરસ થયાં કામ કરે છે. અહીંની મદ્રેસાનું મકાન મરહુમ જમશીદ ખુદારામે આજથી લગભગ ૨૫ વરસની વાત ઉપર બંધાવી આપ્યું હતું, જે ખરાબ હાલતમાં આવતું જાય છે અને બંધાવેલી મદ્રેસાઓની એવીજ હાલત હું દરેક ઠેકાણે જોતો આવ્યો હતો. આ મદ્રેસાનો કારોબાર સર દીનશાહ પીટીટની મંડળી હસ્તક ચાલે છે, કે જ્યાં ૪૬ જરથોશ્તી અને ૯ મુસલમાન છોકરાઓ પોતાના કાબેલ ઉસ્તાદ અર્દશીરે ખુદાદાદના હાથ હેઠલ અંગ્રેજીની પણ કેળવણી લે છે. આ ગામની બાજુમાં પસતાંનો પણ પાક થાય છે. અહીંના જરથોશ્તી ઘરોમાં કપડું વણવાની હાથની લુમો શેહેર કરતાં વધારે ચઢીયાતા પ્રકારની મારા જોવામાં આવી.

## અર્દકાન.

અરબાબ મેરબાને રૂસ્તમના મકાનમાં હાથ મોઢું ધોઇ ચા પી, તરતજ દસ્તુર દીનીયાર સાથે શરીફાબાદથી અરધો માઇલ દુર આવેલું શેહેરે અર્દકાન જોવા નીકળી પડયો, કે જ્યાં લગભગ પંદરથી વીસ હજાર માણસોની વસ્તી કહેવામાં આવે છે. બજારમાં ફરતાં એક જરથોશ્તીની વેલાતી કાપડની દુકાન મારા જોવામાં આવી. અહીંનો હલવો વખણાયલો હોવાથી મેં તથા દસ્તુર દીનીયારે થોડો થોડો વેચાતો

લઇ પાછા ફર્યાં. બીજે દીવસે અગાઉથી કીધેલી ગોઠવણ પ્રમાણે મદ્રેસાના મકાનમાં તમામ અંજુમન આગળ સુદરેહ કુસ્તી તથા દીની બાબદોથી ભરપુર એક ભાષણ કરી, સ્ત્રી કેળવણી વીષે ઇસારો કરી જણાવ્યું કે આજે અહીંયા ઓરતો હાજર નથી તે મારા બાબમાં પહેલોજ બનાવ બનેલો હું જોવું છું. ત્યારપછી મેં દસ્તુર બેહરામ તથા અરબાબ મેરબાને રૂસ્તમને તેઓની સેવાની પીછાનમાં તાલીઓના અવાજો વચ્ચે ચાંદો પેહેરાવ્યા હતા. ત્યારબાદ તરતજ શરીફાબાદથી આઠ માઇલ દુર આવેલી ઝીયારતગાહે પીરે હરીશતની અમોએ મુલાકાત લીધી હતી અને તે બાદ તેજ રાત્રે પાછા ઠંડીમાં ઠઠરતા શરીફાબાદ આવી લાગા હતા.

અગાઉથી કીધેલી ગોઠવણ પ્રમાણે આતશકદેહમાં તે રાત્રે ભાષણ કરવાનું હતું. ચાલુ મુસાફરીથી થાકી ગયલો હોવા છતાં, ખુદાનું નામ ઝબાન ઉપર લઇ ત્યાં જઇને જોવુંચ તો કીતસન લાઇટ સળગેલી, અને આતશકદેહના મોટા ગોળ હોલમાં પાક અવસ્તાના સરૂદોથી થતા ગણગણાટથી જાણે અસલી ઝમાનો યાદ આવતો હતો. દરેક છોકરો કે માટીડો કુસ્તી નવી કરવાને સારૂં કમર ઉપરથી પોતાનો બંદ છોડી જમીન ઉપર મુકતો કે, મને કયાની સીપાહ બચ્ચાઓ પોતાનો લશ્કરી કમરબંદ છોડતા હોય તેવું લાગું. મનમાં વીચાર કરૂંચ કે ઇરાન દેશની ખાક ઉપર હવે હું કેવા કેવા દેખાવો જોતો હતો! તરતજ મને ફીરદોસી તુસી યાદ આવ્યો, અને તેજ જુસ્સામાં જેહાનના પેહેલવાન રૂસ્તમને લગતી બેટો ગાઇ, અશો જરથોશ્ત સાહેબનું દાસ્તાન કહી, સાથે આતશની ખુબી સમજાવી, મારૂં બોલવું પુરૂં કરયું હતું. ઘરે જઇ હવા બહુજ સરદ હોવાથી એક ગરમ ઓરડામાં દાખલ થઇ, વાત કરતાં નાન, પનીર, પસતાં વગેરે ખાધા પછી મોડેથી ખાનું ખાઇ હું સુઇ ગયો.

### હસનાબાદ યા કુતબાબાદ.

આ ગામ શરીફાબાદથી ત્રણ માઇલ દુર છે, જ્યાં ૧૧૦ જરથોશ્તીઓની વસ્તી છે, અને કોઇપણ જરથોશ્તી બહાઇઝમ ઉપર એતેકાદ ધરાવતો નથી. ગામ લગભગ ૧૫ વરસ થયાંજ વસેલું છે, અને લગભગ ૬૦ મુસલમાનો પણ ત્યાં ખેતીવાડી કરે છે. ગામમાં આતશકદેહ નથી. મદ્રેસાનું મકાન બાંધવામાં આવેલું છે, પણ માસતરના પગારને લીધે બંધ પડેલું છે, જેથી બીચારા ૨૮ છોકરાઓ કેળવણી વગર બેનસીબ રહેલાં છે. આ ગામનો કલાનતર મર્ઝબાને મહેરબાન તથા બીજાઓ, શેહેરમાં મારી

આગલ આવી મને ઇજન કરી ગયા હતા, પણ ઘણીજ નાચારીએ મેં તે ગામની મુલાકાત લેવાની માંડી વાલી.

શનીવારે સવારે કીધેલી ગોઠવણ પ્રમાણે મદ્રેસાની મુલાકાતે જઇ, ઉસ્તાદ અરદીશીર ખુદાદાદને અને એક હુશીઆર મુસલમીન બચ્ચાને ચાંદો પેહેરાવી, કેળવણીના ટુંકમાં ફાયદાઓ સમજાવી, ઘરે આવી નાસ્તો ખાઇ ૯) વાગે સઘળાઓને ખુદા હાફેઝ કરી ઉપડયા, તે બાર વાગે પાછા મઝરેહે કલાનતર ગામમાં આવી અરબાબ અર્દશીરનાજ મકાનમાં ઉતારો લીધો.

## મઝરેહે કલાનતર.

તરતજ મારા દોસ્ત અરદેશીર આબાદાનને સાથે લઇ અહીંની ત્રણ આબ અંબારોની બરાબર તલાસ કરવા નીકલી પડયો, અને તેને લગતી તમામ સમજ મેલવી, જો કે એ બાબદની મેં અગાઉથી દરેક રીતની પુછપરછ બીજાઓ તરફથી પણ કરી હતી. એક પાણી જે દુર હુસેનાબાદથી ચાલુ રાત દીવસ આવે છે તે તદનજ ખારૂં માલુમ પડયું, કે જે તેઓ ખેતીના કામમાં વાપરે છે; જયારે પીવાના પાણી તરીકે આ ત્રણ આબ અંબારોમાં એકઠું થયલું વરસાદનું પાણી ઉપયોગમાં લે છે. હું ગયો ત્યારે બીજી આબ અંબારનું પાણી પણ એક અઠવાડીયું થયુંજ પુરૂં થયું હતું, અને હવે માત્ર એકજ આબ અંબારના પાણીથી ગામના લોકો કામ લે છે, અને વરસાદની આતુરતાથી રાહ જોવે છે.

સાંજે પાછો ઘરે આવી ચા પી, શીખતી છોકરીઓને એકઠી કરવામાં આવી હતી જેઓની મેં તપાસ કીધી. ગયે વરસે જયારે હું આ ગામમાં ગયો હતો, ત્યારે મેં અરબાબ અર્દશીરને છોકરીઓની સ્કુલ કાઢવાની મજબુત હીમાયત કરી હતી, અને તરતજ ત્રણ મહીના પછી તે શરૂ થઇ હતી. હાલમાં ૧૫ છોકરીઓ ઉસ્તાદ બાનુ બેહરામે નબી-રના હાથ હેઠળ કેળવણી લે છે. રાતનું ખાઇ પી લઇ સ્કુલનાં મકાનમાં ભાષણને વાસ્તે ગયો. છોકરાં, માટીડા, બૈરાં વગેરેથી ઓરડો તમામ ભરાઇ ગયો હતો ને ચાલવાનીબી જગા હતી નહી. ત્યાં મેં આપણી જર-થોશ્તી દીનની ખુબી સમજાવી, સાથે નમુનાનો સદરો આપી, બૈરાંઓ પાસેથી કોલ લીધો કે તેઓ પોતેબી પેહેરે અને પોતાના ધણી તથા છોકરાંઓને વાસ્તેબી તેવીજ જાતનો સીવીને પેહેરાવે. માત્ર અહીંનાજ જદદો આપણી સાથે હાથસે હાથ મેલવવાને તદનજ તૈયાર છે.

આતવારે સવારે સ્કુલના કમપાઉન્ડમાં મેં અશો જરથોશ્ત સાહેબની જીંદગી, ગાથામાંથી મલતી શાહદતો સાથે કહી સંભળાવી, અરબાબ અર્દશીર ખુસરૂના હાથે ઉસ્તાદ બેહરામે ખુદાદાદ તથા એક જદીદના છોકરાને ચાંદો પેહેરાવી, કેટલાએક છોકરા છોકરીને છરી, અશો જરથોશ્ત સાહેબના પીકચરો વગેરેના ઇનામો અપાવ્યાં હતાં. ત્યાર પછી મેં છોકરીઓની નાની સંખ્યા તરફ ધ્યાન ખેંચી, માબાપોને પોતાની છોકરીઓને સ્કુલમાં મોકલાવવાની હીમાયત કરી હતી. અત્રે જણાવવાને ખુશી છું કે અરબાબ અર્દશીરના છોકરા ખુદારામે શેહેરમાં આવી મને કહ્યું હતું કે આંઠ છોકરીઓ નવી દાખલ થઇ હતી અને થોડા દીવસ પછી બીજીબી થતી જશે. ત્યાંથી આતશકદેહમાં જઇ ઘરે ગયો કે નાસતો ખાઇ સામાન બાંધી, સૌને હેતથી છેલ્લી ખુદા હાફેઝ કરી, મઝરેહે કલાનતરથી બાર માઇલ દુર આવેલા અલ્યાબાદ ગામ તરફ ગધેડું હંકારયું. આ ટકે હું અરબાબ અર્દશીર ખુસરૂ તથા તેવણના ધણીયાણી પરીજાનો મારી કીધેલી ઉત્તમ પ્રકારની મેહેમાનદારી માટે ઉપકાર માનું છું.

### અલ્યાબાદ.

મારો ભોમ્યો દસ્તુર આ જુદા ફાંટા તરફ આવવાની આનાકાની કરતો તેનું કારણ હું બરાબર સમજતો હતો, પણ મને મારામાં વીશ્વાસ હતો કે એ તરફના દીન ભુલાઉઓને હું કાંઇક દરજ્જે સમજાવવામાં ફત્તેહમંદ થઇશ. અગીયાર વાગે ઉપડેલા તે બરાબર ત્રણ વાગે ગામમાં દાખલ થઇ, શેહેરયારે ખુસરૂના મકાનમાં ઉતારો લીધો, કે જેવણ મુંબઇ આવી ગયલા હતા. જરા આરામ કરી ચા પી ગામ જોવા નીકલી પડયો કે શેહેરયારે ખુસરૂએ રાત્રે પોતાના ઘેરમાં તમામ અનજુમનને બોલાવી.

આ ગામમાં ૧૩૦ જરથોશ્તીઓની વસ્તી છે, જેમાંના ૧૬ જરથોશ્તીઓ બહાઇઝમ ઉપર એતેકાદ ધરાવતા માલુમ પડયા, જ્યારે કોઇએકો બીચારા ડોલા ખાતા માલુમ પડયા. અહીંની મદ્રેસાનો કારોબાર ઇરાની જરથોશ્તી અનજુમનના હાથ હેઠળ ચાલે છે, જ્યાં ૨૦ જરથોશ્તી, પાંચ મુસલમાન તથા એક જદીદનો છોકરો મલી ૨૬ બચ્ચાંઓ ઉસ્તાદ કયખુસરૂ રૂસ્તમના હાથ હેઠળ કેળવણી લે છે. એજ મદ્રેસાના મકાનમાં થોડીએક છોકરીઓ પણ એજ ઉસ્તાદ પાસે શીખે છે. મુસલમાનોની વસ્તી ૫૦ માણસોની છે. આ ગામમાં આતશકદેહ નથી.

રાત્રે એક સારી જેવી સંખ્યામાં માટીડા બૈરાં છોકરાં વગેરે હાજર હતાં, જ્યાં મેં તેઓની આગળ આપણા બુલંદ ધર્મની ખુબીઓ સમજાવી, બીચારા અજ્ઞાન જરથોશ્તીઓને કેટલાએકો કેવી રીતે જાલમાં સપડાવી, બહાઇઝમ તરફ ઘસડી જાય છે તે વગેરે કહી સંભળાવ્યું હતું, જે વખતે મારા ભાષણની વચ્ચે થોડાએક સવાલો પુછવામાં આવ્યા હતા.

સોમવારે સવારે મદ્રેસામાં જઇ છોકરા છોકરીઓની તપાસ લઇ, કીધેલી ગોઠવણ પ્રમાણે સ્કુલના કમપાઉન્ડમાં મેં સુદરેહ-કુસ્તીની ફીલસુફી તથા પેગામબર અશો જરથોશ્ત સાહેબની જીંદગીનો હેવાલ વગેરે કહી સંભળાવી, એક જરથોશ્તી તરીકે જન્મ લઇ, જરથોશ્તી તરીકતો પાલી, એક ચુસ્ત જરથોશ્તી તરીકે રહેવાની મેં નસીયત આપી, કેળવણી વગરની માતાના બચ્ચાંઓને કેવી રીતે મેં રસ્તે ધુલ ખાતાં જોયાં તેનો દાખલો આપી, મેં મારૂં બોલવું ખતમ કીધું હતું. ત્યાર પછી મેં અશો જરથોશ્ત સાહેબ તથા માણેકજી સાહેબના પીકચરો વેહેંચ્યા હતા.

### મોહેડયાબાદ રૂસ્તાક.

આ ગામ અલ્યાબાદથી ૬ માઇલ દુર છે, જ્યાં ૭૧ જરથોશ્તીઓની વસ્તી છે, અને બહાઇઝમ ઉપર કોઇ પણ જરથોશ્તી એતેકાદ ધરાવતો નથી. મુસલમાનોની વસ્તી લગભગ ૧૫૦ માણસોની થવા જાય છે. જેહાંગીરે બેહમરદ આ ગામનો કલાનતર છે, જે બીજાઓ સાથે શેહરમાં આવી મને પોતાના ગામની મુલાકાત લેવાને ઇજન કરી ગયો હતો પણ દલગીર છું કે હું ત્યાં જઇ શક્યો નહીં. આ ગામમાં મદ્રેસા યા આતશકદેહ જેવું કાંઇ નથી.

અલ્યાબાદની મદ્રેસામાંથી બહાર પડી ઘરે જઇ કેટલાએકો સાથે ચોક્કસ વાતચીત કરી નાસ્તો ખાધો કે બે માઇલ દુર આવેલા હુસેનાબાદ તરફ ગધેડું ડપટાવ્યું. માર્ગમાં હસનાબાદ ગામ કે જ્યાં તમામ મુસલમાનોની વસ્તી છે તે પસાર કરી હુસેનાબાદમાં આવી, દસ્તુર દીનીયારની ઓળખીતી બાઇના ઘેરમાં ઉતારો લીધો. અલ્યાબાદનો ઉસ્તાદ કયખુસરૂ કે જે હુસેનાબાદ ગામનો વતની હતો, તેને મેં અગાઉથી આ ગામનાં મારા આવવાની ખબર આપવા મોકલ્યો હતો.

### હુસેનાબાદ.

આ ગામમાં ૧૩૮ જરથોશ્તીઓ વસે છે, જેમાંના લગભગ ૧૦૧ જણાઓ બહાઇઝમ ઉપર એતેકાદ ધરાવે છે. લગભગ ૬૦૦ મુસલમાનો

પોતાના તદ્દન એલાહેદા મોહોલામાં વસે છે. ચાલીસ વરસની વાત ઉપર મરહુમ અરબાબ ખુદામુરાદે મેહેરબાને આતશકદેહનું મકાન બાંધ્યું હતું, પણ તે હજી એમનું એમજ આતશ પરથાવ્યા વગર પડેલું છે.

તરતજ હું અલ્યાબાદના ઉસ્તાદ કયખુસરૂને લઇ ગામ જોવા નીકળ્યો પછી કહ્યુ કે 'ભાઇ! તારે વાસ્તે મેં બહુજ ફરીયાદ સાંભળીચ, હવે તું શું ખુલાસો કરવા માંગેચ?' હવે હુસેનાબાદની કાંઇક હકીકત સાંભળતો જાવું અને ફરતો જાતું એટલામાં સામેથી એક ડોસેન્ત મુસલમીને મને સલામુન અલેકુમ કીધી, કે તરતજ ઉસ્તાદ કયખસરૂએ મને અહીંની પારસી છોકરાઓની સ્કુલના ઉસ્તાદ તરીકે ઓળખાવ્યો. હવે આ મુસલમીન ઉસ્તાદે મને મદ્રેસાનું મકાન દેખાડી આવતી કાલે સવારે છોકરાઓને તપાસવાની અરજ કીધી. હું ઉસ્તાદ કયખુસરૂ તરફની હકીકત સાંભળવાને ઇંતેજાર હોવાથી, આ નવા સાથીને રૂખસદ આપી, ઉસ્તાદ કયખુસરૂ જે હાલમાં હુસેનાબાદથી એક માઇલ દુર આવેલા અસરાબાદ ગામમાં રહે છે, ત્યાં વાત કરતા ચાલુ મુકયું. હુસેનાબાદમાં બધાંને ખબર આપવામાં આવી કે આવતી કાલે બપોરે હું ભાષણ કરવા આવીશ. એ પ્રમાણે હુસેનાબાદમાં પાછા ફર્યા ત્યારે તરતનોજ સુરજ અસ્ત પામ્યો હતો, અને તે અરસામાં દસ્તુર દીનીઆર તરફથી સઘળાઓને અમારા મકાનમાં ભાષણને સારૂં ભેગા થવા માટે ખબર આપવામાં આવી હતી.

તરતજ અમારી સાથવાળા જરથોશ્તીઓ તરફથી કાનસ, ગાલીચા વગેરે પાંથરવામાં આવ્યા હતા, અને આપણેબી ત્યાં એક ચોક્કસ જગા પસંદ કરી ખુદાનું નામ લઇને બેઠક લીધી. શરૂઆતમાં મારી તરફવાળાઓ આવી બેઠા કે પછી આસ્તે આસ્તે બહાઇઝમ ઉપર એતેકાદ ધરાવનારા જરથોશ્તીઓ પણ આવતા ગયા. એ વખતે તેઓમાંના કેટલાએકો સાથે પેલો મુસલમીન ઉસ્તાદ, કે જે બહાઇઝમમાં માનનારો હતો, તે પણ આવી લાગો. તરતજ મેં તેને બહાર જવા ફરમાવ્યું, એવી મતલબે કે એક પારકાના ઘેરમાં મલેલી મીજલસમાં ઇજન વગર તેનાથી હાજર કરી શકાય નહિ. આ વખતે એની સાથવાલાઓમાં ભારે ઉશકેરણી ફેલાઇ હતી, જે દેખાવ મેં શાંતીથી જોયા કીધો. હવે છોકરાં માટીડા તથા બૈરાંઓથી એટલાઓ તદ્દનજ ચીકાર થઇ ગયા હતા. આ રાત્રે મેં જુદીજ રીતે મારૂં બોલવું શરૂ કીધું. પહેલાં તો તે સાહેબની લંબાણથી સ્તુતી ગાઇ, તેની દરગાહમાંથી મોકલાવેલા વખશુરે વખશુરાન

અશો સ્પીતમાન જરથુશ્ત્ર સાહેબ ઉપર આવી, પવીત્ર ગાથાના ફકરાઓ સાથે સરેહ કર્યા પછી તેવણ સાહેબની દીનની બુલંદી વીષે બોલવા લાગો કે હવે એ લોકોની ધીરજ ખુટી ગઇ અને હુશંગી દીનના શબ્દો સાથે સવાલની શરૂઆત થઇ. આ તમામ વખત હું ઘણીજ શીરીન જબાન વાપરતો તથા સાથે લાગો મારા બોલવાથી એ લોકો ઉપર કઇ રીતની અસર થાય છે તે બારીકીથી તપાસતો. મારા તરફના જવાબની શરૂઆતમાં મેં પાછું કહ્યું કે મેં પહેલાંથીજ તમો લોકોને ઇસારો કર્યો હતો કે તમારી ચામડી લાંબા વખતની સુન મારી ગયલી હોવાને લીધે મારૂં તીર તમારા કલેજાને જો કે વીંધી તો નહીં શકશે, તો પણ જો થોડી ઘણીબી અસર કરી શકશે તો હું મારી મહેનતનો બદલો મળેલો સમજીશ. એ પછી લગભગ અરધી રાત વેર તેઓ તરફથી સવાલો પુછાયા અને હું એકલો એટલો તો મીઠાસથી તેઓને સમજ પડે તેવી રીતે જવાબ આપતો રહ્યો કે હવે મને ખુલ્લું માલુમ પડયું કે હું તેઓ ઉપર પુરેપુરી અસર કરી શકયો છું. તેઓના માંગવાથી મેં તરતજ ફારસી અવસ્તા બા માએની તથા ફરૂગે માઝદયસ્નીની કેતાબો આપી, તરતજ એક નમુનાવાળો સદરો કાહડી આપી, તે એક માઝદયસની જરથોશ્તી દીનની નીશાન તરીકે બદન ઉપર પેહેરવાની તથા તેની ઉપર કુસ્તી બાંધવાની ફરજ જણાવી હતી. આ વખતે લગભગ અર્ધી રાત થવા આવેલી હોવાથી તમામ બૈરાં છોકરાંઓ ચાલી ગયાં હતાં, અને અમો ઘણાજ મોહોબતથી છુટાં પડયાં હતા. અલ્યાબાદમાં સવારના નાસતા પછી એક ટનખું પણ મોહ ઉપર મુકેલું ન હોવાથી જો કે ભુખ તો મરી ગઇ હતી, તોપણ ઘરની બાઇએ પણ ઘણીજ મહેરબાનીથી મારી આગળ ગરમ ચાવલ, પપેતા, છાસ, નાન પનીર લાવીને મુકયું, તેમાંથી થોડીએક છાસમાં ખાંડ નાંખી તે પી લઇ તરતજ સુઇ ગયો.

મંગળવારની સવાર ઘણીજ સરદ હતી અને વાદળ પણ તદનજ ઘેરાયલું હતું. અમારી તરફવાલા જરથોસ્તીઓ જો કે ગઇ રાતના વાદવીવાદથી ઘણાજ ખુશ જણાતા હતા, તોપણ હું તો મારા વીચારમાં ગંભીરજ હતો. ગઇ રાતની મીજલસમાંથી મેં પેલા મુસલમીન ઉસ્તાદને અરજ કરી બહાર જવા ફરમાવ્યું હતું, તેથી મેં મદ્રેસાની મુલાકાતનો વીચાર માંડીજ વાલ્યો હતો. પણ એટલામાં ગઇ રાતના બહાઇઝમમાં

માનનારા આગેવાન જરથોશ્તીઓ આવી લાગા અને તેઓ સાથે પહેલાં છોકરાંઓની મદ્રેસાના વીશાળ કમ્પાઉન્ડમાં હું દાખલ થયો. બધાઓની અજાયબી વચ્ચે જે ઓરડામાં છોકરાંઓ શીખતા હતા, તેના દરવાજાથી પાંચ કદમ દુર હું ઉભો રહી ગયો. તરતજ તે મુસલમીન ઉસ્તાદ કલાસમાંથી બહાર આવી મને લેવા આવ્યો કે હું દાખલ થયો. પહેલાં મેં અવારનવાર છોકરાંઓને તેઓના નામ પુછી કાગળ ઉપર લખવા કહ્યું. જે છોકરાંઓ ફારસી નામોને બદલે અરેબીક રચનાના નામો બોલતા કે તરતજ પુછતો કે તમારા પયગામ્બર સાહેબનું નામ શું ? અરે, એમાં બીચારા કોમળ બચ્ચાંઓનો તે શું તકસીર! છોકરાઓને બરાબર તપાસ્યા પછી, ઉસ્તાદનો આભાર માની, ત્યાંથી અમો છોકરીઓની સ્કુલમાં ગયા. બચ્ચાંઓને થોડા ઘણા સવાલો પુછયા પછી, મેં મારા ધર્મ સંબંધી વીચારો સાફસાફ જણાવ્યા હતા, કે જે વખતે કોઇ કાંઇ પણ બોલ્યું ન હતું, જો કે મુસલમીન ઉસ્તાદ પણ ત્યાં હાજર હતો. આ ઉસ્તાદનો તથા પારસી માસતરનનો પગાર ગામના લોકો પોતેજ આપે છે. અહીંયાથી અમો સઘળાઓ ઘરે આવ્યા અને હવે કાંઇ પણ વધારે વાતચીત કરવામાં ફાયદો ન જોતાં તેઓને ખુદા હાફેઝ કરી આશા દેખાડી કે, 'તમે મને શેહેરમાં આવી મલવાની જરૂરજ મહેરબાની કરશો'. નાસ્તો ખાઇ ત્યાંથી અસરાબાદ ગામ તરફ હેર્યું લીધું.

## અસરાબાદ.

આ ગામમાં ૭૦ જરથોશ્તીઓ વસે છે અને બહાઇઝમ ઉપર એતેકાદ રાખતો કોઇપણ જરથોશ્તી નથી. માત્ર ૧૫ મુસલમાનો ખેતી કરે છે. અહીંયા મદ્રેસા ન હોવાને લીધે બીચારા ૨૩ બચ્ચાંઓ કેળવણી વગર બેનસીબ રહેલાં છે. આ ગામમાં આતશકદેહ નથી. અહીંના કલાનતર લોહરાસ્પે બેહમરદને હુસેનાબાદના વાદવીવાદની ખબર પડેલી હોવાથી ખુશ ચેહરે મને આવકાર આપી પોતાના મકાનમાં લઇ ગયો. ગરમ ચા પીધી કે તરતજ ગામવાસીઓ એકઠા થયા, અને તેઓની આગલ મેં નમુનાનો સદરો આપી તે પેહેરવાના ફાયદા તથા બીજી દીની નસીયતો આપી અશો જરથોશ્ત સાહેબ તથા માણેકજી સાહેબના પીકચરો વેહેંચ્યા. ત્યાર પછી અમો બપોરનું ખાઇ, ચા પી લોહરાસ્પ સાથે ત્યાંથી ત્રણ માઇલ દુર આવેલા એલાહાબાદ ગામ તરફ ગધેડું હંકારયું. હવે હવા તદનજ સરદ થઇ હતી, અને પછી વરસાદનું એક ઝાપટું પડયું. મારા ભોમ્યાનો ચેહરો

લાલ જોઇ હું તો સમજી ગયો, કારણ કે હુસેનાબાદની રાતના વાદ-વીવાદ પછી એની છાતી બહુ ખીલેલી માલુમ પડી અને મારી તરફ ઘણી માયા દેખાડવા લાગો, જો કે મેં એને ઇસારો કર્યો હતો કે, 'ભાઇ? તું કોઇ આગળ એ બાબદ વીષે વધારે બોલતો ના, નહીં તો કે મારૂં કામ બગડશે.' વરસાદ પડી રહ્યા પછી કેવી ખુશનુમા હવા! કેવો સુંદર બરફવાલા પહાડોનો દેખાવ! એ પ્રમાણે ખુદરતી દેખાવો નીહાલતો અને વાતો કરતો એલાહાબાદ ગામમાં દાખલ થઇ લોહારા-સ્પની છોકરીના ઘેરમાં ઉતારો લીધો.

### એલાહાબાદ.

આ ગામનો હેવાલ હું ૧૧૬–૧૧૭મે પાને આપી ગયેલો છું. રાતે આત-શકદેહમાં મેં એક દીની ભાષણ આપી ઇસારો કીધો કે આવાં એક સુખવાસી ગામમાં હજી સુધી ૬૫ છોકરીઓ કેળવણી વગર પડેલી છે.

બુધવારે સવારે આતશકદેહમાં સુદરેહ કુસ્તી ઉપર એક ટુંક વીવેચન કરી, પીકચરો વેહેંચી, ત્યાંથી પાછા નોસરાતાબાદ ગામ તરફ જવાને ઉપડયા.

### નોસરાતાબાદ.

આ ગામનો હેવાલ હું ૧૧૮–૧૧૯મે પાને આપી ગયલો છું. ગામમાં દાખલ થઇ ઇરાની જરથોશ્તી અંજુમનના કારોબાર હસ્તક ચાલતી મદ્રે-સામાં ઉતારો લીધો, કે જ્યાં ૨૭ જરથોશ્તી તથા ૧૬ મુસલમીન છોકરાઓ કેળવણી લે છે. ગયે સાલ જ્યારે હું આ ગામમાં આવી ગયો હતો, ત્યારે છોકરીઓની મદ્રેસા બંધ પડી હતી, તેજ વખતે મેં સ્ત્રી કેળ-વણી વીશે ઇસારો કરતાં પાછી ચાલુ કરવામાં આવી હતી, જ્યાં હાલમાં ૧૮ છોકરીઓ શીખે છે. આ સ્કુલના છોકરા છોકરીઓની મેં તા૦ ૫ મી તથા ૬ ઠી અકટોબરે પરીક્ષા લીધી હતી. દીનની બાબ-દમાં ગામ સુસ્ત છે અને ઠાકજ છે કે આતશકદેહ નથી.

બપોરનું ખાનું ખાઇ રહ્યા પછી સ્કુલનાજ મકાનમાં એક મેળા-વડો કરવામાં આવ્યો હતો, જ્યાં મેં કેળવણી ઉપર ભાષણ કરી છોકરાં, છોકરીઓને ઇનામો તરીકે ચાંદ, પીકચરો, રોકડ રકમ વગેરે આપ્યાં હતાં. અહિંયા શીખતા અગ્યાર મુસલમીન છોકરાઓને પણ કોઇને એક તો કોઇને બે કેરાન આપી ઉત્તેજન આપ્યું હતું. ત્યાર પછી સદરા કુસ્તી ઉપર વીવેચન કરી તે પેહેરવાની સખત તાકીદ કીધી હતી.

આ ગામની નજદીકમાં આવેલા મુસલમીન ગામનું નામ ગોરદે ફરામર્ઝ કરી કહેવામાં આવે છે.

સાંજે ચા પી ચાલુ મુકી, રાત્રે કાંઇ નવીજ ઉલટ, હોંસ અને ઉમેદ વચ્ચે યઝદ શેહેરના દરવાજામાં દાખલ થતાંને વાર તે સાહેબને યાદ કરી, શીયાળાના ચાલુ નવ દીવસની ગધેડા ઉપરની અતીશય થાકવી નાંખનારી બરાબર ૧૦૦ માઇલની મુસાફરી કરી, ૧૩ દીની ભાષણો અને તેટલાજ પ્રમાણમાં વીવેચનો તથા વાદવીવાદથી ડાકેલાં મગજ તેમજ દરેક રીતની ગામે ગામની તપાસથી મગજ ઉપર પડેલા બોજા છતાં પુર સંતોષ અને આનંદથી મારા મકાનના ખાટલા ઉપર હું કાંઇક આરામથી સુઇ ગયો.

હવે મને હુસેનાબાદનો ખ્યાલ આવ્યા કરે, કારણ કે ત્યાંના જે જરથોશતીઓ બહાઇઝમમાં માને છે તેઓ પાછા પાક જરથોશ્તી ધર્મ ઉપર એતેકાદ રાખતા થાય તો હું મારી જીંદગીનો એક યાદગાર બનાવ લેખીશ. ખોદાના હુકમથી આ 'રૂઇનદેઝ' જમીનદોસ્ત થાય તો મેહેડોયાબાદ, કુચબાયોગ, મોરયાબાદ તથા તાફતના રહાતાબાદ મોહોલ્લાના બુરૂજોને પડતાં વાર ન લાગે.

શેહેરમાં આવ્યા પછી એક અઠવાડીયું રહીને આદર રોજના મુબારક દીવસની સવારે પેલી રાતે હુસેનાબાદ ગામમાં સવાલ કરનાર શીખેલો જવાન આવી લાગો. માયાથી મારી સાથે દીન ધરમની પુછપરછ મેળવી, એક મહીનો રહીને આવકારદાયક ફેરફારો જોવાની વધાઇ આપી ઇજન કીધું. જો કે હું તો શકમંદ હતો તોપણ મારો ડોળો તેજ તરફ ટાંકી રાખેલો હતો. તે જવાનના ગયા પછી તરતજ અહ્યાબાદનો ઉસ્તાદ કયખુસરૂ આવી લાગો. તે મને કહેવા લાગો જે હુસેનાબાદમાં તમારા તે રાતના વાદવીવાદથી તેઓ ઉપર સારી અસર થઇ હતી અને જો એ પ્રમાણે ત્યાં બીજાં બે ત્રણ ભાષણો આપો તો તેઓ પાછા જરથોશ્તી ધર્મ ઉપર એતેકાદ રાખે ખરા. એની બીજે દીવસે પેલા મુસલમીન ઉસ્તાદે પણ મને વળતી મુલાકાત આપી, જરથોશ્તી ધર્મ સંબંધી કેટલાએક સવાલો કીધા હતા, જેમાંનો એક સવાલ આપણા પાક પયગામબરની હસ્તી વિષેનો હતો.

હુસેનાબાદ ગામમાં મેં કીધેલી કોશેશોનું પરીણામ એ આવ્યું કે, જયારે હું મુંબાઇ આવવા નીકલ્યો તેની દોઢ મહીના અગાઉ પેલા

મુસલમીન ઉસ્તાદને તેની સાથવાલા જરથોશ્તીઓએ પોતાની સ્કુલમાંથી દુર કીધો હતો, અને મારી આગલ તેઓએ પોતાનાં ગામની સ્કુલમાં મારી મરજી પ્રમાણેનો નવો માસતર રાખવાની ભલામણ કીધી હતી. અફસોસ? કે હું સર દીનશાહ પીટીટની મંડળી તરફનો પ્રતીનીધી ન હતો કે કેળવણીના ફંડમાંથી દસ તુમાનના પગારે એક જરથોશ્તી માસતર રાખી બીચારાં બચ્ચાંઓને બહાઇઝમને બદલે જરથોશ્તી ધર્મની કેળવણી અપાવતે. હુસેનાબાદ જેવા ગામમાં આવી તક પાછી મળવી મુશ્કેલ છે.

## મેહેદીયાબાદ યા કુલાબાદ.

આ ગામ શેહેરથી માત્ર દોઢ માઇલ દુર આવેલું છે, જ્યાં ૧૫૯ જરથોશ્તીઓ વસે છે, જેઓમાંના લગભગ ૧૦૦ ઉપર જરથોશ્તીઓ બહાઇઝમ ઉપર એતેકાદ ધરાવે છે. અહીંની છોકરા છોકરીઓની સ્કુલોનો કારોબાર હુસેનાબાદની માફક ગામવાસીઓજ ચલાવે છે, જ્યાં તેઓને બહાઇઝમનું જ્ઞાન આપવામાં આવે છે. સારૂં છે કે અહીંયા નોસરાતાબાદ, હુસેનાબાદ તથા અલ્યાબાદની માફક આતશ-કદેહ નથી. આ ગામના હવા પાણી સારાં હોવાથી કોઇ એક મુસલમીન માલેકીના બાગો જોવામાં આવે છે, જો કે તેઓની વસ્તી જેવું કાંઇ નથી.

આ ગામમાં હું મારા ભોમ્યા સાથે દરેક રીતનો ભેદભરમ જાણવા અરધો એક દજન વખત ઉપર જઇ આવ્યો હતો, અને ત્યાર પછી બરાબર સાબુત ટાંકણું સાંધી, શનીવાર તા૦ ૨ જી એપ્રીલ ૧૯૨૭ ની બપોરે એક વાગે મારા ભોમ્યા સાથે જઇ, દેહમુબેદને બોલાવી, ગામમાં મારા ભાષણને વાસ્તે બધાઓને ઓચીંતુ ઇજન કરાવ્યું. અલબતાં ગામ-વાસીઓની સ્કુલ સીવાય બીજી કોઇપણ લાયક જગા મારા ભાષણને વાસ્તે મળવી મુશ્કેલ હતી. આપણે એક બાગમાં પાણીના નાળાં આગલ જઇ બેઠા, કે કલાક એક રહી મારા ભોમ્યાએ ખબર આપી કે આપણી મકસદ પ્રમાણે જમાયત મલેલી છે, તેથી હવે તમે ત્યાં આવો. સ્કુલમાં પાંચેક મીનીટ ખેરઆફ્રીયત તથા બીજી વાતચીતમાં પસાર કરી, મેં મારૂં ભાશણ શરૂ કીધું. હું જાણતોજ હતો કે બીજી વખત આવો લાગ મને આ ગામમાં મલવો મુશ્કેલ થઇ પડશે, તેથી મેં નકકી વીચારજ કીધેલો હતો કે અહીંના બહાઇઝમમાં માનનારા જરથોશ્તીઓ બીચારા અજ્ઞાન જરથોશ્તી ઇરાનીઓને ચોકકસ સવાલો પુછી પોતાને

ધરમની બાબદમાં કેવું એક જ્ઞાન હોય તેવું ડોળ ઘાલે છે, તેવા સવાલોનો સંપુરણ ખુરદોજ કરી નાંખવો. એ હીસાબે લંબાણ વીવેચન સાથે તે લોકોના સવાલોનો જવાબ આપતો. છેલ્લે ચીથરેમ બુચાતની સેતાયશને આધારે બેહેરામે વરજાવંદ વિષે ઇસારો કરી, મેં મારૂં બોલવું લગભગ દોઢ કલાકે ખતમ કીધું હતું. એ વખતે મજલીસમાં હાજર રહેલા કોઇએક જરથોશ્તીઓએ હુસેનાબાદની રાતની મજલીસની માફક પોતે હજીબી જરથોશ્તી હોવાને સબબે પોતાની મગરૂરી જાહેર કીધી હતી.

યઝદના ચોક્કસ ગામો તેમાં મુખ્ય કરીને હુસેનાબાદ તથા મેહેદી-યાબાદ યા કુલાબાદમાં વરસો વેર કોઇ પણ જરથોશ્તીએ હજી સુધી ત્યાં જઇ પાક જરથોશ્તી દીન ઉપર જાહેરમાં વાએજ કીધી નથી યા તેઓ સાથે સવાલ જવાબો કરવાની હીમત બતાવી નથી; પણ મારા જેવા એક કમોના બંદાને તે સાહેબની બરકતથી મળેલાં કવ્વત તથા હીમતને આધારે યઝદની આજુબાજુ ૫૦ માઇલના વીસતારમાં આવેલા ૨૫ દીનદુસ્ત યા દીનદુશ્મન ગામોમાં, શુ સરદી યા શું ગરમીમાં રખડી રઝળી, જે જે કામો મેં ઇરાનની ખાક ઉપર કરી બજાવ્યાં છે, તે માટે જો પેલો માત્ર એકજ જીવ તે દીનશાહ જીજીભાઇ ઇરાની સોલીસીટર પોતે સંતોષ પામશે તો હું મારી મેહેનતનો પુરેપુરો બદલો મળેલો સમજીશ. જેમ પહેલા માણેકજી સાહેબ (હાંતરયા) કાંઇ પી. એચ. દી. ન હતા (જો કે તે છતાં તેવણ સાહેબ તે ઝનુની વખતમાં પણ ભલા ભલા મુલ્લાંઓને ધર્મની બાબદના સવાલમાં માહાત કરતા હતા) તેમ હું પણ નથી. અરે અહીંયા તો ચોક્કસ અંદાજેના ધર્મ તથા તવારીખી જ્ઞાન સાથે સાધારણ અક્કલનું વધારે કામ પડે છે.

છેલ્લાં બાકી રહેલાં આ મેહેદીયાબાદ ગામમાં પણ જરથોશ્તી ધર્મની બુલંદી સમજાવવામાં હું ફત્તેહમંદ થયેલો હોવાથી મને સંતોષ મલ્યો કે યઝદમાં મારા ટુંક મુદતના વસવાટ દરમ્યાન ફારસી જેવી અંજાણી ભાષામાં મેં મારા હમદીનોમાં તો શું પણ તેઓમાંના કેટલાએકો જેઓ બાહાઇઝમ ઉપર એતેકાદ ધરાવતા હતા તેઓ ઉપર પણ સારી અસર હું કરી શકયો હતો.

---

ઇરાન મધે યઝદ શેહેર તથા તેની આસપાસ ૪૦ માઇલ સુધીના જીલ્લામાં જરતોશતીઓની વસ્તીનો કોઠો (ઇ. સ. ૧૮૫૪ માં મરહુમ શેઠ માનેકજી હાંટરયાએ છપાવેલો).

| ગામોનાં નામ. શ્રી ઇરાન દેશનાં યઝદ શેહેરનાં મોહોલ્લા તથા તેની આસપાસનાં ગામોનાં નામ. | મરદોની વસ્તી. | છોકરાઓની વસ્તી. | ઓરતોની વસ્તી. | છોકરીઓની વસ્તી. | જુમલે ૯૯ ગામની વસ્તી. | હાલમાં ક્યાં ક્યાં આતશકદેહ છે. |
|---|---|---|---|---|---|---|
| યઝદ શેહેર મધેનાં મોહોલ્લા. | | | | | | |
| મોબેદોનો મોહલ્લો .. .. .. | ૫૬ | ૫૮ | ૭૬ | ૫૫ | ૨૪૫ | આતશ બેહેરામ |
| કુચે જાબે શીરમરદ .. .. .. | .. | .. | .. | .. | .. | આદરીઆન મોહટું |
| માહાલેથલ .. .. .. .. | .. | .. | .. | .. | .. | ,, મુસલમાનોએ ઘેરી લીધું છ |
| માહાલે શશતી .. .. .. .. | ૨૨૩ | ૨૧૫ | ૩૩૬ | ૨૫૦ | ૧૧૩૪ | સારૂ મોહટું આદરીઆન છે પણ તારાજ થાએચ |
| માહાલેશરે બરદે આર્શીઆબ .. | .. | .. | .. | .. | .. | .. .. |
| માહાલેશરે ચાર કુચા .. .. | .. | .. | .. | .. | .. | .. .. |
| મોરીઆબાદ .. .. .. .. | ૧૧૫ | ૧૫૫ | ૧૬૨ | ૧૦૯ | ૫૪૧ | સારૂ આદરીઆન છે |
| આબેશાઇ તે નઇમાબાદ .. .. .. | ૧૮ | ૧૭ | ૨૩ | ૨૪ | ૮૨ | .. .. |
| મજરે હાજી અબુ કાશમ.. .. .. | ૩૩ | ૬૪ | ૩૭ | ૩૮ | ૧૭૨ | અમથી જગેઆ છે |
| ખુરમશાઇ .. .. .. .. | ૧૪૪ | ૨૩૪ | ૨૩૫ | ૧૫૪ | ૭૬૭ | સારૂ આદરીઆન છે |
| કુચે બીઆક .. .. .. .. | ૯૨ | ૧૦૩ | ૧૧૮ | ૧૦૪ | ૪૧૭ | .. .. |
| નશરાબાદ .. .. .. .. | ૪૯ | ૭૦ | ૫૭ | ૫૩ | ૨૨૯ | .. .. |
| કશનોવીઆ .. .. .. .. | ૯૫ | ૧૩૦ | ૧૧૭ | ૧૦૨ | ૪૪૪ | .. .. |
| અરેશવુન.. .. .. .. .. | ૮૭ | ૧૧૨ | ૧૦૩ | ૭૯ | ૩૮૧ | .. .. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ખેરાબાદ | ૩૨ | ૬૫ | ૫૫ | ૪૯ | ૨૦૧ | .. .. |
| જેનાબાદ | ૩૩ | ૪૬ | ૪૨ | ૫૦ | ૧૭૧ | જગેઆ છે |
| ચંમ | ૩૨ | ૫૨ | ૪૭ | ૩૬ | ૧૬૭ | .. .. |
| મુબારકા | ૨૨ | ૩૯ | ૨૯ | ૨૬ | ૧૧૬ | સારૂ આહદરીઆન છે |
| હોશેની | ૨૭ | ૪૨ | ૩૪ | ૪૧ | ૧૪૪ | .. .. |
| તપત | ૯૦ | ૧૩૧ | ૧૨૧ | ૧૧૦ | ૪૫૨ | આહદરીઆન મોહદું |
| મજરે હાજી શઇએદ મીરજા | ૨ | ૮ | ૩ | ૧ | ૧૪ | .. .. |
| હોશેનાબાદ | ૪૬ | ૫૪ | ૫૩ | ૫૪ | ૨૦૭ | .. .. |
| જાફરાબાદ | ૪૭ | ૬૯ | ૫૯ | ૫૪ | ૨૨૯ | આહદરીઆન માઠી હાલતે છે |
| આમધાબાદ | ૩૮ | ૩૫ | ૪૪ | ૨૪ | ૧૪૧ | .. .. |
| શરફાબાદ | ૩૧ | ૩૩ | ૪૩ | ૨૪ | ૧૩૧ | આહદરીઆન માઠી હાલતે છે |
| મજરે કલમતર | ૨૮ | ૩૯ | ૩૩ | ૨૮ | ૧૨૮ | .. .. |
| રફીઆબાદ | ૩ | ૧૦ | ૪ | ૬ | ૨૩ | .. .. |
| માંમવાબાદ | ૧૪ | ૨૩ | ૧૫ | ૧૨ | ૬૪ | .. .. |
| રેહેમતાબાદ | ૮ | ૬ | ૮ | ૧ | ૨૩ | .. .. |
| દેહનોહ | ૪ | ૫ | ૬ | ૪ | ૧૯ | .. .. |
| | ૧૩૭૯ | ૧૯૧૫ | ૧૮૬૦ | ૧૪૮૮ | ૬૬૪૨ | |

ઇ. સ. ૧૮૫૪ માં આખા ઇરાન દેશની કુલ્લે જરથોશ્તી વસ્તી ૭૭૨૫ ની હતી જે નીચે મુજબ હતી:—

| | |
|---|---|
| ચઝદ અને તેની અતરાફના ગામડાઓ મલી | ૬૬૪૨ |
| કેરમાન શેહેરને લગતા ૧૮ ગામડાએ મલી | ૯૩૨ |
| તેહેરાન | ૧૦૦ |
| પરચુટણ | ૫૧ |
| | ૭૭૨૫ |

## ઈ. સ. ૧૯૨૬-૨૭ માં ઇરાન મધે યઝદ શેહેર તથા તેની આજુબાજુનાં ૫૦ માઇલના ગામડાઓમાંનો જરથોશ્તી વસ્તીનો મેં કીધેલી ગણત્રીનો કોઠો તથા તેઓની કેળવણી વગેરે.

| નંબર. | યઝદ શેહેરથી કેટલા માઇલ દુર આવેલું છે. | ગામનું નામ. | મરદોની વસ્તી. | ઓરતોની વસ્તી. | છોકરાંઓની વસ્તી. | છોકરીઓની વસ્તી. | જુમલે વસ્તી. | શીખતા છોકરાઓ | શીખતી છોકરીઓ. | આતશકદેહ છે કે? | ટીકા. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | | યઝદ શેહેર | ૨૧૦ | ૪૩૨ | ૨૪૯ | ૩૩૫ | ૧૩૨૬ | ૨૩૦ | ૨૧૬ | એક આતશબેહેરામ અને ચાર આતશકદેહો | શેહેરથી પાંચ માઈલ દુર એક જુનું તથા બીજું મરહુમ માનેકજી હાંટરયાના વખતનું નવું દોખમું છે. |
| ૨ | ૧॥ | ખોરરમશાહ | ૧૧૫ | ૧૯૬ | ૧૪૧ | ૧૨૧ | ૫૭૩ | ૬૬ | ૨૭ | જુનું આતશકદેહ | ગામમાં કેટલાએક મુફલેસ છે. છોકરીઓની સ્કુલનું મકાન મારી દેખરેખ હેઠળ નવું બાંધવામાં આવ્યું છે. કેટલાક જરથોશ્તીઓ બહાઇઝમ ઉપર એતેકાદ ધરાવે છે. |
| ૩ | ૨ | આરાસતન | ૪૨ | ૫૭ | ૬૯ | ૪૮ | ૨૧૬ | ૩૦ | સ્કુલ નથી | સારૂં આતશકદેહ | લોકોની હાલત ઠીક છે, અને ચાહે તો છોકરીઓની સ્કુલ ઉઘાડી શકે. |
| ૪ | ૩॥ | ખઇરાબાદ | ૨૪ | ૩૨ | ૪૦ | ૨૯ | ૧૨૫ | ૨૦ | સ્કુલ નથી | નવું આતશકદેહ | લોકોની હાલત ઠીક છે, અને ચાહે તો છોકરીઓની સ્કુલ ઉઘાડી શકે. |
| ૫ | ૨ | કુચબીયોગ | ૬૩ | ૯૪ | ૬૧ | ૬૨ | ૨૮૦ | ૨૯ | ૪૪ | નવું આતશકદેહ | છોકરા છોકરીઓની સ્કુલોમાં જરથોશ્તી ધર્મની કેળવણીની ખાસ જરૂર છે. જે જરથોશ્તીઓ બહાઈઝમ ઉપર એતેકાદ ધરાવે છે તેઓ થોડા છે તોપણ તેઓનો લાગવગ વધારે છે. |
| ૬ | ૩ | આબેશાહી | ૭ | ૮ | ૮ | ૬ | ૨૯ | નથી | નથી | નથી | અસલ જરથોશ્તીઓની મોટી વસ્તી હતી પણ હાલમાં તમામ મુસલમાનો વસે છે. |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૭ | ૪ | કાસમાબાદ | ૬૩ | ૮૩ | ૮૦ | ૫૮ | ૨૮૪ | ૨૦ | ૨૪ | જુનું આતશકદેહ | મારી કોશેશને પરીણામે છોકરીઓની સ્કુલમાં બહાઈઝમને બદલે હવે જરથોશ્તી ધર્મનું જ્ઞાન આપવામાં આવે છે. જગાની અપવિત્રાઈને લીધે આતશ ઉપર આજાબ પહોંચે છે. આતશને બીજા મકાનમાં લઈ જવાની જરૂર છે. |
| ૮ | ૯ | ઝઈનાબાદ | ૩૪ | ૪૧ | ૩૫ | ૨૩ | ૧૩૩ | ૧૯ | સ્કુલ નથી | સારૂં આતશકદેહ | એક પણ માણસ કાગલ વાંચી શકતો નથી. સ્કુલનું મકાન છે પણ માસ્તર નથી. લોકો કેળવણીને વાસ્તે ઇંતેઝાર છે. સર દી૦ પીતીતની મંડળી તરફથી માસ્તર રાખવાની ગોઠવણ કરવી જોઇએ. |
| ૯ | ૧૦ | ચેમ | ૨૦ | ૩૩ | ૨૯ | ૨૫ | ૧૦૭ | ૧૭ | સ્કુલ નથી | જુનું આતશકદેહ | સ્કુલના નવા મકાનમાં આતશ રાખવાની ગોઠવણ થાય તો સારૂં. નવું દોખમું છે. સ્કુલ અપ-ટુ-ડેટ છે. |
| ૧૦ | ૧૨ | ખલીલાબાદ | ૬ | ૭ | ૧૭ | ૧૨ | ૪૨ | સ્કુલ નથી | સ્કુલ નથી | નથી | નવું વસાવેલું ગામ છે. હું હતો ત્યાંવેર છોકરીઓને કેળવણી મલે એવી મેં ગોઠવણ કીધી હતી. |
| ૧૧ | ૧૩ | ડુસેની | ૧૧ | ૧૫ | ૧૦ | ૧૭ | ૫૩ | સ્કુલ નથી | સ્કુલ નથી | નથી | આવજાવવાલા રસ્તાથી દુર એકાંતમાં આવેલું ગામ, હાલત ગરીબ છે. |
| ૧૨ | ૧૧ | મુબારકે | ૪૬ | ૬૩ | ૪૯ | ૫૧ | ૨૦૯ | ૨૨ | ૧૫ | સારૂં આતશકદેહ | છોકરીઓની કેળવણીના ફાયદાઓ વિષેના મારા વિવેચન પછી સ્કુલ શરૂ થઈ હતી. |
| ૧૩ | ૧૫ | તાફ્ત (કસ્બો) | ૧૦૦ | ૧૬૪ | ૧૨૧ | ૧૦૮ | ૪૯૩ | ૫૨ | ૪૫ | જુનું આતશકદેહ | રહાતાબાદ મોહલ્લાનાં જરથોશ્તીઓ બહાઈઝમ તરફ ઢલતા જાય છે, જેનો અટકાવ થવો જોઇએ. છોકરા છોકરીઓની સ્કુલોમાં જરથોશ્તી ધર્મની તાલીમ આપવાની ખાસ જરૂર છે. |
| ૧૪ | ૧ | મોરચાબાદ | ૧૩૩ | ૧૪૪ | ૯૭ | ૮૯ | ૪૬૩ | ૩૮ | ૩૫ | જુનું આતશકદેહ | છોકરા છોકરીઓની સ્કુલમાં જરથોશ્તી ધર્મની કેળવણી આપવાની ખાસ જરૂર છે, કેટલાએક જરથોશ્તીઓ બહાઈઝમ ઉપર એતેકાદ ધરાવે છે. |
| ૧૫ | ૧ | નસરાબાદ | ૭૧ | ૧૦૦ | ૫૬ | ૧૨૭ | ૩૫૪ | ૨૩ | ૪૫ | સારૂં આતશકદેહ | જરથોશ્તીઓની હાલત મુફલેસ છે, ઘણી બાઇઓ વીધવા છે. |
| ૧૬ | ૧॥ | કસ્નવીયે યા કેનુ | ૧૩ | ૧૮ | ૧૫ | ૨૧ | ૬૭ | સ્કુલ નથી | સ્કુલ નથી | સારૂં આતશકદેહ | અસલ આ ગામમાં જરથોશ્તીઓની મોટી વસ્તી હતી પણ પાણીની તાણને લીધે હાલમાં ખંડીયેર છે. |

| નંબર. | યઝદ શેહેરથી કેટલા માઈલ દુર આવેલું છે. | ગામનું નામ. | મરદોની વસ્તી. | ઓરતોની વસ્તી. | છોકરાંઓની વસ્તી. | છોકરીઓની વસ્તી. | જુમલે વસ્તી. | શીખતા છોકરાઓ. | શીખતી છોકરીઓ. | આતશકદેહ છે કે? | ટીકા. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૭ | ૩॥ | નોસરાતાબાદ | ૨૫ | ૩૬ | ૪૬ | ૫૨ | ૧૬૯ | ૨૨ | ૧૮ | નથી | છોકરીઓની કેળવણીના ફાયદાઓ વિષેના મારા વિવેચન પછી પાછી છોકરીઓની સ્કુલ શરૂ થઈ. |
| ૧૮ | ૭ | એલાહાબાદ | ૪૭ | ૬૫ | ૭૭ | ૬૫ | ૨૫૪ | ૩૦ | સ્કુલ નથી | સારૂં આતશકદેહ | ગામની બાજુમાંજ દોખમું છે, લોકોની હાલત ઠીક છે, અને ગામવાસીઓ ચાહે તો છોકરીની સ્કુલ ઉઘાડી શકે, કે જેની જરૂર છે. |
| ૧૯ | ૧૦॥ | જાફરાબાદ | ૧૮ | ૨૧ | ૪૨ | ૪૩ | ૧૨૪ | ૧૯ | ૧૫ | સારૂં આતશકદેહ | સ્કુલનો માસતર મુંબાઈ આવ્યો એ શીખતા છોકરા છોકરીઓની કમનસીબી છે. |
| ૨૦ | ૧૦ | અસરાબાદ | ૧૬ | ૧૩ | ૧૮ | ૨૩ | ૭૦ | સ્કુલ નથી | સ્કુલ નથી | નથી | ગામ નવું વસાયલું છે. |
| ૨૧ | ૧૧ | હુસેનાબાદ | ૩૩ | ૩૯ | ૩૪ | ૩૨ | ૧૩૮ | ૨૩ | ૧૦ | નથી | છોકરા છોકરીઓની સ્કુલો ગામવાસીઓ પોતેજ ચલાવે છે અને બહાઈઝમનું જ્ઞાન આપવામાં આવે છે. લગભગ તમામ જરથોશ્તીઓ બહાઈઝમ તરફ ઢલેલા છે. |
| ૨૨ | ૧૪ | અલ્યાબાદ | ૩૫ | ૨૭ | ૩૨ | ૩૬ | ૧૩૦ | ૨૦ | ૬ | નથી | આ ગામમાં મારી સુચના ઉપરથી છોકરીઓની સ્કુલ શરૂ કીધી છે. હુસેનાબાદના જે જરથોશ્તીઓ બહાઈઝમમાં માને છે તેઓનો લાગવગ આ ગામમાં અટકાવવાની જરૂર છે. |
| ૨૩ | ૨૩॥ | મઝરેહે કલાન-તર | ૫૬ | ૫૯ | ૪૦ | ૪૫ | ૨૦૦ | ૨૫ | ૧૬ | જુનું આતશકદેહ | જરથોશ્તીઓની હાલત ગરીબ છે. પીવાનું મીઠું પાણી પુરતું મલતું ન હોવાથી મોરચું પણ પીવું પડે છે. મારી સુચના ઉપરથી છોકરીઓની સ્કુલ શરૂ કરવામાં આવી છે. |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૪ | ૩૩ | શરીફાબાદ | ૯૫ | ૧૧૦ | ૯૨ | ૯૪ | ૩૯૧ | ૪૬ | સ્કુલ નથી | નવું આતશકદેહ | મરહુમ માનેકજી હાંટરયાના વખતનું નવું દોખમું છે. લોકોની હાલત ઠીક છે, અને ગામવાસીઓ ચાહે તો છોકરીની સ્કુલ ઉઘાડી શકે, જેની જરૂર છે. |
| ૨૫ | ૩૬ | હસનાબાદ યા કુટબાબાદ | ૨૯ | ૨૫ | ૨૮ | ૨૮ | ૧૧૦ | સ્કુલ નથી | સ્કુલ નથી | નથી | નવું વસાયલું ગામ છે. |
| ૨૬ | ૪ | રેહેમતાબાદ | ૩૧ | ૪૨ | ૩૬ | ૨૯ | ૧૩૮ | ૧૭ | સ્કુલ નથી | સારૂં આતશકદેહ | છોકરીઓની સ્કુલ ઉઘાડવા હું સુચનાઓ કરી આવ્યો છું, અને હાલમાં શરૂ થઈ ચુકી છે. |
| ૨૭ | ૨ | મેહેડયાબાદ યા કુલાબાદ | ૨૯ | ૩૬ | ૫૦ | ૪૪ | ૧૫૯ | ૩૦ | ૨૦ | નથી | છોકરા છોકરીઓની સ્કુલો ગામવાસીઓ પોતેજ ચલાવે છે, જ્યાં બહાઈઝમનું જ્ઞાન આપવામાં આવે છે. લગભગ તમામ જરથોશ્તીઓ બહાઇઝમ ઉપર એતેકાદ ધરાવે છે. |
| ૨૮ | ૨૦ | મેહેડયબાદે રૂસ્તાક | ૧૩ | ૧૫ | ૨૫ | ૧૮ | ૭૧ | સ્કુલ નથી | સ્કુલ નથી | નથી | ... ... ... |
| ૨૯ | ૧૩ | બેહેરામઆબાદ | ૧ | ૧ | ૦ | ૦ | ૨ | નથી | નથી | નથી | જરથોશ્તી માલેકીનું નાનું ગામ હતું પણ ત્યાંનું પાણી બંધ થવાથી હાલમાં ઉજડ છે. |
| ૩૦ | ૯ | મેહમદાબાદ | ૬ | ૭ | ૯ | ૭ | ૨૯ | નથી | નથી | નથી | ... ... ... |
| | | | ૧૪૦૨ | ૧૯૮૩ | ૧૭૦૬ | ૧૬૪૮ | ૬૭૩૯ | | | | |

આખા ઇરાન દેશની કુલ્લે જરથોશ્તી વસ્તી ૧૦,૦૫૦ની છે જે નીચે મુજબ છે:—

| | |
|---|---|
| યઝદ | ૬,૭૩૯ |
| કેરમાન | ૨,૩૦૦ |
| તેહેરાન | ૮૧૮ |
| શીરાઝ | ૬૫ |
| રફસનજાન | ૬૩ |
| બામ | ૪૦ |
| પરચુતન ગામોમાં વસ્તા. | ૨૫ |
| | ૧૦,૦૫૦ |

صورت اصلی یکی از رسیدهای جزیهٔ که هفتاد و سه سال پیش از این
بر زردشتیان ایران تحمیل شده بود

A 73 years old receipt for the Poll-tax called 'Jazia' imposed on the Zoroastrians of Persia.

ઈરાન દેશના જરથોશ્તીઓ પાસેથી લેવાતો માથા વેરો અથવા જઝીયા નામના
કરની ૭૩ વરસ અગાઉની રીસીટ, જેમાં નીચે પ્રમાણે લખેલું છે:—

ઈરાન દેશના યઝદ શેહેરથી એક માઈલ દુર આવેલા "ખોરરમશાહી ગામના રહેવાસી યાદગારે અસફંદીયાર પાસેથી માથા વેરો અથવા જઝીયા નામના કરના આઠ હઝાર ફેઝી (આંઠ કેરાન) વસુલ કીધા.

સને લૂઈલ ટૂર્કી ફી શહર શવ્વાલ ૧૨૭૨ (ઈ. સ. ૧૮૫૫).

બેહેરામ બખ્તયારીની મહોર."

### યઝદમાં મરહુમ શેઠ માનેકજી હાંટરયાનું થયલું જશન.

આ ભલા નરની યાદમાં રોજ બહેમન માહ મેહેર કદીમને દીવસે ગાહામબારખાનામાં સવારે દશ વાગે જાહેર જશન કરવામાં આવ્યું હતું, જે વખતે શેહેરના દસ્તુરો, અરબાબો તથા બૈરાં માટીડા વગેરે હાજર હતાં. જશનની ક્રીયા પુરી થયા બાદ અહીંની ખુસરવી સ્કુલના વડા મીરજા ફરીદુને પ્રસંગને અનુસરતું વીવેચન કર્યા પછી, માબાપો ઘેરમાં ખુદ પોતાના બચ્ચાંઓની ચાલચલણ તથા રીતીનીતી ઉપર ધ્યાન આપવાને કેટલા પછાત છે તે સમજાવ્યું હતું. ત્યાર પછી દીનીયારી સ્કુલનાં વડા મીરજા સરૂશે મરહુમ માણેકજી સાહેબની સીફતમાં લંબાણથી બોલ્યા બાદ, શેહેરમાં આવેલી ત્રણ સ્કુલો જે એકજ રીતની શરૂઆતની કેળવણી આપે છે તે ઉપર દર વરસે સેંકડો રૂપ્યા કેવી રીતે ફોકટના ખરચાય છે, તે બાબે હાજર રહેલાઓનું ધ્યાન ખેંચી પોતાની બેઠક લીધી હતી.

સેવટે મેં જઝીયાના ઝુલમી કરને વાસ્તે તે વખતના રૂહશાદ અકાબર સાહેબો એક લાખ કરતાં વધારે રૂપ્યા ખરચી, માનેકજી સાહેબે બાવીસ વરસની અથાગ મહેનત પછી કેવી રીતે ઇ. સ. ૧૮૮૨ માં તે કર દુર કરાવ્યો હતો તેનો ટુંકમાં ઇસારો કરી, સઘળાઓની અજાયબી વચ્ચે આજથી ૭૩ વરસની વાત ઉપર જઝીયાનો કર વસુલ કરતી વખતે જે રસીદ આપવામાં આવતી હતી તેવી એક રસીદ, તે વખતના કર વસુલ કરનાર બેહરામે બખ્તયારીની મહોર સાથની દેખડાવી, માનેકજી સાહેબ તથા તે વખતના અકાબર સાહેબોના પવીત્ર રૂહોની શાંતી ઇચ્છી હતી. આ પછી જશનની ચાસની કરી છેક મોડેથી લગભગ બાર વાગે સઘળાઓ ધીમે ધીમે વીસરજન થયા હતા. એવીજ રીતનું જશન બપોર પછી ખોરરમશાહ, કુચબીયોગ વગેરે ગામોમાં પણ કરવામાં આવ્યું હતું, તથા શેહેરે યઝદ તથા ગામોમાં એ દીવસ એક જાહેર તેહેવાર તરીકે અહીંના ઇરાની જરથોસ્તીઓએ પાળ્યો હતો.

---

### ઇરાનમાં ખઇરાબાદી જરથોશ્તીનું મુસલમીનને હાથે થયલું અચાનક મરણ.

યઝદ શેહેરની બાજુમાં ત્રણ માઇલ દુર આવેલા ખઇરાબાદ ગામના જુવાન રહીશ મરહુમ મેહેરબાન બેહરામના એક મુસલમીનને હાથે થયલાં ખુનની હકીકત નીચે મુજબ છે:—

શુકરવાર તા૦ ૧૬ મી એપ્રીલ ૧૯૨૬ ની બપોરે મોરચાબાદમાં ત્યાંની અનજુમન આગલ મારા હીની ભાષણની ગોઠવણ થયલી હોવાથી હું ત્યાં ગયો, કે જે વખતે તોફાની પવન ફુંકતો હતો, જ્યાં મેં આ ખુનને લગતી પહેલવહેલી ખબર સમજી મારા ભાષણની શરૂઆતમાંજ તે બીચારાના રૂહને ખુદા શાંતી બક્ષે એવી દુવા ગુજારવામાં આવી, કે જે વખતે તમામ મજલીસે પણ પોતા તરફની ગંભીર લાગણી જાહેર કીધી હતી.

ખઇરાબાદ તરફ મારી રવાનગી.

બીજે દીવસે મરહુમનું ઉઠમણું હોવાથી, તથા મને પણ એ બાબદ વીષે જાતી તલાસ કરવાની હોવાથી, એક જરથોશ્તી બચ્ચા તરીકે મારી પવીત્ર ફરજ સમજી, હું મારા એક સાથી દસ્તુર નામદાર સાથે ગધેડું ભાડે કરી ખઇરાબાદ ઉપડી ગયો. ઘણે લાંબે વખતે જરથોશ્તીનું ખુન થયલું હોવાથી ગામની પાદરે આવી લાગતાંજ, જ્યાં જરથોશ્તી મોહોલ્લો શરૂ થાય છે, ત્યાં જોવું તો કાંઇક ગંભીરતાના ચીન્હો માલુમ પડતાં હતાં. માત્ર ચાર પાંચ મરદો સીવાય બાકીનાઓ યઝદ શેહેરમાં ફરીયાદને વાસ્તે ભેગા મલી સાથે ગયલા જણાયા. મારા સાથી દસ્તુર નામદારને. મરનારના ઘેરમાં અવસ્તાના કલામો ભણવા કહી, હું ગામના એક બુઢા જરથોશ્તીને લઇ, ખુનીના ઘેર તરફ યઝદના હાકેમે ખુનીને પકડવા બંદોબસ્ત કેવી રીતનો કીધો છે, તે જોવા સારૂ બહાર પડયો. મેં પેલા પીર મરદને હીંમત આપી સમજાવ્યું હતું કે, તું મને ફકત તારી દરી બોલીમાં પેલાનું ઘેર આવે કે દુરથી ઇસારો કરી ચાલી જજે. એમ કરતાં અમો આગલ ચાલ્યા અને એક ગલીમાં વલ્યા કે ત્યાં મુસલમાનો પણ મોટા ટોળામાં કાંઇક ગંભીર ખ્યાલમાં બેઠા હતા. મેં તે વખતે અંગ્રેજી પોશાક પહેરેલો હોવાથી, મને જોવાથી તેઓમાં એક જાતની લાગણી પેદા થઇ, અને તેઓ સઘળા ઉઠી એક બીજા સાથે ગુસગુસ કરતા મારી પછવાડે ચાલવા લાગા. એમ કરતાં એક ગલીમાં મને બે લશ્કરી માણસો ચાલતા મલ્યા, કે જે પેલા ખુનીના ઘેર ઉપર દેખરેખને વાસ્તે હાકેમ તરફથી મોકલવામાં આવ્યાં હતાં. મને જોઇ પેલા માણસો તરતજ પાછા ફરી ખુનીના ઘરે જઇ બેઠા. ખુનીના ઘેરથી થોડે દુર ગામની બીજી પાદરે આવેલી પાણીથી ચાલતી આટાની ઘંટી જોઇ, તેજ રસ્તે પાછો ફરી, મરનારના ઘેરમાં જઇ અવસ્તાના કલામો ભણ્યો, કે જ્યાં કમ-

નસીબ બાઇ હાથમાંના એક નાના બચ્ચાં સાથે ડચકાં ખાતી સામે બેઠેલી હતી, કે જેની બાજુમાંજ સાત વરસની ઉમરનો છોકરો બનેલા બનાવથી બેખબર હાલતમાં બેઠેલો નજરે પડયો. જ્યારે લગભગ બાર વરસનો છોકરો મુંબઇમાં ચાકરીએ ગયલો હતો અને તેથી તે બીચારો પોતાના વહાલા બાપનું મોઢું પાછું જોવા નહી પામ્યો. કમનસીબ બાઇને દીલાસાના સખુનો સમજાવી, હીમ્મત આપી, આ બનેલા કમનસીબ બનાવની મેં તલાસ કીધી.

## આ કમનસીબ બનાવનો સંજોગ.

બુધવાર તારીખ ૧૪ મી એપ્રીલના કમબખ્ત દીવસની બપોર હતી, કે જે વખતે મરહુમ મેહેરબાન બેહરામ ખઇરાબાદી ગામની પાદરેથી થોડે દુર સેતુરના એક મોટા ઝાડના છાંયા નીચે, લગભગ અઢાર મુસલમીનો સાથે બેઠેલા હતા કે જેઓમાં તે ગામનો પટેલ તથા સરકાર તરફથી ત્યાંના ગામના લોકોની જાનમાલની સલામતીને વાસ્તે રોકેલો રખેવાલ પણ હતો, તેઓ તથા બીજા ચાર જરથોશ્તી ખેડુતો સાથે ત્યાંથી પસાર થતા પાણીના રોહ આગલ હંમેશ મુજબ બેઠા હતા. ઇરાનમાં સર્વે ખેડુતોને પોતાના ખેતરોમાં વાપડવાનું પાણી કલાકને હીસાબે વેચાતું લેવું પડે છે, અને સર્વેનાં ખેતરમાં પાણી લેવાનો વખત અગાઉથી નેમી આપેલો હોય છે. મરહુમ મેહેરબાન બેહરામ પોતે ત્યાં જમીનદાર હતા, અને એવી ગોઠવણ કીધી હતી કે, એક બીજો મુસલમીન પોતાને ખરચે તે જમીનને પાણી પાય, અને તેમાંથી જે પેદાયશ થાય તે સરખે હીસ્સે વેહેંચી લે. હવે જાણવું અગત્યનું થઇ પડશે કે, આખાં ઇરાનમાં પાણી ઘણીજ અગત્યની જગા રોકે છે, અને તે ઘણીજ મોંઘી કીમ્મતે તેના માલેકો તરફથી ખેતરોમાં પુરૂં પાડવામાં આવે છે.

હવે બન્યું એમ કે, મરહુમ મેહેરબાન બેહરામ તરફના મુસલમીને પેલો ખુની કે જેની પણ તે બાજુ જમીન હતી, તેની સાથે તે દીવસે સવારે એવી કાંઇ ગોઠવણ કીધી હતી કે, તારૂં એક કલાકનું પાણી જો તું મને હાલમાં આપે તો, હું તુંને મારૂં બપોરનું એક કલાકનું પાણી પાછું વાળી આપું. પેલા ખુનીએ તે વાત કબુલ કીધી કારણ કે એમાં બેઉને તે કબુલાતમાં પાંચ મીનીટ પાણી પોતાની જગા ઉપર ઝડપથી આવી લાગવામાં ફાયદો થતો હતો. સાંજે કુદરતી રીતે પાણીનો જોશ કમી થયલો હોવાથી, એક કલાકમાં પેલાની આણી જમીનમાં પાણી ફરી વળી શકયું નહી, તેથી ખુની ગરમ થઇ, પેલા

મુસલમીન સાથે મારામારી કરવા લાગો કે જેવી મારામારી ખેતરોમાં પાણી લેવાની બાબદમાં અહીં સાધારણ છે. એ વખતે પેલા નાપાકે બીચારા નબરવસ હાલતમાં બેઠેલા મેહેરબાન બેહરામ આગળ ગુસ્સામાં જઇ બોલવા લાગો કે "તારી જમીનને લીધે આ પ્રમાણે મારા ખેતરમાં પાણી ફરી વળી શકયું નહીં." આમ બોલી તરતજ હાથમાંનો પાવડો ઉંચકી એક ફટકો કમનસીબ મેહેરબાનના માથા ઉપર માર્યો, કે જેની અસરથી તે બીચારો ત્યાં બેશુધ્ધ હાલતમાં પડયો. તરતજ બીજા જરથોશ્તીઓએ ગામ, જે ત્યાંથી ત્રણ ચાર મીનીટના રસ્તા ઉપર હતું, ત્યાં દોડી જઇ, એક જાતનો કાહવો બનાવી લાવી પાયો કે જરા શુધ્ધીમાં આવ્યો, કે તેઓ તે બીચારાને ચલાવીને તેના ઘેરમાં લઇ આવ્યા. રસ્તે ચાલતાં પેલો ગામનો રખેવાળ બોલવા લાગ્યો કે "તમો યઝદના હાકેમ આગળ એ બાબદ વીષે કાંઇ ફરીયાદ કરતા ના, કારણ હુંજ પેલા નાપાકને શીક્ષા કરીશ." બીચારા જરથોશ્તીઓએબી જોયું કે, આપણા ગામમાં મુસલમાનોની વસ્તી વધારે છે, અને ફરીયાદ કરી દોસ્તીમાં ખલલ કરવામાં કાંઇ ફાયદો નથી, કારણ કે તેઓએ વીચાર્યું કે બીચારો મેહેરબાન હવે શુધ્ધીમાં આવેલો હોવાથી સારો થશે.

જેવો મેહેરબાનને ઘરે લઇ જવામાં આવ્યો કે, તેની વહાલી મહોરદારે પુછતાં જવાબ આપ્યો કે 'મારૂં માથું ઘણું દુખે છે, હવે હું મરી જઇશ.' આ બીચારાના છેલ્લાજ બોલો હતા. તે બીચારાને સુવાડવામાં આવ્યો કે બીજાઓ શેહેરમાંથી ઇરાની ડાકટરને બોલાવી લાવ્યા કે જેને રાત્રે મોડેથી આવી ઇનજેકશન આપી કાંઇ દવા પીવડાવી, કે જે બીચારાએ લોહી ઓકવા સાથે કહાડી નાંખી. બીજે દીવસે હાલત વધારે ખરાબ થયલી હોવાથી, ડાકટર પટેલને ગામમાં બોલાવવામાં આવ્યા, પણ મેહેરબાને સાંજે ચાર વાગે પોતાનો પ્યારો જાન તે કીરતારને સ્વાધીન કીધો. ખુદા મરહુમના રૂહને શાંતી બક્ષે! હવે ખઇરાબાદ ગામના જરથોશ્તીઓએ મરનારની હાલત ખરાબ થયલી જોઇ, શેહેરની અનજુમને નાસેરી આગળ એ બાબદની ફરીયાદ કીધી.

### યઝદના હાકેમ આગળ મારી ફરીયાદ.

શનીવારને દીવસે ખઇરાબાદ જઇ બરાબર તલાસ કરી, તથા અકસ્માતવાલી જગો તપાસી, હું આતવારે સવારે શેહેરના હાકેમને એ

બાબદ વીષે કીલ્લામાં મલવા ગયો, કે જેની સાથે મને અગાઉ બે વખત આનંદ ભરેલી મુલાકાત થઇ હતી. આ વખતે ખઇરાબાદ ગામની અનજુમન પણ ત્યાં કીલ્લામાં એકઠી થયલી હતી. મને જોઇ તેઓ મારી આગળ દોડી આવ્યા, અને મેં તે લોકોને હીંમ્મત આપી કે, તમારા કામનેજ સારૂં હું હાકેમ આગળ ઇનસાફ માંગવા આવ્યો છું. મને તરતજ અંદર બોલાવવામાં આવ્યો, અને હાકેમ સાહેબેજ ખુનની વાત છેડી. ત્યાર પછી બરાબર વીસ મીનીટ વેર મેં હાકેમ સાથે એજ બાબદ વીષે મજબુત તકરાર ચલાવી, કે ખુનીને પકડી તમારે ઇનસાફ આપવોજ જોઇએ વગેરે. જ્યારે મને હાકેમ સાહેબે ખુનીને પકડી ઇનસાફ આપવાનો કોલ આપ્યો ત્યારેજ તેના બોલેલા બોલો પાછા બોલી મેં રજા લીધી. ત્યાંથી હું દઉલતાબાદ ગયો કે લશકરના વડા આગળ જઇ ત્યાં પણ ફરીયાદ કરૂં. કમનસીબે એ વખતે તે ઇસ્ફહાન ગયલો હોવાથી, તેના હાથ નીચેનાને મલવા ગયો, પણ અફસોસ, કે તે વખતે તે પણ ત્યાં હતો નહી. આ પ્રમાણે પાઉં પ્યાદો સવારનો નીકલેલો, તે ભર તડકામાં બપોરે સાડા ત્રણ વાગે થાકેલો, એવા કાંઇક સંતોષની લાગણી સાથે પાછો ફર્યો કે, મેં મારી ફરજ બજાવી છે.

### અરબાબ કયખુસરૂ શાહરૂખ ઉપર તાર અને તેનો દીલસોજ જવાબ.

સોમવાર તારીખ ૧૯ મી એપ્રીલની સવારે મેં એ બાબદ વીષે એક ટેલીગ્રામ મુંબઇમાં ઇરાની અનજુમનને સરનામે મોકલ્યો હતો, તથા બીજો તેહરાનમાં અરબાબ કયખુસરૂ શાહરૂખ ઉપર કર્યો હતો, જો કે એ વખતે અરબાબ કયખુસરૂના નેકનામ ધણીયાણી ગુજર પામવાથી તેવણ ગમમાં હતા, એટલુંજ નહી, પણ નામદાર રીઝાશાહની તાજપોશીના કામમાં મજબુત ગુંટાયલા હતા, તોપણ તેવણે મારી ઉપર તરતજ મારા ટેલીગ્રામનો જવાબ નીચે પ્રમાણે મોકલ્યો:—

Mr. Manek Mulla, Yezd. Done and doing best possible. Kaikhosru. આ ઉપરથી માલુમ પડશે કે અરબાબ કયખુસરૂ શાહરૂખ પોતાની હમજાતને વાસ્તે કેટલી બધી દાઝ ધરાવે છે.

### ઇરાનના લોકોનો હજી પણ અકાબર સાહેબો ઉપર વિશ્વાસ.

એજ દીવસે બપોરે ખઇરાબાદની તમામ અનજુમન મારે ત્યાં

આવી, મને અરજ કરી કે અમારા કામમાં મદદ કરો. મેં સાફે સાફ જણાવ્યું કે, 'તમારા દુઃખમાં મારી પુર દીલસોજી છે,' અને પહેલવહેલી અરજ જે તેઓએ મારી આગલ કીધી તે આજ હતી કે, તમો મુંબઇના અકાબર સાહેબો ઉપર ટેલીગ્રામ કરો કે અમારી દાદ લે. મેં કીધેલા ટેલીગ્રામની ખબર સાંભલી તેઓ ખુશી થયા.

**અરબાબ રૂસ્તમ જેહાનીયાનની હીમ્મતભરી સેવા.**

અહીંની અનજુમને નાસેરીના સાહેબોએ લગભગ દશ દીવસો વેર થોભી જઇ હાકેમ સાહેબની હીલચાલ સમજી જઇ, યઝદ અને તેની આજુબાજુના ગામોના જરથોશ્તીઓ એકસંપીથી બહાર પડી, બહાદુર અરબાબ રૂસ્તમ જેહાનીયાનની સરદારી તળે કીલ્લામાં જ્યાં હાકેમ સાહેબ રહે છે, ત્યાં આવેલી ટેલીફોન કુંપની આગળ દરરોજ એકઠા મલી, ઇનસાફ માટે પોતાનો વાંધો જાહેર કીધો. ના એટલુંજ નહીં, પણ અરબાબ કયખુસરૂ શાહરૂખ સાથે ટેલીફોનમાં વાતચીત કરવા લાગા. જેને પરીણામે યઝદના હાકેમ સાહેબને તેહેરાનમાં બોલાવી લેવામાં આવ્યો હતો અને હાલ આ સઘળો મામલો યઝદના લશ્કરના વડાને સોંપવામાં આવ્યો છે કે ખુનીને શોધી કાઢી લાયક ઇનસાફ આપે.

**યઝદની જરથોશ્તી બાઇઓમાં જાગૃતી.**

મી૦ મારકરની પારટી જ્યારે ઇરાન આવી હતી, ત્યારે મેં આતશબેહેરામના મકાનમાં રાતની મજલીસ સ્થાપી હતી. ત્યાં આતવાર તારીખ ૨૫ મી એપ્રીલ એટલે આદર મહીનાના ફરવરદીન રોજે અશો ફરોહરોની યાદમાં મારી તરફથી જશન કરવામાં આવ્યું હતું, ત્યાં મેં કમનસીબ બાઇ ઉપર અગાઉથી લખેલો દીલાસાપત્ર વાંચી સમજાવ્યા પછી સહીઓ લેવામાં આવી હતી, જેમાં દસ્તુર મેરવાન દસ્તુર તીરંદાઝ, બુઝોર્ગ દસ્તુર રૂસ્તમ મુબેદ ખુસરૂ, અનજુમને નાસેરીના પ્રેસીડંટ વગેરેએ પણ રાજીખુશીથી પોતાની સહીઓ મુકી હતી. શુકરવાર તા૦ ૩૦ મી એપ્રીલે વડા દસ્તુર નામદારના ધણીયાણી ખાનમ ખેરમનના વડપણ નીચે એક બાનુઓથી બનેલું ડેપ્યુટેશન ખઇરાબાદ જઇ, તે દીલાસાપત્ર આપી, દીલાસો દઇ તેણી તરફ પોતાની દીલસોજી જાહેર કીધી હતી. ઇરાનના તવારીખમાં બાનુઓના બાબમાં આ પહેલોજ બનાવ છે, કે શહેરની બાનુઓ ગામડની ગરીબ બહેનપણીનાં ઘેરમાં જઇ દીલાસો આપી આવી હતી.

## ક્રીયાકામો તરફની ચીવટ લાગણી.

વળી એજ જશનમાં હાજર રહેલી બાઇઓએ પોતપોતામાં સાડા સાત તુમાનની રકમ એકઠી કીધી હતી, તેમાં મેં મારી તરફનો ફાળો ઉમેરી, તારીખ ૫ મી મેએ ખઇરાબાદ જઇ, તે બાઇને સપુર્દ કીધી હતી, જે તેણીએ ઘણીજ આનાકાનીથી કબુલ કીધી હતી. એજ બીચારી બાઇના હાથની બનાવેલી ચા પીવા પછી બીજાઓ સાથે વાતચીત કરતા, લગભગ આંઠ વરસની ઉમરના એ બાઇના બચ્ચાંને ઓરફનેજમાં મુકવા વીષે ઇસારો થયો હતો. બાઇના કહેવાથી માલુમ પડયું કે એ બચ્ચું ખેતરમાં ઉગેલા જવની કાપણીમાં મને મદદગાર થઇ પડશે. જ્યારે હું જવા નીકલ્યો ત્યારે પોતાના ધણીના કબાને (ખેડુ-તોનો ડગલો) સારૂં પોતાના હાથે વણેલું કપડું મને લઇ જવા બ્હોંસ કીધી. મેં એના વાજબી પૈસા આપવાની કબુલાતે તે કપડું તથા કેટલાએક રૂમાલો ખરીદયા, કે જે કપડાંનો એક ઇરાનની યાદગારી તરીકે મારો કબા સીવડાવ્યો છે. મારા જતી વખતે તે બીચારી બાઇએ કાંઇ સંતોષથી ઇસારો કીધો કે, તમારા મલેલા પૈસા મને મારા વહાલા ધણીનું ક્રીયાકામ કરાવવામાં કામ આવશે.

અમારી કોશેશનું પરીણામ એ આવ્યું જે ખુનીને પકડી કેદ કરવામાં આવ્યો, પણ પછી આ ખુનના ઇનસાફની મુદત જેમ જેમ લંબાતી ગઇ, તેમ તેમ સર્વેને મનમાં વસવસો પેદા થતો ગયો, અને એ વીષે મેં યઝદની અનજોમને નાસેરી ઉપર એક કાગળ પણ લખ્યું હતું, તથા કેટલાએકો સાથે એ વીષે વાતચીત પણ કીધી હતી, તેમજ આ બાબદ વીષે મુંબઇની ત્રણે અનજોમનનું ધ્યાન પણ ખેંચ્યું હતું.

પાછલથી એવું માલુમ પડયું હતું કે યઝદ તરફથી ત્રણ મુસલમાનો મજલીસમાં બેઠક ધરાવે છે, તેઓમાંના એકે પોતાનો લાગવગ લગાડી આ ખુનીને છોડવ્યો છે, કે જેથી કરી મજલીસની આવતી ચુંટણી વખતે યઝદના મુસલમાનોના વધારે મોટી સંખ્યામાં મતો મેળવવા શકતીવાન થાય. એ વખતે અરબાબ કયખુસરૂ શાહરૂખ તેહેરાન શેહેરની બહાર હતા. મુંબઇના ત્રણે મંડળોએ સાથે મલી તેહે-રાનની સરકાર સાથે મજબુત પત્રવહેવાર ચલાવી ઇનસાફ મેળવવાની કોશેશ કરવી જોઇએ, કારણ કે આ બનાવ પછી બીજા બે જરથોશ્તીઓને

મુસલમાનોએ મારેલા પાવડાથી ઘાયલ કરવાની બીના મારા જાણમાં આવી હતી. શું મુંબઇના જરથોશતીઓ પોતાનો લાગવગ લગાડી આ ખુનીને સજા ન કરાવી શકે? તથા એવો એક કાયદો નહી ઘડાવી શકે કે જેથી કોઇ પણ વખત કોઇ પણ મુસલમાન જ્યારે ગરીબ જરથોશતી ઉપર પાવડો મારવા હાથ ઉંચકે ત્યારે સો વખત વીચાર કરે. ગમે તે હોય પણ આવા ગેરઇનસાફને લીધે ગામડાના જરથોશતીઓ નાહીંમત બની ગભરાઇ ગયેલા લાગતા હતા.

---

## શાએરાન શાએર ફીરદોસી તુસીની યાદગારીમાં ઇરાન સર જમીન ઉપર થયલું પહેલવહેલું જશન.

પાકઝાદ શાએરાન શાએર ફીરદોસી તુસી કે જેવણ 'સહબાન અલ-અજમ' તરીકે પણ જાણીતા છે, તેવણની યાદગારીનું જશન સ્પંદાર્મદ મહીનાના બેહરામ રૂઝના મુબારક દીવસે એટલે શુકરવાર તારીખ ૨૫ મી ફેબ્રુઆરી ૧૯૨૭ ની બપોરે બે વાગે ગાહામબારખાનામાં કરવામાં આવ્યું હતું, જ્યાં એક ટેબલ ઉપર આપણા વખ્શુરે વખ્શુરાંન અશો સ્પીતમાન જરથુશ્ત્ર સાહેબ, જેહાન-પેહેલવાન રૂસ્તમે ઝાલ, સોરાબે રૂસ્તમ, બીઝને ગીવ, તથા ફીરદોસી તુસીની તસવીરો ગોઠવી, તેઓની આજુબાજુ ખંજર તથા તલવારોથી શણગાર કરવામાં આવ્યો હતો.

જ્યારથી મેં ઇરાનની ખાક ઉપર પગ મુકયો ત્યારથી મારા જીગરની ઉમેદ હતી કે, મુંબઇમાં જેમ મરહુમ ફીરદોસીના જશન સાથે જે પ્રમાણે મેલાવડો કરવામાં આવે છે તેજ પ્રમાણે ઇરાનની ખાક ઉપર પણ મારે કરવો. લાંબો વખત સુધી સબુરી પકડી બરાબર પ્રસંગને અનુસરતી તક જોઇ, એક મહીનો અગાઉથી અહીં-યાની કયખુસરવી, ખોસરવી, તથા દીનીયારી સ્કુલોના વડાઓને ખબર આપવામાં આવી હતી, કે જે બચ્ચાંઓની ખુશી હોય તેઓ શાહનામા માંથી પોતાની મરજી પ્રમાણેની દશ બયતો મોઢે કરે. ત્યાર પછી તેઓજ પોતાની સ્કુલમાથી પાંચ બચ્ચાંઓને ચુંટી કાઢે. એ પ્રમાણે ચુંટી કાઢેલા પંદર બચ્ચાંઓ જશનને દીવસે તે બયતો ગાઇ સંભ-ળાવે, અને દરેક સ્કુલના પાંચ બચ્ચાંઓમાંથી બબેને ઇનામ આપવાને ઠેરવ્યું હતું. એ રીતે ઉધરતાં બચ્ચાઓમાં શાહનામું વાંચવાનો શોખ પાછો પેદા કરવાની મારી મરજી હતી; કારણ કે મારા અનુભવ ઉપ-






حکیم ابوالقاسم فردوسی طوسی

سرایندهٔ شاهنامه و زنده کنندهٔ زبان فارسي

FIRDAUSI TUSI (941-1020 A.D.) THE IMMORTAL POET OF PERSIA.

**ઈરાન ભુમીનો નામાચો કવી ફીરદોસી તુસી**

**(શાહનામેનો કર્તા.)**

રથી કહું છું કે શાહનામુ હાલમાં જેટલું મુંબઇમાં વંચાય છે, તેમાનો દશમો હીસ્સો પણ ભાગ્યેજ યઝદમાં વંચાતુ હોય.

## ગાહામબારખાનામાં જશન અને મેલાવડો.

જશનની ક્રીયા બરાબર બે વાગે શરૂ કરવામાં આવી હતી. જો કે ચારે દસ્તુરો સફેદ પોશાકમાં હાજર થયા હતા, તોપણ એક સીવાય ત્રણેના માથા ઉપર બાંધેલી પાગડી કાલી હતી, અને તેનો સબબ શું હશે તે હું સમજી શકતો નથી, જો કે તેઓ સઘળાઓ મુંબઇમાં દસ્તુરી કરી ગયા હતા. આ વખતે ગાહામબારખાનું સ્કુલોના છોકરાઓ, બૈરાંઓ, માટીડાઓથી તમામ ભરાઇ ગયું હતું. દસ્તુર રૂસ્તમ મોબેદ ખુસરૂ, દસ્તુર મેહેરવાન દસ્તુર તીરંદાઝ, અરબાબ સોરાબ કયાનયાન વગેરે એ જશનની ક્રીયામાં હાજરી આપી મજલેસને રોનક આપી હતી. દસ્તુર શેહેરયારે ઘણાજ સ્પષ્ટ બુલંદ અવાજથી આફ્રીનગાનમાં તમામ પાદશાહ પેહેલવાનોને યાદ કીધા હતા. જશનની ક્રીયા જેટલી સાદી તેટલીજ પાક અને સફાઇદાર હતી.

શરૂઆતમાં ડાકટર પટેલે આજના દીવસનું જશન કરાવવાની મારી મુળ મતલબ કહી સંભલાવી, યઝદમાં ફીરદોસી તુસીને નામે એક કેતાબખાનું ઉઘાડવાનો મુંબઇની ઇરાની અનજુમનનો વીચાર જાહેર કરી, દર વરસે ફીરદોસી તુસીને નામે જશન કરાવવાની વાજબી હીમાયત કરી હતી.

## અરબાબ ખોદારહેમ હોરમઝદયાર.

ડાકટર પટેલના બોલવા પછી અહીંના કાબેલ અરબાબ ખુદારહેમ હોરમઝદયારે લંબાણથી ફીરદોસીની જીંદગીનો હેવાલ કહી સંભળાવી, શાહનામાનાં લખાણની સચ્ચાઇની સાબેતીઓ આપતાં જણાવ્યું કે, પાકઝાદ સ્યાવક્ષનું દાસ્તાન વાંચતાં કેટલાકોને અજાયબી ઉપજતી હશે કે, એ શાહઝાદો આતશની બળતી ચેહ પસાર કરી પોતે કેવી રીતે જીવતો બહાર નીકળ્યો હશે? એ પ્રમાણે શાહનામાના લખાણો ઉપર શક લઇ જવામાં આવે છે. પણ લંડનમાં પ્રગટ થતા 'લાઇટ' નામના ૨૬ ડીસેમ્બર ૧૯૨૫ ના છાપામાં ડૉકટર લીન્ડસે જોનસન દરબનથી લખે છે કે, 'ફીજીમાં રહેતી એક જાતમાંના છ અથવા વધુ પરહીઝગાર માણસોને ફકટ કમ્મરે કપડું વીંટાલી દર વરસે પોતાના તેહેવાર દરમ્યાન ૬૦ ફીટ લંબાઇની ચર ખોદી, તેમાં ઝાડની ડાખ-

લીઓ ધીમરા વગેરે ભરી સળગાવી રહ્યા પછી, બળતા અંગારમાંથી પસાર થતાં મેં જોયા છે, કે જે દેખાવ ઇંગ્લાંડના પ્રીન્સ ઓફ વેલ્સે પણ નજરે નજર નીહાળ્યો હતો. એ આતશથી સળગાવેલી ચેહનો ઝળઝળાટ અંધારામાં એક માઇલ દુરથી જોવામાં આવે છે, તથા આતશની ગરમી એટલી તો સખત હોય છે કે, જો કોઇ પણ માણસ ચેહથી માત્ર ત્રણજ વાર દુર ઉભો રહે તો તે બળી જયા વગર રહે નહી.' વધુમા ડાકટર લીન્દસે જોનસન સોગંદ ખાઇને લખી જણાવે છે કે 'એ કામમાં તેઓ કાંઇ પણ ત્રીક યા હીકમત કરતા નથી, પણ ખુલ્લા પગે ચામડી ઉપર કાંઇ પણ લગાડયા વગર ચાલી જાય છે.' એ પ્રમાણે કેટલુંએક બીજું શાહાનામા ઉપર પ્રસંગને અનુસરતું વીવેચન કરી પોતાની બેઠક લીધી હતી. ત્યાર પછી મેં ફીરદોસીએ ખુદ શાહનામામાં પોતાના લખાણની સાબેતી માટે આપેલા પુરાવાઓ તમામ બયટો સાથે ગાઇ સંભળાવ્યા હતા.

## સ્કુલના છોકરાંઓની ઉલટ.

હવે અગાઉથી કીધેલી ગોઠવણ પ્રમાણે દરેક સ્કુલના પાંચ પાંચ મળી પંદર છોકરાઓને હાજર કરવામાં આવ્યાં હતાં, અને તેઓ પાસેથી પોતાને મનપસંદ મોઢે કીધેલી બયતો હાજર રહેલાઓ આગળ ગવડાવવામાં આવી હતી, જે વખતે સઘળાઓમાં ભારે ઉલટ તથા ખુશાળી ફેલાઇ હતી. છોકરાઓમાંથી કોઇએકે શાહ ગુશતાસ્પની દરબારમાં પયગામબર અશો સ્પીતમાન જરથોશ્ત સાહેબ હાજર થાય છે તેને લગતી બયટો, તો કોઇએકે જંગ યા નસીયતની બયટો પસંદ કીધી હતી. છોકરાઓને ઇનામ લાયકના પસંદ કરવા માટે ઉપલી ત્રણે સ્કુલોના વડાઓએ જડજીસ તરીકે તથા અરબાબ ખુદારહેમ હોરમઝદયારે રેફરી તરીકે સેવા બજાવી હતી.

## દસ્તુર મેરવાન દસ્તુર તીરંદાઝ.

ચુંટણીનું કામ પુરૂં થયા પછી અહીંના જવાન વડા દસ્તુર દસ્તુર મેરવાન દસ્તુર તીરંદાઝને ઇનામો વેહેંચી આપવાની અરજ કરવાથી, તેવણે પોતાના મુબારક હાથે પહેલા આવેલા ત્રણ છોકરાઓ ફરીદુને સોરાબે કયાનયાન, તીરંદાઝે દસ્તુર મેરવાન દસ્તુર તીરંદાઝ તથા ફરીબુર્ઝે રૂસ્તમને ચાંદો એનાયત કરવામાં આવ્યા હતા, જ્યારે બીજા આવેલા ત્રણ છોકરાઓને રેશમી રૂમાલો તથા બાકીના નવ

જણાઓને છરીઓ વેહેંચવામાં આવી હતી. દસ્તુર મેરવાન દસ્તુર તીરંદાઝે લીધેલી તકલીફ માટે તેવણુનો મેં લાયક શબ્દોમાં ઉપકાર માની ફુલનો તોરો એનાયત કર્યો હતો. આ પછી દીનીયારી સ્કુલના વડા મીરજા શરૂષે તથા જેહાનયાન સ્કુલના વડા મીરજા ફરીદુને પણ પ્રસંગને અનુસરતા વીવેચનો કરી, મરહુમ ફીરદોસી તુસીનું જશન દર સાલ ચાલુ રહે, એવી વાજબી હીમાયત કીધી હતી.

એ પ્રમાણે જે ખાક ઉપર જે નરે પોતાની ૮૧ વરસની તમામ જીંદગી કાંઇ પણ હાંસેલ વગર સુખ અને દુઃખ, ઉમેદ અને નાઉમેદી, દોસ્તી અને દુશ્મનાઇ વચ્ચે મહમુદ શાહની દરબારમાં રહીને ૬૦,૦૦૦ કીમતી બયટોથી ભરપુર શાહનામે નામનું મહાભારત પુસ્તક લખી આપણા ઇરાની બાપદાદાઓની કીર્તીને જગ જાહેર કરીને માઝદયસની જરથોશ્તી ટોળાને દુન્યામાં આશકારા કીધો છે, તેજ ભલા નરના મરણ પછી છેક રહી રહીને ૯૦૭ વરસની અતી લાંબી મુદત પછીબી તેજ ઇરાન સરઝમીનની ખાક ઉપર તેની પવીત્ર યાદમાં જશન કરી, હાજર રહેલા સઘળા દસ્તુરો, એરાં, માટીડાઓ તથા છોકરા છોકરીઓએ તેના અશો રવાન ઉપર હઝારો હઝાર દરૂદો ગુઝારી, આ ભવ્ય મેળાવડો છેક મોડેથી સુરજ અસ્ત પામતે વીસરજન થયો હતો.

ફીરદોસી તુસીના લગભગ ૧૫૦ પીકચરો, અશો જરથોશ્ત સાહેબ તથા માનેકજી સાહેબના પીકચરોની માફક, યઝદની એક નાકે આવેલા શરફાબાદ ગામથી તે ૫૦ માઇલ દુર બીજે નાકે આવેલા તાફત વેરના તમામ ગામોના ઘણાએક જરથોશ્તી ઘરોમાં ત્યાંથી પસાર થતા મુસાફરોના જોવામાં આવશે.

### ફીરદોસીના ચાલુ જશનની ગોઠવણ.

અશો જરથોશ્ત સાહેબ તથા માનેકજી સાહેબના જશનો માફક પાકઝાદ ફીરદોસી તુસીનું જશન પણ દર સાલ થતું રહે એવા ખ્યાલથી મેં મારી તુરતની સ્થાપેલી જશન કમીટીને એકઠા કીધેલા રૂપ્યા એકસોની રકમ એવી શરતે સ્વાધીન કીધી છે કે એમાંથી દર વરસ જમશેદી નવરૂઝની પછીના કોઇ રજાના દિવસે શાએરાન શાએર પાકઝાદ ફીરદોસી તુસીનું જશન કરવું.

---

### નવરૂઝે જમશીદ.

ઇસ્વી સને ૧૯૨૬-૨૭ નો શીયાળો આગલાં વરસ કરતાં સખત

હતો, અને એ વરસનાં જાનેવારી મહીનામાં તો ટેમપરેચર છેક ૨૦ ફેરનહીત વેર ઉતરતી રહી હતી, તેમાં બ્રેસપતવાર તા૦ ૫ મી જાનેવારી અને અનેરાન રોજે ઠંડી એટલી તો સખત હતી કે, મારા એક મીત્ર તે સુરતના કેમીસ્ટ બેહેશ્ત બેહેરેહ ડોસાભાઇ પી. માદનને નામે બાજ આફ્રગાન ભણાવવા મેં મારા અર્દકાનવાલા સાથી દસ્તુર દીનીયારને સવારના ઘરે બોલાવ્યો હતો, પણ હું જોવુંચ તો તે બખરચીખાનામાં ભરાઇ સગડી સળગાવી ટાપણું કરતો બેઠો હતો.

હાલમાં બહારની મોસમની શરૂઆત સાથ શીયાળાની ઠંડી પણ કમતી થઇ જઇ, હવા ખુશનુમા બની હતી. એક વખતના લેબાસ વગરના ઝાડોએ હવે પોતાનું રંગરૂપ બદલી બદન ઉપર ફુલોનો શણગાર કરી કાંઇક ખેંચાણકારક દેખાવ સાથે ઉભાં હતાં, જે ઉપર કોઇક વાર બુલબુલો હાલનું વેરાન ઇરાન જોઇને રૂદન કરી, આગલા કયાની અને સાસાની ઝમાનાના જરથોશ્તીઓ એકવાર ફરીથી ઇરાન આવી વસે એવી કાંઇક દુવા ગુજારતાં માલુમ પડતાં હતાં.

એક પછી એક મોટા તહેવારો જેવા કે જશને તીરંગાન, મેહેરંગાન તથા છેલ્લે નવરૂઝે જમશીદ પસાર થયા છે, પસાર થાય છે, અને હવે પછીબી પસાર થશે, પણ તેવા ધર્મી દીવસો ઉપરબી એબાદતખાનાઓ તો સાધારણ દીવસોની માફક જોવામાં આવતાં હતાં, જે અફસોસની વાત છે. એવા ગાહામબાર વગેરેના દીવસો ઉપર મુખ્ય કરીને મરદો ખાનાપીણીમાં એટલા તો ચકચુર રહે છે, કે તે દીવસો પુરા થતાં બદહજીમીયતના કેસીસો વધારે જોવામાં આવે છે.

હંમેશની માફક નવરૂઝે જમશીદને ટાંકણે ગાહામબારખાનામાં જશનની ક્રીયા કરવામાં આવી હતી, અને ત્યાર પછી ખુસરવી તથા દીનીયારી સ્કુલના વડાઓએ આજના દીવસથી અહુરમઝદ રોજ અને ફરવરદીન માહ ગણવાની હીમાયતમાં અસરકારક વાએજો કીધી હતી, તથા ખોરરમશાહી સ્કુલના ઉસ્તાદ ખોદાદાદ ઉસ્તાદ કયોમરસે પણ મુંબઇની ઇરાની જરથોશ્તી અનજુમનના કામ તરફ મસંશા દેખાડી હતી. ત્યાર પછી ખુસરવી સ્કુલના એક ઉસ્તાદ સરૂષે અસફંદયારે સરૂષ નામદાર કે જેવણ શરૂઆતથીજ મને ફારસી ભાષા શીખાડવા આવતા હતા તેવણને મારી તરફની એક અદના યાદગારી તરીકે, દસ તુમાનની કીમતનું રોસકોપ ઘડીયાલ અરબાબ સોહરાબ રૂસ્તમે કયાનયાનના મુબારક હાથે એનાયત કરાવવામાં આવ્યું હતું.

ખોરદાદ સાલને દીવસે મારી તરફથી આપણા વખ્શુરે વખ્શુરાંન અશો સ્પીતમાન જરથોશ્ત સાહેબના જન્મ દીવસની શુક્રગુઝારીમાં તથા ફરવરદીન રોજે અશો ફરોહરોની પવીત્ર યાદમાં આતશબેહ-રામમાં જશનો કરવામાં આવ્યાં હતાં, તથા તે પ્રસંગને અનુસરતાં વીવેચનો મેં કીધાં હતાં.

૧૯૨૭ ના જમશેદી નોરોઝથી ઉસ્તાદ જવાંમર્દના છોકરાઓએ યઝદથી ઇસ્ફહાન તથા કેરમાનનો પોસ્ટ મોટોર મારફતે અઠવાડીયામાં બે વખત લાવલઇ જવાનો પાંચ વરસની મુદતનો પરવાનો ઇરાની સરકાર પાસેથી મેળવ્યો હતો. તેઓની સાથે એવી ગોઠવણ કરવામાં આવી છે કે, દર ફરશકે એક કેરાનને હીસાબે પાસેનજરોને પણ તેઓ બેસાડી શકે.

યઝદ.

ઇરાનનું આ શેહેર મુખ્ય જરથોશ્તી વસ્તીવાળું ગણાય છે, કારણ કે યઝદમાં લગભગ ૧૩૨૬ જરથોશ્તીઓ વસે છે, જેઓમાંના લગભગ ૧૪૨ જરથોશ્તીઓ બહાઇઝમ ઉપર એતેકાદ ધરાવે છે અને મેહેદીયા-બાદ, હુસેનાબાદ તથા મોરયાબાદની માફક છુપી મહાફલો ભરે છે. અહીંયાના જરથોશ્તીઓની ખાસીયત વીષે એક યુરોપીયન મુસાફરના બોલામાં બોલું તો 'જુલમાત અને લુટ એ બે વડે લાંબા વખત સુધી હલાકી ભોગવ્યાથી સેહેજ વીચીત્ર અને પક્કા બની ગયા છે.' સખાવત કરવાનો ગુણ તો મુદલજ ખીલેલો નથી.

અહીંયા મુખ્ય કરીને એક બે મહીનાના પરોણા તરીકે આવી મેળવેલા અનુભવમાં તથા એક બે વરસની મુદત કાંઇ કામને વાસ્તે આવીને મેળવેલા અનુભવમાં આસમાન જમીનનો તફાવત છે, અને તેથીજ અહીયા આવતા મુસાફરોના બહારના પોકલ અનુભવને લીધે તથા પોતાના અંગત સબબોને લીધે મુંબઇમાં ઇરાનીઓના ભલા માટે કામ કરતી મંડળીઓને પોતાનાં બીનઅનુભવી રીપોર્ટ યા છાપાના લખાણોથી ખોટે માર્ગે દોરવે છે.

સર રતન તાતા મેડીકલ હોલ.

ઇરાન દેશમાં હાલને કાજ તો ડાકટર અને દવાખાનું ઘણીજ અગત્યની જગા રોકે છે. ડાકટરનો દરજ્જો ઘણોજ માનવંત ગણાય છે તથા તેની સત્તા ઘણોજ બહોળા પ્રમાણમાં ફેલાયલી હોય છે. તેજ

પ્રમાણે યઝદમાં શું ગરીબ કે તવંગર, શું જરથોશ્તી કે મુસલમાન, શું બચ્ચાં કે છોકરાઓમાં સર રતન તાતા મેડીકલ હોલનું નામ ઘરઘતુ શબ્દ માફક રમી રહ્યું છે, અને જો શેહેરમાં રસ્તો ભુલો પડયા હોવો તો મરીઝખાનેહે સર રતન તાતા પુછો તો કોઇ છોકરો પણ બતાવશે.

આજથી લગભગ પાંચ વરસની વાત ઉપર યઝદમાં સર રતન તાતાના મેડીકલ હોલની સ્થાપના સાથે પારસી કીર્તિનો પાયો નખાયો હતો. હાલમાં આ દવાખાનું અહીંના લોકોમાં એટલું તો લોકપ્રીય થઇ પડયું છે કે, દર મહીને લગભગ હઝાર દરદીઓ તેનો લાભ લઇ તેના સ્થાપનારાઓને હઝારો હઝાર આર્શીર્વાદ દેતા જાય છે, જે હું તે વખતે મારા કાનેકાન સાંભળતો હતો, કારણ કે, જે ખુરસી ઉપર ડાકટર ગુદર્ઝ તથા પટેલ બેસી ગયા હતા તેજ ખુરસી ઉપર હું પણ કામચલાઉ બેઠેલો હતો.

૧૯૨૭ ના મે મહીનામાં યઝદના ડાકટર પટેલને ઉતાવલથી મુંબઇ નીકળી જવું પડેલું હોવાથી મરહુમ સર રતન તાતા મેડીકલ હોલનો તમામ અખત્યાર થોડા વખત માટે મને સોંપવામાં આવ્યો હતો.

હું મેત્રીક પાસ થયા પછી તે વખતના જાણીતા ક્રીકેટરો તથા તે વખતના ડાકટરો મનચેરશાહ ઇરાની તથા જમશેદ રાઇટર સાથે ક્રીકેટ-બાજી ખેલતો હતો અને તેઓની પનાહ હેઠળ હું પણ અરધો દીવસ મેડીકલ કોલેજમાં જઇ આવ્યો હતો, પણ મારા નેકનામ પીતાજીના પાકીઝગીને લગતા વીચારોને લીધે ટેકનીકલ ઇનસ્ટીટયુશનમાં જવું પડયું હતું, તોપણ મારો ડાકટરીનો શોખ એમબ્યુલન્સમાં જોડાઇ કાંઇએક દરજજે મેં પુરો પાડયો હતો, જે ઇરાન જેવા દેશમાં કામમાં આવે છે.

કમાણીના સાંધનો વગરના શહેરે યઝદમાં ગરીબ બીચારા દુ:ખી દરદીઓને રાહત આપવા સ્થાપેલાં દવાખાનાની સખાવત કરતાં બીજી કઇ સખાવત વધારે વહાલી અને વધારે ઉત્તમ હોઇ શકે?

## બાઇ દીનામાય દેશાઇ ડીસપેનસરી.

સર રતન તાતાના મેડીકલ હોલમાંથી ગરીબ બીચારા દરદીઓના મોહમાંથી નીકળતા આર્શીરવાદોથી મરહુમ કાવસજી એદલજી દેશાઇ (ગોનદલવાલા)નું રૂહ ઘણું શાદમાન થતું હશે; કારણ કે આ ભલા મરનારના કુટુંબીઓએ નેક મનશનીથી ગુપચુપ વીસ હઝાર

રૂપ્યાની નાદર રકમ મુંબઇની ઇરાની જરથોશ્તી અનજુમનને એવી શરતે સોંપી છે કે, એના વ્યાજમાંથી બીચારા ગરીબ દરદીઓને મફત દવા મલે. ખરેખર નવસારીવાલા મારા મીત્ર શેઠ ખરશેદજી કાવસજી દેશાઇ અને તેવણનું કુટુંબ પોતાની સખાવતના આવા સદ ઉપયોગ માટે વાજબી મગરૂરી લઇ શકે!

## યઝદની મીશનરી હોસ્પીતલ.

હું સર રતન તાતા મેડીકલ હોલ તથા બાઇ દીનાબાય દેશાઇ (ગોનદલવાલા)ની ડીસપેનસરી વીષે બોલ્યો છું. હવે અહીંયા મીશનરી તરફથી એક હોસ્પીતલ મરદોની તથા બીજી ઓરતોની ચલાવવામાં આવે છે, કે જયાં જતી જરથોશ્તી સ્ત્રીઓને ભારે હલાકી ભોગવવી પડે છે.

## બે ત્રણ કામચલાઉ બીછાનાની જરૂર.

હું ધારૂંચ ત્યાં વેર યઝદનું દવાખાનુંજ ચલાવવાને મુંબઇની ઇરાની અંજુમન પાસેના સાધનો જો કે ઘણાજ તંગ છે, તોપણ આ દવાખાનાની સાથે સાથે કામચલાઉ બે ત્રણ દરદીઓના બીછાનાની પણ ગોઠવણ કીધેલી હોય તો બહુજ ઉત્તમ થઇ પડે એવું મારૂં મજબુતાઇથી ઇચ્છવું છે.

એક વખતે શેહેરથી ૯ માઇલ દુર આવેલા ચેમ ગામમાં મારા બીજા ભાષણને વાસ્તે ગયો હતો. સાંજે જોવું છું તો એક ફુલ જેવા નવ વરસની ઉમરના બચ્ચાંને ગધેડાં ઉપર મુરદાની માફક નાંખીને લાવ્યા હતા. કયાં તે બીચારાનું માથું અને કયાં તેના પગો! ખબર કહાડતા માલુમ પડયું કે બીચારાના પેતમાં ચાલુ બે દીવસ સખત દુખારો થતો હતો, તેથી સવારે શેહેરમાં ડાકટર આગળ લઇ ગયા તે સાંજે પાછા ફરયા. બીજે દીવસે પણ તે બીચારાની તેવીજ હાલત અને દચકાં ખાતો ખાતો રડે. એવોજ બીજો દાખલો બીચારા એક છોકરાની પીસાબ બંધ થઇ જવાનો હતો. હવે જો એવી વખતે બે ત્રણ કામચલાઉ બીછાનાની ગોઠવણ કરી હોય તો તેવી જાતના ચોક્કસ દરદીઓ કે જેઓને પાંચ સાત યા દશ માઇલ દુરથી લાવવામાં આવે છે તેઓને કેવો રાહત મળે!

આ મારાં ઉપલાં લખાણથી સર્બી નરનારીઓ પોતાનો સખાવતી હાથ લેડી નવાઝબાઇ તાતા, શેઠ ખરશેદજી કાવસજી દેશાઇ વગેરે

માફક લંબાવીને બીચારા ખરેખરા ગરીબોનાં દુખો કમ કરવામાં નસીબવંતા થાય એવી દુવા હું ગુજારૂં છું. ખુદ આપણા પવીત્ર અવસ્તામાંથી પણ ઇશારાઓ મલે છે કે આપણે જો આપણી દોલતનો બીચારા ગરીબોના ભલાને ખાતર ઉપયોગ ન કર્યે તો ખોદાની નજરમાં તે એક જાતનો ગુનાહ છે.

ફીરદોસી તુસી પણ પોતાના શાહનામામાં લખે છે:—

બેબક્ષીદો ગુસ્તર્દો ખોર્દો સેપોર્દ
બેરફ્તો જુઝ અઝ નામે નીકી નબોર્દ.

'અરે ભાઇ! ખુદાતાલાએ તુંને જો મબલખ દોલતથી નવાજ્યો હોય તો અલબતાં તું જીવે ખા પી, પણ પાદશાહ હુશંગની માફક ગરીબ લાચારોને પણ ખવડાવતો રહે; કારણ કે આ ત્રણ પાંચ દીવસના મુસાફરખાનામાંથી જ્યારે તું ચાલ્યો જશે, ત્યારે નેકી સીવાય બીજું તું કાંઇ પણ સાથે લઇ જઇ શકશે નહી.'

ખુદ યઝદની ખાક ઉપર બાહાઇઝમ ઉપર એતેકાદ ધરાવતા જરથોશ્તી ગામોમાં બધી બાજુ તપાસી સંભાલીને હું મારી દીની વાયજો કરતો હતો ત્યારે એવું ધારી-મનમાં કાંઇક હીંમત લેતો હતો કે, શેહેરનો હાકેમ, લશ્કરનો વડો વગેરે આપણી ડીસપેનસરીના ઘરાકો છે.

ખરેખર હવે વખત આવી લાગો છે કે આબરૂદાર જરથોશ્તી ડાકટરોએ મુંબઇમાં પડી રેહવા કરતાં ઇસ્ફહાન, તેહેરાન, તેબ્રીજ, શીરાઝ, રેશ્ટ વગેરે જગાઓ ઉપર પંથરાઇ જવું જોઇએ. બીજી જાતવાલાઓના હુશીયાર ડાકટરો આગલ જવા કરતાં ઇરાનનો રહીશ પછી તે મરદ હોય કે ઓરત, આબરૂદાર જરથોશ્તી ડાકટર આગળ જવાને વધારે પસંદ કરે છે.

## સર હોરમસજી એડનવાળાની ઇરાનમાં સખાવત.

સર હોરમસજી કાવસજી દી. એડનવાલાએ રૂપ્યા ૩૫૦૦ યઝદના ખાતાંઓમાં તથા બીજા રૂપ્યા ૩૫૦૦ કેરમાનના ખાતાંઓમાં મલી જુમલે રૂ. ૭૦૦૦ ની રકમની સરકારી જામીનગીરીઓ 'ઇરાન લીગ' ને સોંપી છે. એ ઉપરાંત એવણ શેઠે રોકડા રૂપ્યા ૧૦૦૦ કેરમાનના આતશકદેહના નીભાવ ફંડમાં આપ્યા હતા તથા તેહેરાનની છોકરીઓની સ્કુલના ફંડમાં રોકડા રૂપ્યા ૨૦૦૦ અરબાબ કૈખુસરૂ શાહરૂખ ઉપર મોકલી આપ્યા હતા.

## ઇરાનમાં શેઠ મનચેરજી પટેલની સખાવત.

આપ બળથી વધેલા હોંગકોંગવાલા શેઠ મનચેરજી જમશેદજી પટેલે રોકડા રૂપ્યા ૧૦,૦૦૦ તેહેરાનની સ્કુલ માટે અરબાબ કેખુસરૂ શાહરૂખ ઉપર મોકલાવ્યા હતા, જ્યારે બીજા રોકડા રૂપ્યા ૧૦,૦૦૦ શેઠ મારકરની ઓરફનેજમાં આપ્યા હતા.

એ ઉપરાંત એવણે રૂપ્યા ૨૫,૦૦૦ ની સાડા ત્રણ ટકાની લોન બાઇ દોલત ઇરાનીવાલી જેહાંગીર ઇનડસ્ટ્રીયલ સ્કુલ માટે મુંબઇની ઇરાની જરથોશતી અંજુમનને સોંપી હતી.

---

## ઇરાનમાં સ્ત્રી કેળવણીની જાગૃતી, તે સંબંધી મારી અદના કોશેશો.

ઇરાન દેશમાં એક વખત એવો હતો કે અગર જો જરથોશતી છોકરાંઓ કેળવણી લે તો તેની સામે અરબાબો ભારે અભાવ દેખાડી તે કામને પોતાના અંગત લાભને ખાતર તોડી પાડતા હતા, તે તો આપણને બેહેશ્ત બેહેરેહ માનેકજી સાહેબના રીપોર્ટ ઉપરથી ખુલ્લું માલુમ પડી આવે છે.

પણ હવે જમાનો બદલાતો જાય છે અને ફકત છોકરાંઓજ કેળવણી લે એટલાથીજ માબાપો સંતોષ ન પામતા, હવે તો તેઓ પોતાની છોકરીઓને પણ કેળવણી આપવા તયાર થયાં છે, એ ઘણી ખુશાળીની વાત છે. એટલુંજ નહીં, પણ છોકરીઓ ખુદ કેળવણી તથા ભરવા ગુંઠવાના હુન્નરો શીખવાને બહુજ આતુરમંદ દીસે છે.

### તેહેરાનમા સ્ત્રી કેળવણી.

તેહેરાન જેવા મુખ્ય શેહેરમાં તો સ્ત્રી કેળવણી કયાર અગાઉની શરૂબી થઇ ચુકી છે, અને ત્યાંની દરેમેહેરની બાજુમાંજ સ્કુલનું એક આલીશાન મકાન બાંધવામાં આવ્યું છે. છેલ્લાં રીપોર્ટ પ્રમાણે તેહેરાનમાં ૧૭૬ છોકરીઓમાંથી ૮૯ છોકરીઓ વાંચી લખી શકે એવી હાલતમાં છે. મારી પહેલી મુસાફરી વખતે મને મીસીસ અફલાતુન, અરબાબ કેખુસરૂ શાહરૂખના છોકરાની ધણીઆણી, કે જેવણ અંગ્રેજી ભાષા ઉપર ઘણોજ સરસ કાબુ ધરાવે છે, તેવણ સાથે છોકરીઓની કસરતની બાબદમાં વાતચીત થતાં, મેં મુંબઇથી તેવણ ઉપર છોકરીઓને માફક આવતી કસરતની કેટલીક ચોપડીઓ મોકલી આપી હતી અને જણાવવાને ખુશી છું કે, મારા બીજી વખતના ઇરાન ઉપડવાની

અગાઉ મેં સ્કુલની છોકરીઓની કસરતનો ફોટો 'જામે જમશેદ'માં જોયો હતો.

### કેરમાનમાં સ્ત્રી કેળવણી.

કેરમાન પણ સ્ત્રી કેળવણીમાં ઘણુંજ આગલ વધતું જાય છે, અને તેનું માન હું ભુલતો નહિ હોવું તો અરબાબ શેહેરયાર ખુસરૂ રાવરીને ઘટે છે. મેં જ્યારે બે વર્ષની વાત ઉપર કેરમાન શેહેરની મુલાકાત લીધી હતી, ત્યારે ત્યાં ૧૩૪ છોકરીઓ કેળવણી લેતી હતી, એટલુંજ નહિ પણ ગરીબ છોકરીઓને વાસ્તે ત્યાં એક 'ઇન્ડસ્ત્રીયલ હોમ'ના જેવું ખાતું પણ નિભાવવામાં આવે છે, જ્યાં મેં તે વખતે ૧૭ ગરીબ છોકરીઓને દોરો રંગતા તથા મોજાં ગુઠતાં જોઇ હતી. આવાં પરોપકારી કામો વાસ્તે શેહેરે કેરમાનના જરથોશ્તીઓ વાજબી મગરૂરી લઇ શકે.

### યઝદમાં સ્ત્રી કેળવણી અને બાનુ હાદોખ્તે શાપુર.

આ ઉપલા બે શેહેરો કરતાં યઝદ શેહેર સ્ત્રી કેળવણીમાં બહુજ પછાત છે. ત્યાં હાલમાં હવે લગભગ ૨૩૫ છોકરીઓમાંથી ૧૭૫ છોકરીઓ જુદી જુદી મલી ચાર સ્કુલોમાં કેળવણી લેતી માલુમ પડી છે.

બાનુ હાદોખ્તે શાપુર નામના માનવંત જવાન બાનુ પોતે દરેક રીતે કેળવાયલાં છે અને પોતાની બેહેનપણીઓની હાલત સુધારવા વાસ્તે દરેક દીશામાં ઘણીજ ખંતીલી કોશેશો કરી રહયાં છે. જુવાન છોકરીઓ પોતે પોતાનો ધર્મ સમજી તે ઉપર ધીદાગીરી બતાવે તે માટે એક અવસ્તા કલાસ ચાલુ કરવામાં આવ્યો છે. મુંબાઇની ઇરાની અનજુમન તરફની ફરમાવેલી નવજોતો હું આ બાનુની દેખરેખ હેઠળ કરાવતો હતો, અને પછી અમો આસ્તે આસ્તે શેહેરની આજુબાજુના ગામોમાંથી નવજોતને લાયકના છોકરાંઓ મેળવી ત્યાં જઇને તે ગામની ભેગી અનજુમન આગલ નવજોતની ક્રીયા કરતાં હતાં, જે વખતે આ બાનુ દીનદારી તથા સ્ત્રી કેળવણી વિષે ઘણીજ છટાથી ભાષણ કરતાં હતાં. અમારી આવી કોશેશોનું શુભ પરીણામ એ આવ્યું કે, કાસમાબાદ ગામની છોકરીઓની સ્કુલ, કે જ્યાં બહાઇઝમનું જ્ઞાન આપવામાં આવતું હતું, તે સ્કુલની લગામ બાનુ હાદોખ્તે પોતાના હાથમાં લઇ, પોતાની તરફથી એક સ્ત્રી-શીક્ષક નેમી, અરધો પગાર પોતાના અવસ્તા કલાસના ફંડમાંથી તથા અર્ધો પગાર ગામમાંથી

આપતો કરી ચલાવવામાં આવે છે, જ્યાં હાલમાં શીખતી ૨૫ છોકરીઓ હવે પોતાના ધર્મની પણ તાલીમ લેતી થઇ છે.

શેહેરની આજુબાજુના લગભગ દરેક ગામોમાં જો કે સ્ત્રી કેળવણી શરૂ થઇ ચુકી છે તોપણ તે હાલહવાલ છે, કારણ કે તેની ઉપર કોઇની ઝાઝી દેખરેખ હોય એવું જણાતું નથી.

## નસરાબાદની છોકરીઓની સ્કુલનો ઇનામનો મેળાવડો.

આ ગરીબ ગામ કે જે શેહેરથી બજારને રસ્તે એક માઇલ દુર આવેલું છે, કે જ્યાં ૩૫૪ જરથોશતીઓની વસ્તી છે, ત્યાં હું અવારનવાર મારા દીની ભાષણો માટે જતો હતો. એક દીવસે ત્યાંની છોકરીઓની સ્કુલની મુલાકાત લેતાં માલુમ પડયું કે, ૪૫ છોકરીઓ ઉસ્તાદ શીરીને ખુસરૂના હાથ હેઠળ ઘણીજ સરસ રીતની કેળવણી લેતી હતી. તારીખ ૧ લી અકટોબર ૧૯૨૬ ના દીવસે મેં ત્યાં જઇ સઘળી છોકરીઓની પરીક્ષા લીધી, અને એક ગામ જેવી સ્કુલમાં આવી ઉત્તમ રીતની અપાતી કેળવણીએ મારા મન ઉપર સારી અસર કીધી. મારા ગરીબ ખીસા પ્રમાણે મેં ૨૧ છોકરીઓને વાસ્તે સારાં તથા બાકીનાઓને વાસ્તે સાધારણ ઇનામો ખરીદયાં હતાં. તારીખ ૧૨ મી નવેમબર ૧૯૨૬ ને દીવસે સવારે હું બાનુ હાદોખ્તે શાપુર તથા યઝદના વડા દસ્તુરની ધણીયાણી બાનુ એરમને નામદાર વગેરે યઝદથી નસરાબાદનાં આતશકદેહના મકાનમાં પધાર્યાં, કે જ્યાં એક ભવ્ય મેલાવડો ભેગો મળ્યો હતો. શરૂઆતમાં મેં જશન કરાવ્યું હતું, જે વખતે હાજર રહેલાંઓ અવસ્તાના કલામો ભણ્યાં હતાં. ત્યાર પછી બાનુ એરમને ધર્મની બાબદમાં તથા બાનુ હાદોખ્તે કેળવણીની બાબદમાં છોકરીઓને ઇનામો વેહેંચી આપ્યાં હતાં. એ વખતે ઉસ્તાદ શીરીન ખુશરૂને મારી તરફથી ચાર તુમાનનું વેચાતું લીધેલું પીરહન તથા ચાંદીનો ચાંદ એનાયત કરવામાં આવ્યો હતો. ઇનામો વેહેંચી આપ્યા બાદ બાનુ હાદોખ્તે તથા મેં સ્ત્રી કેળવણી ઉપર પ્રસંગને અનુસરતા વીવેચન કર્યાં હતાં.

ઇનામને દીવસે તે છોકરીઓની કેવી ઉલટ! અરે તે વખતે મને એકાએક કુદરતી સખાવતી શાહ બાનુઓ લેડી નવાઝબાનુ તાતા તથા બાનુ હમાબાનુ મેહતા યાદ આવી ગયાં! મેં ઇચ્છયું કે તે વખતે જો આ માનવંત બાનુઓ હાજર હતે તો ખચ્ચીતજ તે ગરીબ

છોકરીઓને મારી તરફના નાચીઝ ઇનામને બદલે સોના ચાંદીના ઘરેણાથી નવાજતે!

## અવસ્તા કલાસનો ઇનામનો મેળાવડો.

ઇરાનનાં જરથોશ્તીઓ તરફથી ઇરાની મજલીસમાં બીરાજતા અરબાબ કૈખુસરૂ શાહરૂખના બેટા શાહ બેહરામ યઝદમાં એક અઠવાડીયું રહ્યા, તે દરમ્યાન ભાષણો તથા મેળાવડાઓ થયા હતા. મારી અરજ ઉપરથી એવણે બાનુઓના મંડળમાં હાજરી આપી, ચા પી, ત્યાંથી અવસ્તા કલાસ કે જ્યાં ખ્રીસ્તી તથા બહાઇ સ્કુલોમાં જતી લગભગ ૬૦ છોકરીઓ પોતાના પવીત્ર ધર્મનું જ્ઞાન લે છે ત્યાં આવી, ખાનમ હાદોખ્તે શાપુરને આવા નેક કામમાં જશ મલે એવી દુવા ગુજારી શીખતી છોકરીઓને પોતાની પ્યારી જરથોશ્તી દીન ઉપર ઉસ્તવાર રહેવા નસીયતના સખુનો કહી સંભલાવ્યા હતા.

બુધવાર તારીખ ૧૫ મી જુન ૧૯૨૭ ને દીને અનજામનના દીવાનખાનામાં એક દબદબા ભરેલો મેળાવડો ભેગો મલ્યો હતો, જ્યાં દસ્તુરો, અરબાબો તથા ખાસ ઇજન કીધેલાં બૈરાં માટીડાઓથી આખો હોલ ચીકાર ભરાઇ ગયો હતો. શરૂઆતમાં જશન કરવામાં આવ્યું હતું જે વખતે હાજર રહેલાઓ અવસ્તાના કલામો ભણ્યાં હતાં. જશન પૂરૂં થયાં પછી બાનુ હાદોખ્તે અવસ્તા કલાસનો રીપોર્ટ વાંચી સંભળાવી હાજર રહેલાંઓને સ્ત્રી કેળવણીને ઉત્તેજન આપવાની ખાસ અપીલ કીધી હતી. આ પછી જેહાનનીયાન સ્કુલના પ્રીનસીપલ મીરજાં ફરીદુન નોશીરવાને મને આપવામાં આવેલું માનપત્ર વાંચી સંભળાવી, હમદીનોમાં જરથોશ્તી દીનનો આતશ પાછો સજીવન કરવાની જે કોશેશો મે કીધી હતી તેની કદરસનાશીમાં બુઝોર્ગ માનવંત વેપારી દસ્તુર રૂસ્તમ મુબેદ ખુસરૂના મુબારક હાથે મને સોનાનો ચાંદ પહેરાવવામાં આવ્યો હતો.

હવે અવસ્તા કલાસની છોકરીઓએ જુદી જુદી બંદગીઓ તેના તરજુમા સાથે મોઢેથી કહી સંભલાવી હતી તથા મોનાજાતો વગેરે ગવાયા બાદ તેઓને ઇનામો વેહેંચી આપવામાં આવ્યાં હતાં. છેલ્લે અરબાબ શાહ બેહરામે સ્ત્રી કેળવણી ઉપર એક ઘણુંજ અસરકારક વીવેચન કીધું હતું. હાજર રહેલાંઓને રીફ્રેશમેંટથી તૃપ્ત કીધા બાદ આ દીલપઝીર મેળાવડો છેક મોડેથી વીસરજન થયો હતો.

## ખોરરમશાહીની છોકરીઓનો મદ્રેસાની નવી ઇમારત ખુલ્લી મુકવાને દીવસે જમા થયલો ભવ્ય મેળાવડો.

યઝદ શેહેરથી દોઢ માઇલ દુર આવેલા લગભગ ૫૭૩ જરથોશ્તી વસ્તીવાળા ખોરરમશાહી ગામમાં છોકરીઓને લાયક સારી સ્કુલની જરૂર જ્યારે ગોલવડવાળા શેઠ અરદેશીર ખુરશેદજી ઇરાનીના ધ્યાનમાં લાવવામાં આવી, ત્યારે તેવણ સાહેબે આ કામ સરંજામ ઉતારવા એક સારી જેવી રકમ મુંબઇની ઇરાની જરથોશ્તી અનજુમનને સોંપી હતી. ઇરાની જરથોશ્તી અનજુમને આ કામ મને સોંપેલું હોવાથી, પહેલાં તો મેં અહીંયા બંધાતી ઇમારતો માફક નહીં પણ જુદીજ રીતે એક સાદી ઇમારતનો પ્લાન નક્કી કરી બાંધવાનું કામ શરૂ કીધું હતું, કે જેને હાલમાં લગભગ એક વરસ પુરૂં થવા આવ્યું છે.

### દબેસતાને દુશીઝગાને ખુરશીદી.

ઉપલા નામની છોકરીઓની મદ્રેસા ખુલ્લી મુકવાની ક્રીયાને વખતે શેહેરે યઝદ, ખોરરમશાહી, કુચબીયોગ, આરાસતાન, ખઇરાબાદ, મેહેદયાબાદ યા કુલાબાદ, નસરાબાદ તથા મોરચાબાદ ગામોના વડાઓ વગેરેને ખાસ ઇજન કરવા લગભગ સવાસો ચીઠીઓ હાલમાંજ તરતની નવી સ્થાપવામાં આવેલી ખોરરમશાહી ગામની કમીટી તરફથી બહાર પાડવામાં આવી હતી, જેના ઇજનને માન આપી શુકરવાર તા૦ ૩ જી મેને દીવસે ખુદ મદ્રેસાના વચલા હોલમાં એક ભવ્ય મેળાવડો અહીંના બુઝોરગ માનવંત અરબાબ દસ્તુર રૂસ્તમ મુબેદ ખુશરૂના પ્રમુખપણા હેઠળ ભેગો મળ્યો હતો, જ્યાં દસ્તુરો મેરવાન દસ્તુર તીરંદાઝ, ખુદાબક્ષે દસ્તુર કૈખુસરૂ, અરબાબે રૂસ્તમ તથા બેહરામે શાહજેહાન, સોરાબે કેયાનીયાન, ખુદારામે હોરમઝદયાર, શાપુરે ગુશતાસ્પ, બહમને અરદશીર વગેરે મુંબઇની ઇરાની અનજુમનવાળા શેઠ શાપુરે કૈખુસરૂ કુચબીયોગી, શેહેરની ત્રણે મદ્રેસાઓ જેવી કે કૈખુસરવી, જેહાનયાન, અને દીનીયારી સ્કુલોના વડાઓ તથા ગામોની સ્કુલોના ઉસ્તાદો વગેરેથી હોલ ચીકાર ભરાઇ ગયો હતો, જ્યાં વખ્શુરે વખ્શુરાંન અશો જરથોશ્તે સ્પીતમાન સાહેબની કીમતી મોટી સબી, તથા સ્કુલના સ્થાપક શેઠ અરદશીર ખુરશેદજી ઇરાની અને મરહુમ ઉસ્તાદ કયોમરસની સબીઓ ટાંગવામાં આવી હતી.

ખોરરમશાહી ગામની કમીટીના સરનશીન અરબાબ ખુદામુરાદે

બેહરામે જમશીદ કે જેવણ એક કાબેલ અને ફાઝેલ જવાન છે, તેવણે આ મદ્રેસા કેવા સંજોગો વચ્ચે બાંધવામાં આવી હતી, તથા આ મકાન ઉભું કરવામાં કોણ કોણે ઝહેમત ખેંચી હતી તેનું લંબાણથી બ્યાન કરી, મુંબઇની ઇરાની જરથોશ્તી અંજુમન તથા ગોલવડવાળા શેઠ અરદેશીર ખુરશેદજી ઇરાનીનો ઉપકાર માની, સેવટે મકાન ખુલ્લું મુકવાને દસ્તુર રૂસ્તમ મુબેદ ખુસરૂને અરજ કીધી હતી, કે જેમ કરતાં તેવણે જણાવ્યું હતું કે, જો કે આ મકાન તમામ તો તૈયાર થયું નથી તોપણ, અમારા માનેક ફરીદુન મુલ્લાં કે જેવણની દેખરેખ હેઠલ આ મકાન બાંધવામાં આવ્યું છે, તેવણ પાછા ઝડપથી મુંબઇ સીધારનાર હોવાથી અમોએ એવણની હાજરીમાંજ મકાન ખુલ્લું મુકવાનો મેળાવડો કરવાનું દરૂસ્ત વીચાર્યું હતું.

આ પછી જાણીતા વીદ્વાન અરબાબ ખુદારામ હોરમઝદયારે કેળવણીના ફાયદાઓ લંબાણથી સમજાવતાં જણાવ્યું કે, જો માતાઓ પોતે કેળવાયલી હોય તોજ તેઓ બચ્ચાંઓને સારી રીતે ઉધારી શકે, અને તે કારણસર સ્ત્રી કેળવણીની મજબુત હીમાયત કરી, આ ગામની કમનસીબ ૧૨૫ છોકરીઓને હવે કેળવણીના ફળ ચખાડવાની તક આપવા માટે શેઠ અરદેશીર ખુરશેદજી ઇરાનીનો ઉપકાર માન્યો હતો.

ખુદ ખુરરમશાહી ગામના શાહમરદાને ઇરાન નામના ગ્રહસ્થ, કે જેવણની મદદથીજ હું આ ઇમારત બાંધી શકયો છું, તેવણની એક ભણેલી બેટીએ પણ પ્રસંગને અનુસરતું ભાષણ વાંચી જવા પછી, આ ગામની સ્કુલના ઉસ્તાદ ખુદાદાદ ઉસ્તાદ કયોમરસે અરબાબ શાહ મરદાને ઇરાનને તથા ખોરરમશાહી ગામના જાણીતા કલાનતર અરબાબ મેરવાને ખુદાદાદને મારી તરફથી ચાંદો પેહેડાવવાની અરજ કરતાં, પ્રમુખે તાળીઓના અવાજો વચ્ચે તેઓને ચાંદો તથા હારતોરા એનાયત કર્યાં હતા.

## અરબાબ શાહબેહરામે કયખુસરૂ શાહરૂખ.

આ જવાન બેરાદર જો કે તેજ દીવસે સવારે કેરમાનથી યઝદ આવી પુગા હતા, તો પણ અમારા ઇજનને માન આપી મેળાવડામાં હાજર થઇ, ભાષણ કરતાં જણાવ્યું કે આપણે વારંવાર પૈસાને વાસ્તે મુંબઇ તરફ નજર દોડાવવી નહીં પણ પોતાના પગો ઉપર ઉભું રહેવાની કોશેશ કરવી જોઇએ, કારણ કે આપણે પણ પારસીઓથી કાંઇ ઉતરતા નથી. પારસીઓ જ્યારે ઇરાન છોડી ગયા ત્યારે તેઓની હાલત



مدرسهٔ خورشیدی در خرمشاه که در تحت نظارت آقای مانک فریدون ملاّ تأسیس شده است

THE NEW GIRLS' SCHOOL BUILDING ERECTED UNDER THE SUPERVISION OF MR. MANEK F. MULLA IN THE VILLAGE OF KHURRAMSHAH.

**ખોરરમશાહ ગામમાં મી. માણેક મુલ્લાંની દેખરેખ હેઠળ બાંધવામાં આવેલી છોકરીઓની સ્કુલનું નવું મકાન.**

(ઉપલા ચિત્રમાં ગામની અનજુમન તથા મી. મુલ્લાં જોવામાં આવે છે.)

આપણા જેવી હતી, પણ ત્યાર પછી વેપાર ધંધા તથા કેળવણીમાં બહાર પડી અંગ્રેજ સરકારની હકુમતમાં ખીલી નીકળ્યા એ વગેરે એકસંપીના ફાયદા વીષે ઇસારો કરી, તાળીઓના અવાજો વચ્ચે પોતાની બેઠક લીધી હતી.

હવે જો કે સુરજ અસ્ત પામ્યો હતો, તોપણ મજલીસ ઘણીજ જોમમાં હતી, અને દીનાંચારી સ્કુલના વડા મીરજા સરૂષે અરબાબ શાહબેહરામે કૈખુસરૂ શાહરૂખની તારીફ કરી, કેળવણીથી ઉપજતા ફાયદાઓ સમજાવી, અરજ થતાં પોતાનું વીદ્વતા ભરેલું વીવેચન ટુકું કરી બેઠક લીધી હતી.

સેવટે મારી તારીફમાં બોલેલા સખુનો માટે સઘળાઓનો ઉપકાર માનતા જણાવ્યું કે, મેં મારી ફરજ સીવાય બીજું કાંઇ પણ વધારે કીધું નથી, અને આ ખોરરમશાહી છોકરીઓની મદ્રેસાનું મકાન બાંધવાના કામમાં મને મદદ કરવા માટે હું શાહમરદાને ઇરાનનો ઉપકાર માનું છું.

મરહુમ માનેકજી સાહેબની હસ્તી પછી ઇરાનમાં જો કોઇ પણ એક ઇમારત હીંદુસ્તાનના પારસીની દેખરેખ તળે બાંધવામાં આવી હોય તો તે માત્ર મારા હાથ નીચે બંધાયલું આ અને આજ ખોરરમશાહી ગામની છોકરીઓનું સ્કુલનું મકાન છે.

આ પ્રમાણે દુરના ગામો તથા શેહેરમાંથી હાજર રહેલા પરોણાઓને ફરૂટ, મીઠાઇ તથા શરબત વગેરેથી તૃપ્ત કીધા પછી આ ભવ્ય મેલાવડો કે જે ફત્તેહમંદ બનાવવાનું માન ખોરરમશાહી ગામની કમીટીને ઘટે છે, તે મોડેથી વીસરજન થયો હતો.

## કાસમાબાદની છોકરીઓની સ્કુલનો મેલાવડો.

કાસમાબાદ ગામમાં જરથોશ્તી છોકરીઓની એક સ્કુલ હતી, જ્યાં બહાઇઝમનું જ્ઞાન આપવામાં આવતું હતું. આ સ્કુલ મારા ઇરાનમાં ગયા પછી થોડો વખત રહીને બંધ પડી હતી.

હવે તારીખ ૧ લી સપ્ટેમ્બર ૧૯૨૬ ને દીને જ્યારે હું ખાનમ હાદોખ્તે શાપુર, બેરમને દસ્તુર તીરંદાઝ વગેરે બાઇઓ સાથે મુંબઇવાલા શેઠ દફ્ટરી તરફની નવજોત કરવા કાસમાબાદ ગયો, જયાં ગામના આગેવાનો સાથે મને છોકરીઓની મદ્રેસા વીષે વાતચીત થતાં હું એવા ઠરાવ ઉપર આવ્યો કે, અર્ધો પગાર ગામવાસીઓ આપે તથા અર્ધો

પગાર શેહેરની બાનુઓનું મંડળ આપે, એવી શરતે કે, શેહેરની બાનુઓનું મંડળ શીક્ષક નેમે તથા કેળવણીનું પ્રોગ્રામ નક્કી કરે, જે કબુલ કરવામાં આવ્યું, અને એ રીતે ત્યાં તરતજ છોકરીઓની સ્કુલ પાછી શરૂ કરવામાં આવી. આ સ્કુલનો ઇનામનો મેલાવડો સોમવાર તારીખ ૬થી જુન ૧૯૨૭ ને દીને અરબાબ શાહબેહરામે કઇખુસરૂ શાહરૂખના પ્રમુખપણા હેઠલ કરવામાં આવ્યો હતો. અમો સઘળાઓ સવારથી જઇ એક ગરીબ બાઇની નવજોત કરી, બપોરે બૈરાં તથા છોકરા છોકરીઓના મેલાવડા સમક્ષ જશન કરવામાં આવ્યું હતું. સાંજે ૬ વાગે એક ખુશનુમા મેલાવડામાં છોકરીઓને ઇનામો વેહેંચી આપવામાં આવ્યાં હતાં, કે જે વખતે સર દીનશાહ પીટીટની મંડળી તરફથી ચલાવવામાં આવતી સ્કુલના છોકરાઓને પણ આપવામાં આવ્યાં હતા.

એ પ્રમાણે આ નાનો પણ ખુશનુમા મેલાવડો આનંદ વચ્ચે ખતમ થયો હતો, કે જેને ફત્તેહમંદ બનાવવાનું મુખ્ય માન મીરજા શરૂષે કાસમાબાદી તથા નેગેહદારે રશીદે માવંદાને ઘટે છે.

અરબાબ નેગેહદારે રશીદે માવંદા એક ચુસ્ત જરથોશ્તી છે, અને પોતાના કાસમાબાદ ગામના જરથોશ્તીઓમાં દરેક રીતનો સુધારો વધારો જોવાને આતુર હોવાથી, તન મન અને ધનથી મહેનત કરવાને કશું બાકી રાખતા નથી, એ ઘણી ખુશાગીની વાત છે. ખુદા કરીને એવણના સબકતા હાથોથી કાસમાબાદના આતશકદેહનો આતશ હવે પછી કાંઇક નાઝથી બળતો રહે!

### કુચબીયોગવાલી શેઠ રૂસ્તમે ખોદાદાદની છોકરીઓની સ્કુલનો મેળાવડો.

મુંબાઇના વેપારી શેઠ રૂસ્તમે ખોદાદાદે કુચબીયોગી જ્યારે ૧૯૨૪ના સાલમાં ઇરાનની મુલાકાતે આવ્યા હતા, ત્યારે પોતાના ગામમાં છોકરીઓની સ્કુલની જરૂર જણાયાથી, એક આલીશાન મકાન પોતાના ખરચે બંધાવી આપ્યું હતું, જ્યાં હાલમાં ૪૪ છોકરીઓ ચાલાક ઉસ્તાદો હોમાયુને ખુરશેદે ખુદાબક્ષ તથા ગોહરે કુચબીયોગીના હાથ હેઠળ તાલીમ લે છે, કે જે માસતરણનો પગાર પણ એવણ સાહેબ આપે છે, જે માટે એવણને ખરેખર ધન્યવાદ ઘટે છે.

જો કે હાલમાં લગભગ દરેક ગામમાં છોકરીઓની સ્કુલો ખોલવામાં આવી છે, તોપણ તેઓની ઉપર દેખરેખ રાખનારા યા બીચારાં

કેળવણી લેતાં બચ્ચાંઓની સ્કુલોના મેળાવડા કરી ઇનામો આપી, એ રીતે તેઓને ઉત્તેજન આપનારા કોઇ આસામીઓ મલતા નથી. ગમે તે હોય તોપણ હું તો દરેક ગામોની છોકરા છોકરીઓની સ્કુલો તપાસતો આવ્યો હતો, તથા કેટલેક ઠેકાણે મેળાવડાઓ કરી મારા ગરીબ ખીસા પ્રમાણે ઇનામો આપતો હતો.

મંગલવાર તારીખ ૧૯ મી એપ્રીલ ૧૯૨૭ ને દીને ખાનમ હાદેખ્ત વગેરે બીજી બાઇઓ અને હું આ મદ્રેસાની પરીક્ષા લેવા ગયાં હતાં, કે જ્યાં ધર્મને લગતી તથા બીજી રીતની અપાતી કેળવણીથી અમારી ઉપર સારી અસર થતાંજ, તેજ દીવસે અમોએ અમારો સંતોષ જાહેર કીધો હતો. બ્રેસપતવાર તારીખ ૯ મી જુનને દીવસે સાંજે ખુદ સ્કુલના મકાનમાંજ ખાનમ હાદેખ્તે શાપુરના પ્રમુખપણા હેઠળ એક નાનકડો ભવ્ય મેળાવડો ભેગો મલ્યો હતો, જ્યાં કુચબીયોગ ગામના જાણીતા અરબાબો જેવા કે શાપુરે કેખુસરવી, શેહેરીયારે ઓરસને તીરંદાઝ વગેરે બૈરાં છોકરીઓથી સ્કુલનું મકાન તમામ ચીકાર થઇ ગયું હતું. દસ્તુરોએ જશનની ક્રીયા પુરી કીધા પછી, સ્કુલની શીખતી છોકરીઓ એક પછી એક પોતાના જુદા જુદા વીષયો મોઢેથી બોલી ગઇ હતી, જે ખરેખર આફ્રીન કરવાજોગ હતું. હું ઇચ્છું છું કે તે વખતે શેઠ રૂસ્તમે ખુદાદાદ ત્યાં હાજર હતે અને પોતાની સ્કુલમાં અપાતી કેળવણીના રૂડા પરીણામો નજરે નજર જોતે! આખો પ્રોગ્રામ એટલો તો સરસ રીતે ચુંટી કાઢેલો હતો કે, તે માટે આ સ્કુલની બેઉ માસતરણો વાજબી મગરૂરી લઇ શકે.

શીખતી છોકરીઓનો પ્રોગ્રામ પુરો થયા પછી ઉસ્તાદ હોમાયુને સ્કુલનો રીપોર્ટ વાંચી સંભલાવતાં જણાવ્યું કે, આ સ્કુલ આજથી બે વરસની વાત ઉપર શેઠ રૂસ્તમે ખોદાદાદે બંધાવી આપી હતી, તથા તેનો તમામ ખરચ પણ એવણજ કરે છે, જે માટે આ ગામના લોકો તેવણના હેસાનમંદ છે, તથા ખાનમ હાદેખ્તે મહેરબાનીની રાહે સ્કુલની છોકરીઓની પરીક્ષા લીધી તે માટે તેવણનો તથા સ્કુલના કારભારી શેઠ કરીમદાદે રશીદ વગેરેનો ઉપકાર માની પોતાની બેઠક તાલીઓના અવાજો વચ્ચે લીધી હતી. આ પછી ખાનમ હાદેખ્તે સ્કુલની છોકરીઓને ઇનામો વેહેંચી આપ્યાં હતાં, કે જે ઇનામો સર હોરમસજી બેડનવાળાએ મોકલેલા રૂપ્યામાંથી ખરીદવામાં આવ્યાં હતાં.

સર હોરમસજી એડનવાળા, શેઠ રૂસ્તમે ખોદાદાદ તથા કરીમદાદે રશીદનો ઘટતા શબ્દોમાં ઉપકાર માનતા મેં જણાવ્યું કે, ઉસ્તાદ હોમાયુનના રીપોરટ ઉપરથી માલુમ પડે છે કે, ગામવાસીઓની આ સ્કુલ તરફ પુર દીલસોજી છે જે ઘણી ખુશાળીની વાત છે, તથા ઉસ્તાદો હોમાયુન અને ગઉહર બચ્ચાંઓને કેળવવામાં જે ઝહેમત ખેંચી રહ્યા છે તે માટે તેઓને શાબાશી ઘટે છે.

છેવટે ચા તથા મીઠાઇથી મોઢાં મીઠાં કરી આ ગામવાસી નાનકડો મેળાવડો હસીખુશી સાથે ખતમ થયો હતો, અને અમારી કીધેલી મેહેમાનદારી માટે સઘળાઓનો તેમાં ખાસ કરીને અરબાબ શાપુરે કઇખુસરૂનો ઉપકાર માની અમો શેહેર તરફ વીદાય થયાં હતાં.

## યઝદમાં જશન કમીટીની સ્થાપના.

હાલમાં ઇરાનમાં કેળવણીનો સવાલ જેટલો અગત્યતા ધરાવે છે તેટલોજ બલકે તેથીબી વધારે ધર્મની કેળવણીની જરૂર છે. ધર્મ સંબંધી ભારે ઝનુનને લીધે બીચારા જરથોશ્તીઓને પોતાના ધર્મની તરીકટો પાલવામાં પડતી મુશ્કેલીઓના સબબથી તે બીચારાઓ નાખબર હોય તો તેમાં તેઓનો તે શું વાંક? ગામેગામની દરેમેહેરમાં જઇને જુવો કે તે બીચારાઓએ પવીત્ર આતશને દુશમનોથી બચાવવાને વાસ્તે કેવા કેવા નાના દરવાજાવાલા છુપા ઓરડાઓમાં છુપાવ્યો છે. એ શું તે લોકોની પોતાના ધર્મ તરફની જાનફેસાનીની નીશાન નથી?

આજ લાંબો વખત થયો મારા દીલની ઉમેદ હતી કે જો યઝદ જેવા શેહેરમાં મુંબઇની માફક એક જશન કમીટી સ્થાપવામાં આવે, તો બહાઇ તથા ખ્રીસ્તી ધર્મનો લાગવગ મુખ્ય કરીને શેહેરમાં ધીમે ધીમે ઓછો થઇ નાબુદ પણ થાય. આજથી એક વરસની વાત ઉપર મીο દીનશાહ મેરવાન ઇરાની યઝદ આવ્યા હતા, ત્યારે તેવણ તથા બીજાઓ પણ મને જશન કમીટી સ્થાપવાની હીલચાલ કરવા ઇસારો કરતા હતા, પણ એ લોકોની નાડ મારા હાથમાં આવેલી હોવાથી હું એક સારી જેવી તકની વાત જોતો બેઠો હતો. એમ કરતાં આપણા અતી વહાલા વખ્શુરે વખ્શુરાંન અશો સ્પીતમાન જરથુશ્ત્ર સાહેબના દીસાને દીવસે ગાહામબારખાનામાં થયલા જશન વખતે મારી વાએજ પછી ત્યાંના એક આગેવાન દસ્તુર સાથે બહાઇ તથા ખ્રીસ્તી ધર્મના લાગવગ વિષે વાતચીત થતાં, મેં મારો જશન કમીટી સ્થાપવાનો

ઇરાદો જણાવ્યો, જે તુરતજ તેવણને પસંદ પડયો. એ પ્રમાણે શનીવાર તારીખ ૧૧ મી જુન ૧૯૨૭ ને દીવસે અનજુમનના હોલમાં સાંજે ૬ વાગે મેં નીચે જણાવેલા બાનુઓ તથા ગ્રહસ્થોને બોલાવ્યાં, અને જશન કમીટી સ્થાપવાની મતલબ સમજાવતાં સૌએ ખુશીથી તેના મેમબર થઇ, તેનાં કામમાં દીલોજાનીથી ટેકો આપવા ઇચ્છા દેખાડી, નીચે પ્રમાણેની એક નાની દીલસોઝ કમીટી સ્થાપવામાં આવી હતી.

દસ્તુર રૂસ્તમ મુબેદ ખુસરૂ (સરનશીન.)
દસ્તુર મેરવાન દસ્તુર તીરંદાઝ (યઝદના કામચલાઉ વડા દસ્તુર.)
અરબાબ ખુદારામ હોરમઝદયાર.
અરબાબ શાપુરે ગુશ્તાસ્પ.
માનેક ફરીદુન મુલ્લાં.
બાનમ હાદોખ્તે શાપુર.
,, ખેરમને દસ્તુર તીરંદાઝ.
,, ફીરંગીઝ દસ્તુર ખુદાયાર.
દસ્તુર શેહેરયારે જમશીદ (ઓ. સેક્રેટરી.)

યઝદમાં બલકે ઇરાનમા મારા ધારવા પ્રમાણે આ પહેલોજ બનાવ છે કે જરથોશ્તી બૈરાં માટીડાઓએ એક કમીટીમાં સાથે બેસી કામ કીધું હોય.

આ કમીટીની મતલબ એવી રાખવામાં આવી છે કે, મુંબઇની જશન કમીટી માફક દર મહીને અનજુમનના હોલમાં સાંજે જશન કરવું, અને ત્યાર પછી જે નરનારીઓ વાએજ કરવા માંગતા હોય તેઓને દરેક રીતનું ઉત્તેજન આપવું. એ પ્રમાણે વાએજો સાંભળ્યાથી જરથોશ્તીઓની પોતાના ધર્મ ઉપર આસ્થા વધે, તથા સાથે સાથે બીચારા બૈરાંઓ જેઓને કોઇબી દીન ઘરની બહાર નીકળવાની ટક મલતી ન હતી, તેઓ આવા ધર્મી મેલાવડાઓમાં હાજર થઇ પોતાના જીવને પણ કાંઇક રાહત આપી શકે. બીજું એ જે દર મહીનાના જશનો ઉપરાંત બીજાં જશનો જેવાં કે અશો ઝરથુશ્ત્ર સાહેબ, પાકઆદ ફીરદોસી તુસી અને બેહેશ્ત બેહેરેહ માનેકજી સાહેબના જશનો હંમેશ માફક સવારે ગાહામબારખાનામાં કરે. એક કલમ એવી દાખલ કરવામાં આવી છે કે, જો કોઇ પોતાના મરહુમ ખેશીને નામે સાત તુમાન

ભરે તો, તે મરનારનું નામ હંમેશા જશનમાં લેવું. એ પ્રમાણે આ મંડળ પોતાના પગો ઉપર હંમેશનું ઉભું રહી શકશે.

### શેઠ સોરાબજી દોરાબજીનો ઇરાનમાં સાહસ.

બંદર આબાસવાલા શાહ સોદાગર શેઠ સોરાબજી દોરાબજીએ તેહેરાન તથા યઝદમાં પણ પોતાની શાખા ખોલી છે. આ પ્રમાણે ઇરાનમાં શેઠ સોરાબજીએ પોતાનો વેપાર ધંધો ફેલાવ્યો છે, જે એક જરથોશ્તી બચ્ચા તરીકે ખુશી તથા મગરૂર થવા જોગ બીના છે.

યઝદમાં બહારની મોસમ પૂરી થવા સાથે ગરમી શરૂ થાય છે, તે એટલાવેર કે દસ વાગા પછી ઘેરની બહાર નીકળવું પણ મુશ્કેલ થઇ પડે છે. જુલાઇની શરૂઆતમાં સ્કુલો બંધ થઇ છોકરાઓ અવારનવાર બાગ બગીચાઓમાં ઉતરી પડે છે, જ્યારે શેહેરના અરબાબો દેહબાલા નામની શીતલ ટેકડી ઉપર પોતાના બંગલાઓમાં જઇ રહે છે. લોકો પોતાના ઘેરના ધાબાં ઉપર સુવાનું લોકો શરૂ કરે છે, જો કે સવાર થંડકવાલી રહે છે.

### યઝદથી મારી રવાનગી.

ઇરાનમાં લગભગ બે વરસના રહેવાસ પછી સોમવાર તારીખ ૨૭ મી જુન ૧૯૨૭ ને દીવસે સઘળા દોસ્ત આસનાઓની ભલી દુવાઓ સાથે મેં સાંજે ૬ વાગે યઝદ છોડયું. શેહેરની બહાર આવેલા મોટર ગેરેજ તરફ શેહેરના બાનુઓ, અરબાબો તથા વડા દસ્તુર મેરવાન દસ્તુર તીરંદાઝ તમામ દસ્તુરો સાથે મને છેલ્લી સલામ કરવા હાજર હતા. ગરમીના દીવસોને લીધે મોટરમાં મુસાફરી કરવી સખ્ત હતી. તારીખ ૨૯ મીએ સવારે અગીયાર વાગે શીરાઝ આવી પૂગી, બાગે વકફમાં આસરો લીધો. મુંબાઇની ઇરાની જરથોશ્તી અંજુમનની મહેરબાનીથી આ બાગે વકફમાં જોઇતા સુધારા વધારાઓ થયા છે, તથા એક કારભારી પણ રાખવામાં આવ્યો છે જે ગનીમત છે. છેલ્લાં એક વરસથી શીરાઝમાં જાનવાજોગ ફેરફારો થવા લાગા છે. સાહસીક જરથોશ્તી જવાનો ઇરાન તરફ વેપાર અર્થે નજર કાંય નહિ દોડાવતા?

### બુશાયર.

બ્રેસપતવાર તારીખ ૩૦ મી જુનને દીવસે શીરાઝથી ચાર વાગે પડી રાત્રે કાઝરૂન પહોંચી, શુકરવારે સાંજે પાંચ વાગે બુશાયર આવી અહિંના વેપારી શાપુરજી કનટ્રાકટરને ત્યાં મુકામ કીધો. ખરૂં પૂછો

તો શાપુરજીબા બુશાયરમાં આવતા જતા જરથોશ્તી મુસાફરોને દરેક રીતની સગવડ આપવામાં મદદગાર થઇ પડે છે.

શેઠ ખરશેદજી લીમજી.

જ્યારે હું કોટની સર જમશેદજી જીજીભાઇ ઇનસ્ટીટયુશનમાં શીખતો હતો ત્યારે કેટલા વરસો વેર એવણ મારા કલાસ સાથી હતા. એવણ 'ધી બાંબે સાઇકલ એન્ડ મોટર કુંપની'માં જોડાઇ, આપબળ અને જાતી મહેનતથી ધીમે ધીમે વધી, નસીબદેવીની કૃપાથી હાલમાં મેનેજીંગ ડીરેકટર થયા છે. શેઠ ખરશેદજીએ આજથી લગભગ બે વરસની વાત ઉપર પોતાના ધંધા અર્થે ઇરાનમાં જઇ, ગમે તેવી મુસીબતો છતાં સઘળે ફરી વળી નજર દોડાવીને, 'ડાડજ' મોટરકારની એજનસી ખોલી છે.

જુલાઇ મહીનામાં ઇરાનના કોસ્તા ઉપર એટલે બંદરઆબાસ, બુશાયર તથા બસરા વગેરે શહેરોમાં અતીશ્ય ગરમી હોવાને લીધે ઘણા માણસો જીવથી બેજાન પણ થવાની ખબર મલી હતી. મુંબઇથી બસરા ગયલા એક જરથોશ્તી અતીશ્ય સખ્ત ગરમીને લીધે તરતજ વલતી સ્ટીમરમાં મુંબઇ પાછા ફર્યા હતા.

રીશાયર.

બુશાયરથી સાડા સાત માઇલ દુર આવેલી રીશાયર નામની જગા એક અંગ્રેજી કોલોની છે, કે જ્યાં આઇસ ફેકટરી, ઇલેકટ્રીક પાવર સ્ટેશન, ટેલીફોન સ્ટેશન વગેરે છે. દર્યાની બાજુમાજ ખારા પાણીને ડીસટીલ કરી લોકોને પહોંચતુ કરવામાં આવે છે. આ સઘળું મોટી લડાઇ વખતે જ્યારે અગ્રેજ સરકારનું લશ્કરી મથક અહીંયા હતું ત્યારે ઉભું કરવામાં આવ્યું હતું. હાલમાં રીશાયર કાંઇ ઉજડ જેવું લાગે છે. અહીંયાજ બાજુમાં દરીયે કીનારે એક અસલના વખતનો કીલ્લો જોવામાં આવે છે.

સખત ગરમી હોવાને લીધે આપણે પણ થોડા દીવસ રીશાયરમાં મી૦ વાડયાના કોટેજમાં, તો થોડો વખત મી૦ શાપુરજીબાને ત્યાં રહી, ઇરાનના તાબુતનો તમાશો જોઇ, તેજ દીવસે રાત્રે એટલે આતવાર તારીખ ૧૦ મી જુલાઇ ૧૯૨૭ ને દીને ઇરાનની પવીત્ર ખાકને ચુંબન કરી સ્ટીમર વરેલામાં બેસી કરાંચીનો રસ્તો લીધો. ભલા મીત્ર દાકટર ઘોઘાવાલા સાથે વાતો કરતા કરતા બે દીવસ તો આસાનીથી

પસાર થઇ ગયા, પણ પછી ત્રીજે દીવસે સવારથી સ્ટીમરે રોલીંગ કરવા માંડયું તે રાત્રે તો વીજળી સાથના વરસાદ તથા તોફાને દરયાનો કાંઇ ઓરજ અનુભવ આપ્યો.

ભરેસપતવાર તારીખ ૧૪ મી જુલાઇએ સવારે કરાંચી ઉતરી અમારા મેહેરબાન મીત્ર શેઠ રૂસ્તમજી મારકરના બંગલામાં ઉતારો લીધો. શહેરે કરાંચીમાં આજથી પાંચ દાયકા અગાઉ જે ગણત્રીના પારસીઓએ તેના સુધારા વધારામાં આગેવાન ભાગ લઇ પારસી નામના મેળવી હતી, તેઓમાંના ખાનબહાદુર નસરવાનજી રૂસ્તમજી મેહેતા એક છે.

## શેઠ નસરવાનજી મેહેતા.

કરાંચીનો આ સાદો પારસી શેઠયો કોમ તરફ અજબ પ્રકારની દીલસોજી ધરાવતો માલુમ પડયો. એવણના બહોળા વેપાર ધંધામાં રોકાયલા માણસો જોશો તો લગભગ તમામ જરથોશ્તી, જો કે કેટલીક વખતે એ બાબદમાં એવણને ખતા પણ ખાવી પડી હતી. એવણ સાથે ફરતાં હરતાં મને જે કાંઈ માલમ પડયું તે બાબેના મારા ગુમાનમાં જો હું રાસ્ત હોવું તો તે આ હતું કે આપણી કોમનું બારકસ દેખાદેખીના ખરચથી ખડક સાથે અથડી પડવાની ધાસ્તીમાં છે, અને તે માટે તેવણ બેહદ દલગીરી દર્શાવતા હતા, કે જે આજે હું પણ મુંબઇ નગરીમાં મારી ચુંચી આંખોએ હવે જોઇ શકું છું. એવણ સાહેબની સખાવતનો હાથ માત્ર કરાંચીમાંજ નહી પણ સુરત શહેરમાંબી લંબાયલો માલુમ પરે છે.

કરાંચીમાં અમારી ફીઝીકલ કલચર લીગના લાયકીવાલા સેક્રેટરી અને ઉલટમંદ જવાન દાકટર વાનીચા સાથે ત્રણ ભાષણની ગોઠવણ કરવામાં આવી હતી.

શનીવાર તારીખ ૧૬ મી જુલાઇએ મેં ઇરાનને લગતી મેજીક લેનટર્ન સ્લાઇડસ તેની સમજણ સાથે શેઠ નસરવાનજી મહેતાના પ્રમુખપણા હેઠળ દેખાડી હતી, જયારે આતવારે અહીંના એક માનવંત ત્રસ્ટી શેઠ ખજુરીનાના પ્રમુખપણા હેઠળ શાહનામાને આધારે અશો જરથોશ્ત સાહેબની જીંદગી ઉપર ટુંક વીવેચન કર્યું હતું.

મારૂં ત્રીજું ભાષણ શાહનામાને આધારે ઇરાનના નેકબખ્ત શાહાનશાહ કયગુશતાસ્પ તથા જાદુગર સરદાર અરજાસ્પ વચ્ચેની

દીની લડાઇ વીષે મેં સોમવાર તા૦ ૧૮ મી જુલાઇએ દસ્તુર ડાકટર ધાલાના પ્રમુખપણા હેઠળ વાંચ્યું હતું. મારા ભાષણ પછી ઇરાની જર-થોશ્તીઓની હાલત ઉપર મેં એક ટુંક બ્યાન કીધું હતું.

મારા મીત્ર શેઠ રૂસ્તમજી મારકરના નેક ધણીયાણી બાઇ શીરી-નબાઇની પરોણાગતનો સ્વાદ ચાખી આ ભલાં બાઇ ઉપર દુવા ગુઝારી, કરાંચીથી ત્રેન મારફતે મુંબઇ તરફ હેર્યું લીધું.

આ પ્રમાણે તારીખ ૨૮ મી અકટોબર ૧૯૨૫ ને દીને કાંઇક ઉલટ અને જોમ સાથે મુંબઇ છોડી, લગભગ બે વરસના ગાળા પછી શુકરવાર તારીખ ૨૨ મી જુલાઇ ૧૯૨૭ ને દીવસે પાછો મુંબઇમાં મારા કુટુંબકબીલાને મળવાને શકતીવાન થયો હતો, તે માટે તે સાહેબના હઝારો હઝાર શુક્ર કરૂં છું.



# પ્રકરણ ૩ જું.



## યઝદ શેહેરની આજુબાજુ આવેલી જુદી જુદી ઝીયારત-ગાહોનાં રસીલાં દાસતાનો.



### ઝીયારતગાહે નારેસતાન.

મારી આગલી મઝરેહે કલાનતરની મુસાફરી વખતે મને ઇરાનના બરફના તુફાનનો પુરેપુરો અનુભવ મલ્યો હતો, જ્યારે આ વખતે મને રેતીના બીયાબાનમાં ફુંકાતા પવન સાથના વરસાદનો અનુભવ મલ્યો છે, જે ઉપરથી માલુમ પડે છે કે ઇરાની માટીડા બૈરાંઓ કુદરતી આફતો ખમવાની કેવી અસાધારણ શકતી ધરાવે છે. તારીખ ૧ લી એપ્રીલ ૧૯૨૬ ની રાત્રે હું કાંઇક ઉલટથી ઝીયારતગાહોની પહેલીજ વાર મુલકાત લેવાને તૈયાર થયો હતો. રાત ઠંડી હતી વરસાદ પડવો ચાલુ હતો. એ પ્રમાણે લગભગ ત્રણેક વાગાનો સુમાર થયો નહી હશે કે, "માનેક મુલ્લાં, ચાલો!" કરી બારણું ઠોકાયું. આપણે પણ તૈયારજ હતા. બહાર ગધેડા ઉપર બીસતરો પાંથરી વીચાર કીધો કે, શેહેરની પાદર વેર જરા ચાલું તો દીલમાં ગરમી આવે; પણ જોવું તો ગલીઓ પાણીથી ચીકાર, અને ઇરાનની મોસમનો આપણને કાંઇ અનુભવ નહીં એટલે મારા સાથી દસ્તુર નામદાર ઉપર ભરોસો મુકી, ગધેડાં ઉપર સવાર થઇ, ફાણસની મદદ સાથે શહેરની બહાર ચાલુ મુકયું. એમ કરતાં અંધારામાં મોરચાબાદ ગામમાં દાખલ થઇ, એક ખેતરની વચમાં કાંઇક મટોડીથી લીપેલી કોઠડીમાં બેસી બીજાઓની આવવાની રાહ જોતાં બેઠાં. હવે અંધારૂ દુર થઇ ઉજાસ ફેલાયો, જો કે વરસાદ પડવો તો ચાલુજ હતો, એમ કરતાં લગભગ પચ્ચીસેક જણાઓની ટોળકી ગધેડા ઉપર સવાર થઇ આવતી જોઇ, જેઓમાં ત્રણ પુરૂષ, પંદર સ્ત્રીઓ તથા વરસ એકની અંદરના ત્રણ બચ્ચાંઓ હતાં. અમોએ લગભગ રેતીવાળી જગામાં બે કલાકની કુચ પછી એક બાંધેલી જગા આગળ આસરો લીધો, અને કુમેસ્તા છોડી થોડું ઘણું ખાઇ લઇ વીચારમાં પડયા કે આગલ વધ્યે યા અહીં થોભી જઇ વરસાદનો રાહગાત જોઇએ ?

મને પુછવામાં આવતાં મેં જણાવ્યું કે મને કાંઇ અહીંની મોસમનો અનુભવ નથી, એટલે તે લોકોએબી ખુદાનું નામ દઇ આગળ ચલાવ્યું.

## રેતીના રણમાં વરસાદ સાથનું સખત તોફાન.

હવે વરસાદ જોરમાં પડવો ચાલુ થયો, અને સાથે સાથે પવન પણ ફુંકવો શરૂ થયો કે, મુસાફરી કરવી ઘણીજ મુશ્કેલ થઇ પડી, અને આપણને પણ હવે પુરેપુરો અનુભવ મલતો ગયો, તે એટલા સુધી કે માથાથી તે પગ વેર ઓવરકોટ સાથે ભીંજાઇને તર થઇ ગયો, અને હવે ઓવરકોટમાં પચેલું પાણી બહાર ટીપાવા લાગ્યું. એક બાજુથી ભીંજાયલા દીલ ઉપર સખત પવન ફુંકી દીલમાં કલતર પેદા થાય, અને બીજી બાજુથી બરફાનો કાઠો રહી ગયો! એ પ્રમાણે બધાઓનાજ હાલ સમજવા અને કોઇ કાંઇ બોલે નહી. મારા સાથીએ તો બેહરામ યશ્ત ભણવી શરૂ કીધી. ગધેડાંઓનેબી બોજા સાથે પોચી રેતીમાં ચાલવું મુશ્કેલ થઇ પડતું હતું. એમ કરતાં હવે રેતી પુરી થઇ, અને પથ્થરોવાલી પહાડી જમીન ઉપરનું ચઢાણ શરૂ થયું, કે હુંબી કંટાળેલો હોવાથી ગધેડા ઉપરથી ઉતરી પડયો અને પગે ચાલુ મુકયું. કોઇ ઠેકાણે નરમ જગામાં પગ બેસી જાય, તો બાજે વખત ગુંઠણ જેટલા પાણીના ધોધમાંથી જવું પડે.

## ઇરાની ઓરતોની સહનશકતી.

એમ કરતાં કરતાં ભીજાતાં તણાતાં એક નદી આગળ આવી સઘળાંઓ ગધેડાં ઉપરથી ઉતરી નદી ઓળંગવાના વીચારમાં પડ્યા, કે જેનાં પાણી પણ જોશ સાથે વહેતાં હતાં. જે માતાઓ ઝીયારતગાહના પવીત્ર એતેકાદથી પોતાના બચ્ચાંઓને આખે રસ્તે છાતી આગળ દાબીને સવાર થઇ હતી તે બીચારીઓના પગ બચ્ચાંના વજન સાથે ચાલુ સરદીથી સુન મારી ગયલા હોવાથી, ગધેડાં ઉપરથી નીચે ઉતરવું મુશ્કેલ થઇ પડયું હતું. હવે તેઓ પોતાના સૌથી વહાળાં બચ્ચાંઓ સાથે નદી ઓળંગવાને તદનજ નાચાર હતી. હું પણ માથાથી તે પગ વેર તદનજ ભીજાયલો હોવાથી ઓવરકોટ કહાડી, ખુદાનું નામ ઝબાન ઉપર લઇ, જાંગ વેરના જોશબંધ વહેતાં પાણીમાં દાખલ થઇ, વચમાં મોટા પથ્થરાઓ ગોઠવી, તે ઉપર ઉભો રહી, ચીંતાતુર દીલે પણ પુર વીશ્વાસ સાથે સોંપેલાં બચ્ચાંઓને પેલે પાર મરદોના હાથમાં સહી-સલામત આપી, ઔરાંઓને સંભાળથી પેલે પાર ઉતારી મનમાં વીચાર

કરતો હતો કે, જો આજે આપણી મુંબઇની શંકડાયલી છાતીવાલી બેહેનપણીઓ હતે તો તેઓના શું હાલ થતે!

હવે ગધેડાંઓને બીજે રસ્તેથી લાવવામાં આવ્યા, જે વખતે આ ચતુર જાનવરોનો દેખાવ જોવાલાયક હતો. એ પ્રમાણે નદી નાળાંઓ પસાર કરતાં, ઝીયારતગાહના પહાડની તળેટીએ આવી, ભુખા પેટે ભીંજાયલા પહાડ ચઢી, એક બાંધેલી ઇમારતમાં આવી, આતશનું બળતણ કરી, થાકેલા જીવને કાંઇક રાહત આપી.

## ઝીયારતગાહે નારેસતાન.

આ ઝીયારતગાહ નારેસતાનના નામથી ઓળખાય છે, જે શેહેરથી લગભગ ૧૩ માઇલ દુર આવેલી છે. એવું માનવામાં આવે છે કે ઇરાનના છેલ્લા બહાદુર પણ કમનસીબ શાહાનશાહ યઝદઝર્દ શેહેરયારના છોકરા અર્દશીરની આરબોએ પુંઠ પકડી. જ્યારે તેઓ ઘણાજ નઝદીક



زیارتگاه نارستان

'Ziaratgah-i-Narestan'

A place of pilgrimage for Persian Zoroastrians.

**ઝીયારતગાહે નારેસતાન.**

આવી લાગ્યા, ત્યારે તે અશો ખસલતના શાહઝાદાએ પાક પરવરદેગારની દરગાહમાં સર ઝુંકાવી પોકાર કીધો કે, "અય ખુદા! તું મને આ શયતાની આરબોથી બચાવ." તરતજ તે અરજ સ્વીકારવામાં આવી.

પહાડમાં એક ફાટ પડી, અને જેવો અર્દશીરે તેમાં આશરો લીધો કે તે ફાટ પાછી સંધાઇ ગઇ. આવો કુદરતી ચમત્કાર જોઇ તે આરબો અજાયબ થયા, તથા તેઓ પણ તે જગ્યાને નમન કરી પાછા ફર્યા.

આ જગ્યા બધી બાજુના પહાડોથી ઘેરાયલા એક સાંકડા ખુણા જેવી છે. અહીંયા તે પવીત્ર જગ્યાને ગોલ નાના ગુંબજથી બાંધી લેવામાં આવી છે, જેની એક બાજુની દીવાલ તરીકે તે ફાટવાલી પહાડની જગ્યા આવી જાય છે, તથા વચમાં આતશ રોશન કરવા ઉંચુ બાંધકામ કરવામાં આવ્યું છે. બાજુમાંજ મીઠા પાણીનો ચશ્મો વહે છે, જેનું પાણી ત્યાં બાંધેલી હોજમાં એકઠું કરી, નીચે ખેતીવાડીના કામમાં એક મુસલમાન વાપરે છે, કારણ કે આ તમામ જગા મુસલમાનની વકફની છે. બીજી ઝીયારતગાહોની માફક શું મુંબઇનો કોઇ પાંચ પૈસે સુખી ઇરાની આ પવીત્ર જગ્યાને ખરીદી ન શકે?

અહીંયા ઝીયારતગાહે આવતા લોકો માટે બે પાકી ઇમારતો બાંધવામાં આવી છે, જેમાંની એકમાં ત્રણ અલગ ઓરડાઓ રાખવામાં આવ્યા છે. અહીંયા અમોએ ભીંજાયલા કપડાં તથા બીછાણું સાથે જેમ તેમ જરા ચણા, બોર, તરબુચનાં બી, તથા સુકાં નાન જે હમેશા સાથે રાખવામાં આવે છે તે ખાઇ, થાકેલા હોવાથી સુઇ ગયા. બીજે દીવસે આફતાબને પોતાની પુર રોશનીમાં જોઇ અમોએ અમારાં કપડાં, બીછાણું વગેરે સુકાવા મુકી, ભુખા હોવાથી ચુલો સળગાવી, ચા નાસ્તો ખાઇ પી, પાછા એવા તો તાજા થઇ ગયા કે, ગઇ કાલની થાકવી નાંખનારી ઝેહેમતભરી મુસાફરીનો કાંઇ પણ ખ્યાલ રહ્યો નહીં. એ પ્રમાણે અમો ચાર આખા દીવસો ભણીગણી ખુશીખુર્રમીમાં ગુજારી પાંચમે દીવસે પાંચ કલાકની મુસાફરી પછી શેહેરમાં પાછા ફર્યા. અહીંયા સ્પંદારમદ મહીનાના ખોરશેદ રોજે લોકો એકઠાં થાય છે.

## ઝીયારતગાહે સતીપીર.

એવું કહેવામાં આવે છે કે આ જગ્યા શાહાનશાહ યઝદઝર્દની મમાઇ જેને 'સતી' તરીકે ઓળખવામાં આવે છે, તેવણને આ જગ્યા અર્પણ કરવામાં આવી છે. આ જગ્યા એક ઇમારતના આકારની નાના ઓરડાઓવાળી ખુલ્લા રેતીના રણમાં આવેલી છે, જે મોરચાબાદ ગામથી જરા દુર એટલે શેહેરથી લગભગ એક માઇલના તફાવત ઉપર આવી છે. અમોએ અમારી વળતી મુસાફરીએ ત્યાં પણ જઇ, કુસ્તી

કરી હુવા ગુજારી શેહેર તરફનો રસ્તો લીધો. ઘણું કરીને બહમન મહીનાના આસ્તાદ રોજે ત્યાં લોક એકઠું થાય છે.

---

## ઝીયારતગાહે પીરે સબઝ યાને ચકચક.

સતી પીર, પીરે નારેસતાન પછી પીરે સબઝ યાને ચકચક નામની ઝીયારતગાહની મુલાકાત ઘાતકોપરવાલા રશીદ જમશીદની પારટી સાથે લેવાની મને તક મલી હતી. બ્રેસપતવાર તા૦ ૧ લી જુલાઇ ૧૯૨૬ ની બડી બામદાદે ચાર મોટરોએ પીરે સબઝ તરફ ચાલુ મુકયું. માર્ગમાં હસેનાબાદ તરફ રેતીમાં ગાડીઓ ચોંટકી બેઠી. એમ કરતાં દશ વાગે ૪૨ માઇલનો રસ્તો કાપી પીરે સબઝ નામની જગાના પહાડની તળેટીએ આવી પુગ્યા. પહાડની તળેટીથી ઉપર જતા વીસ મીનીટ લાગે છે, જ્યાં જુદા જુદા ગામનાં લોકોએ પોતાનાં ગામનાં રેહેવાસીઓ જ્યારે ઝીયારતગાહે આવે ત્યારે તેમાં આશરો લેવાને સારૂં પકકી બાંધણીના ખુલ્લા ઓરડાઓ બંધાવેલા જોવામાં આવ્યા. અહીં લોકો બહમન મહીનાના આસતાદ રોજથી તે સપંદારમદ મહીનાનાં બહમન રોજ વેર આવજાવ કરે છે. અમો પણ ત્યાં આસતાદ રોજથી તે હોરમઝદ રોજ વેર રહ્યાં હતાં, જેથી મને જુદા જુદા ગામના લોકોની રાહરસમ અનુભવવાની સારી તક મલી હતી.

### બાનુ હઇયાતબાનુ.

આ પવીત્ર જગાને વાસ્તે એવું કહેવામાં આવે છે કે પાદશાહ યઝદઝર્દ શેહેરયારની બીજી છોકરી નામે બાનુ હઇયાતબાનુને પકડવાને પુઠે લાગેલા આરબો જ્યારે ઘણાજ નજદીક આવી લાગા ત્યારે તે બાનુએ પાકપરવરદેગારની બંદગી કીધી કે, "અય ખુદા! આ આરબોથી મારી આબરૂ બચાવ." તે પાકઝાદ બાનુની અરજ સ્વીકારવામાં આવી અને તરતજ તે પહાડમાં એક ફાટ પડી અને જેવી તે બાનુ અંદર દાખલ થઇ કે ફાટ પાછી સંધાઇ ગઇ. આવો ચમત્કાર જોઇ પેલા અરબો પણ અજાયબ થયા અને તેઓ પણ તે જગાને પવીત્ર ગણી નમન કરી પાછા ફર્યા.

આ એક પહાડની વચ્ચેથી મીઠા પાણીનો ઝરો ટપકે છે, જેનું ટપકતું પાણી લગભગ ૫૦ ફીટની ઉંચાઇએથી એક ઇંડારોકી યાને સીલોન દેશના જેવાજ આકારવાલી ૩૦ ફીટ લાંબી તથા વચ્ચેથી

૧૨ ફીટ પોહોળી અને ૧૨ ફીટ ઉંડી ટાંકીમાં એકઠું થાય છે, જે પીવામાં ઘણુંજ હલકું છે. જો કે અમો ગયા તે વખતે લગભગ ૫૦૦ જરથોશતી બૈરાં, માટીડા, છોકરાં, છોકરીઓનો એક જંગી મેળાવડો તેઓની સવારી તથા ભારબરદારી ગધેડાંઓ સાથે એકઠો મલ્યો હતો, તોપણ તે પાણી હરેકને પુરૂં પડતું માલુમ પડયું હતું. ઉંચાઇથી નીચે ટાંકીમાં ટપકતાં પાણીનો અવાજ ચાલુ સંભળાય છે, જ્યારે બીજી બાજુએથી એક નાની ધારના આકારમાં પાણી ટાંકીમાં જાય છે.

એવું કહેવામાં આવે છે, અને મને પણ ખાસ જણાવવામાં આવ્યું હતું કે, જેમ જેમ લોકો ઝીયારતગાહે આવતા જાય છે, અને જેમ જેમ ત્યાં અવસ્તાના કલામો વધારે ભણાય છે, તેમ તેમ તે ટપકતું પાણી પણ કુદરતી વધે છે, કે જેથી તે પાણી બધા માણસો તથા જાનવરોને પુરૂં પડી શકે. આ બાબદ મારા પાંચ દીવસની ચાલુ ખાસ તપાસ પછી મને વજુદ વગરની માલુમ પડી, અને ટાંકીમાંના પાણીનો લગભગ ત્રીજો ભાગ ઓછો થયલો માલુમ પડયો, જો કે લોકો જ્યારે ટાંકીમાંના એક નલ મારફતે પાણી ભરતાં હતાં ત્યારે ઘણી સંભાળ લેતાં હતાં, કે તે પાણી કોઇપણ રીતે વ્યર્થ નહીં જાય.

પાણીની ટાંકીની બાજુમાંજ ગોળ ગુંબજવાલો એક ઓરડો બાંધવામાં આવ્યો છે, જેની વચમાં ઇંટ ચુનાનું એક અફરગાન્યા જેવું કાંઇ બનાવવામાં આવ્યું છે, જ્યાં લોકો સુખડ તથા ખુશબોઇ મુકી આતશને રોશન કરે છે તથા ત્યા બંદગી કરે છે. એ ગુંબજવાલો ઓરડો કે જે લગભગ ૧૨ ફીટ ડાયમેટરનો છે તેની એક તરફની દીવાલ તરીકે પેલા પહાડની સંધાઇ ગયલી ફાટ આવી જાય છે કે જ્યાં તે પાકદામાન બાનુ ગુમ થઇ હતી.

## વખાણવાજોગ નીતીરીતીનો અનુભવ.

અમો જે વખતે ત્યાં ગયા ત્યારે ઝીયારતના ખાસ તે દીવસો હતા તેથી યઝદ અને તેની આજુબાજુનાં ગામોમાંથી લગભગ ૫૦૦ ઉપર જરથોશતીઓ પોતાનાં કુટુંબ કબીલા સાથે જરૂર જોગો સામાન ગધેડાંઓ ઉપર બાંધી બે ત્રણ દીવસો વેરની જંજાળભરી મુસાફરી પછી ત્યાં આવી લાગતા હતા. ત્યાંજ તેઓ જેમ તેમ પોતાનો ખોરાક પકાવી ખાતાં હતાં, તથા બહાર ખુલ્લામાં સુઇ રાત પસાર કરતાં હતાં. નીતી રીતીનો મુદ્દલે ભંગ મારા જોવામાં આવ્યો ન હતો, જે ખચ્ચીતજ આફ્રીન કરવા જોગ છે.

પાણીની ટાંકીને માત્ર એકજ નળ હોવાથી અને દીવસો ગરમ હોવાથી, શું રાંધવાને સારૂં યા શું માણસો તથા જાનવરોને પીવા સારૂં વગેરે તે નળ ઉપર ખડી આમદાદથી તે રાત વેર ચાલુ ધસારો રહેતો હતો, તોપણ શું જુવાન છોકરી કે છોકરો, ઓરત કે માટીડો તમામ અદબથી પાણી ભરતાં હતાં, યા એક બીજાને ભરી આપવામાં મદદ કરતાં હતાં. જ્યારે આપરી તરફના કહેવાતાં શીખેલાં ભણેલા તથા કેળવાયલાં જરથોશ્તી ઐરાંઓ, જો કે પાડોશીઓ હોય છે તે છતાં, પાણી ભરવાને સારૂં એકબીજા સાથે મારામારી કરી, નાલાયક તથા નછાજતાં શબ્દોમાં ગાળો દઇ, છેલ્લે કોરટે જતાં મેં કઇંક વાર છાપામાં વાંચ્યું છે, ત્યારે તેઓ કરતાં અદબમાં અહીંનો અભણ ઇરાની હજાર ઘણે દરજ્જે બેહેતર છે.

### સફાઇ સુઘડાઇની કોતાઇ.

ઉપરની ટાંકીમાંથી પાણી ભરી લાવવાની સગવડને સારૂં સઘળાંઓ જેમ બને તેમ નજદીકનીજ જગામાં જ્યાં ખાલી જમીન મલી ત્યાં પડાવ નાંખતા હતાં તથા ત્યાંજ ગધેડાંઓ બાંધતા હતાં, એટલે ત્યાં એટલું તો ગીચ થતું હતું કે ચાલવાની પણ જગા નહી, અને મારા વીચાર પ્રમાણે જો લોકો પંદરેક દીવસ ત્યાં રહે તો જરૂરજ કાંઇ રોગ ફાટી નીકળે, પણ તેની પહેલાં તો ટાંકીજ ખાલી થઇ જઇ પાણીની તાણ પડે.

### ઝીઆરતગાહનો દેખાવ.

મેં મારી ૧૯૧૫ ની કેશમીરની મુલાકાત દરમ્યાન દીવાળીના દીવસો સીમલાની ટેકડી ઉપર પસાર કર્યા હતા, તેવો કાંઇ દેખાવ મને આ પહાડની નીચે લાગતો હતો. સાંજે પહાડની નીચેથી જ્યારે હું સદીઓ વેર જુલમથી દબાયલા તથા જખમી થયલા પણ હાલમાં નામદાર રીઝાશાહ પેહેલવી (ખુદા તેમને લાંબી જીંદગી બક્ષે) ના અમલમાં છુટકારાનો દમ ખેંચતાં મારા અતી વ્હાલા જરથોશ્તી ઇરાની કુટંબોને જ્યારે સાથે બેસી ખાવા પીવા યા ગાવામાં મશગુલ થયલા હું જોતો હતો ત્યારે તે દેખાવ જોઇ ખુદાના હઝારો હઝાર શુક્ર કરતો હતો. ઝીયારતગાહેથી પાછા ફરતાં ગામોના ઓળખીતાઓ મને મલતા ત્યારે "ઝીયારત બેશોમા મોબારક બાશદ" યા "ઝીયારત બેશોમા કબુલ બાશદ" યા "ઝીયારત બેશોમા રોશન બાશદ" કરી ઇચ્છતા, યાને "ઝીયાર-

તગાહની મુલાકાત લઇ તમોએ જે મુરાદો માંગી હોય તે આર્માન થાવો!" ત્યારે હું જવાબ આપતો કે "બે શોમા મુબારક બાશદ". પછી શરાબની જામ આગળ ધરતા કે આપણે દરીમાં "સ્લુમતી બા સરે શમુ" (સલામતી બર સરે શોમા) કરીને નોશ કરતા, ત્યારે તેઓ "નુશે જાન" કરી જવાબ આપતા. આ પછી સગનની નીશાન તરીકે શીરીની આગળ ધરવામાં આવતી કે આપણે એકાદ ચીજ મોહમાં મુકતા કે જેથી તેઓ પોતાને માન મલેલું સમજતા.

આ પ્રમાણે પીરે સબઝ ઉપર પસાર કરેલાં પાંચ દીવસો હું મારી જીંદગીમાં કદી પણ વીસરીશ નહી.

## જશનની ક્રીયા.

રૂઝે અનેરાન જે આ ઝીયારતગાહનો મુખ્ય દીવસ કહેવાય છે, તે દીવસે ઘાટકોપરવાળા વેપારી મી૦ રશીદ જમશીદના ભાગીદાર શેહેરયાર રૂસ્તમે પોતાના ગામ આરાસ્તાનના રહેવાસીઓને સારૂં એક બ્લોક બંધાવ્યો હતો, તેના મુરતની ક્રીયા વખતે એક જશન કરવામાં આવ્યું હતું, જે વખતે મી૦ દીનશાહ મેરવાને એક ટુંક વાએજ કરતાં નીચેની ખરાબ હાલતમાં પડેલી આબ અંબાર, એટલે પાણી એકઠું કરવાની જગા તરફ હાજર રહેલાઓનું ધ્યાન ખેંચ્યું હતું, જે વખતે તરતજ કયાની કુંપનીવાળા મી૦ ખુદારામ મરઝબાને આપેલા બસો તુમાન તથા બીજા લગભગ સો તુમાન વેરની રકમ એકઠી થઇ હતી.

અહિંયા અમોએ પાંચ આખા દિવસો પસાર કર્યા હતા જે વખતે ગામના લોકો પણ ત્યાં આવેલા હોવાથી તેઓની રાહરસમ જોવાની મને સારી તક મલી હતી. છઠે દિવસે બપોરે ત્યાંથી ઉપડી મોટર મારફતે યઝદ શેહેરમાં જઇ પૂગ્યા.



## ઇરાનમાં મુસાફરીનું વાહન.

ઇરાન દેશમાં ગધેડાં ઉપર મુસાફરી કરવાનું કાંઇ આસાન નથી. એક ગધેડું પોતાના સવાર અને અઢી મણના બોજા સાથે દીવસના પંદર માઇલ કાપી શકે છે, જ્યારે ખચ્ચર પોતાના સવાર સાથે પાંચ મણનો બોજો લઇ દીવસના વીસથી ત્રીસ માઇલ ચાલે છે, અને ભાર

અરદ્દરી ઉંટ પંદર મણના બોજા સાથે રાતના પંદરથી પચ્ચીસ માઇલ ચાલી શકે છે.

હવે જ્યારે આપણને ઇરાનમાં આજુબાજુની જગા જોવા જવું પડે છે, ત્યારે જો મોટરની સગવડ નહીં થઇ પડે તો, ગધેડાં ઉપર સવાર થવા સીવાય બીજો છુટકો નહીં. પહેલાં તો ગધેડાંની પીઠ ઉપર એક જાતની બેઠક મુકવામાં આવે છે, જેની ઉપર ખોરજીન લટકાવવામાં આવે છે, કે જે ગધેડાંની બેઉ બાજુ એક જાતના કોથળા તરીકે વપરાય છે, તેમાં આપણો જોઇતો સામાન તથા ખાવાનું વગેરે મુકવામાં આવે છે. બાજુમાંજ એક ફાણસ તથા પાણીનું વાસણ વગેરે લટકાવવામાં આવે છે, તથા પીઠ ઉપર ઓઢણું તથા બીછાનું પાંથરી સવારી કરવી પડે છે, જે આપણા જેવા મુંબઇગરાઓને વાસ્તે મુશકેલ થઇ પડે છે. બીછાના તથા ભરેલા ખોરજીનને લીધે વધારે પહોળા કીધેલા પગો તેના કાતરામાંથી દુખી આવે છે, ત્યારે જેમ ખુરસી ઉપર એકજ બાજુએ પગો કરી બેસ્યે છીયે તેમ બેસવું પડે છે, જેની બરાબર આદત ન હોય તો નીચે ઉથલી પડી હાથ પગ કમર ભાંગવાનો સંભવ થઇ પડે છે. ગમે તે કહો પણ કલાકો વેર સવારી કરવાને વાસ્તે કમરનો કાંઠો સાબુત જોઇએ. વળી જ્યાં મંજલ આવે કે ગધેડા ઉપર બાંધેલો સામાન, ખોરજીન વગેરે છોડવું પડે અને ગધેડાને ઘાસ જવ વગેરે ખવાડી પાણી પીવાડવું પડે. આવી રીતની હાડમારી ખમવાની શકતી હોય તોજ ગધેડા ઉપર ધીરજથી લાંબી મુસાફરી કરી શકાય.

## ઇરાનના પહાડી મુલકમાં મુસાફરી.

જ્યારે પણ હું શેહરે યઝદની બહાર સાંજને વખતે એખલો ફરવા નીકળતો હતો ત્યારે સામે દેખાતા બરફવાલા પહાડોમાં મુસાફરી કરવાનું મને મન થતું હતું, કે જ્યાં પણ ઘણાં ગામો વસાયલાં છે.

અંતે તારીખ ૧૨ મી જુલાઇ ૧૯૨૬ મીનો દીવસ મારા ભોમ્યા શાહવરેહરામ સાથે નક્કી કરી, આફતાબ પોતાના સોનેરી કીરણો બહાર કહાડે તેની બે કલાક અગાઉથી અંધારામાં ગધેડાઓ ઉપર બીછાણું તથા માત્ર જોઇતોજ સામાન બાંધી, અવસ્તાના કલામો પઢતા શેહેરમાંથી ઝીયારતગાહે પીરે-નારકીની મુલાકાત લેવા માટે બહાર પડયા. આ વખતે દસ્તુર મેહેરગાન નામના ૯૦ વરસની ઉમરના ખડતલ પરહેઝગાર દસ્તુર પણ સાથે હતા. શહેરમાંથી બહાર

ખોરરમશાહ, આરાસ્તાન તથા કાસમાબાદ છોડી જ્યારે ઝઇનાબાદ તરફ આવી લાગા કે સુરજે પોતાની રોશની બહાર પાડી કે દીલમાં જરા ગરમી આવી. ચેમમાં જરા ઉતારો કરી, ચા પી, મુબારકે ગામમાંથી બહાર પડી, ૧૫ માઇલની મંજલ કાપી, સવારે લગભગ સાડા દશ વાગે તાફ્તગામમાં આવી લાગી, ત્યાંના દસ્તુર રશીદે નામદારના મકાનમાં વીસામો લીધો. અહીં સાંજ વેર આસાયશ લઇ, રાતને વાસ્તે જોઇતું ખાવાનું બાંધી લઇ, બે પહાડની વચ્ચે પથ્થર ટેકડાવાલી ખીણમાં ત્રણ કલાક વેર ઉપર ચઢી લગભગ ૬ માઇલ કાપી, અંધારામાં રાત્રે એક કાવાખાના આગળ બાદેગજ નામની ઉંચી જગાએ આવી ગધેડા ઉપરથી સામાન છોડી ઉતારો લીધો. આખા દીવસના થાકેલા હોવાથી જરા ખાઇ પી લઇ, ત્યાંજ બહાર ખુલ્લી હવામાં બીછાનું પાંથરી સુઇ ગયા, કે જે વખતે અમો ઉંચાઇએ આવેલા હોવાથી ઠંડો પવન ફુંકાતો હતો. મારા ભોમ્યા શાહવરેહરામે મને એવું સમજાવ્યું હતું કે "આપણી દરેક મંજલે આપણને સુવાનું સારૂં મકાન મલશે", પણ અફસોસ! બે વરસની વાત ઉપર મી૦ મારકરની પારટી સાથે દુઝદાબ છોડયા પછી મોટરની મુસાફરીવાલી પહેલી રાતે જે દીલ ધુજાવી નાંખનારો થંડો પવન ફુંકતો હતો, કે જેવી રાત મારા મીત્ર મી૦ ફીરોજશાહ ગઝદરે પોતાની જીંદગીમાં કદી પણ અનુભવી ન હતી, તેવીજ આબાદ આ રાત હતી. આપણે તો મનમાં મારા ભોમ્યાને સાલપામરીથી વધાવી લીધો, પણ ગળે ગાંઠ અને મોહઢે દુચો. મેં તો મારો મુસાફરીનો એક ખાસ નાનો બીસતરો બનાવ્યો હતો, એટલે હું તો જરા આરામમાં હતો, પણ મારા ભોમ્યાને ભર રાતે ધુજતા દીલે પેલા કાવાખાના તરફની એક દીવાલના ઓઠામાં બેઠેલો જોઇ, મને દીલમાં કાંઇ દલગીરી ઉપજતી હતી, જો કે મેં તો એને આ રાત તાફ્તમાંજ પસાર કરવા જણાવેલી હતી.

## મઝરેહે-ઇ-અહમદખાન.

ઠંડીને લીધે મારા ભોમ્યાને બરાબર ઉંઘ ન આવેલી હોવાથી, અમુને પણ રાત્રે ઉઠાડી સામાન બંધાવી ચાલુ મુકયું, કે દીવસના તડકો વધારે પડશે તો આપણી ઉતારાની જગા તરફ પુગવામાં મુશ્કેલી પડશે. આપણે પણ પાસે વહેતા પાણીથી હાથ મોં ધોઇ, બલેકલાવા ટોપી પહેરી, મોંહની આજુબાજુ શ્યાલ લપેટી પગે ચાલુ મુકયું,

કારણ કે ગધેડાને હવે પહાડ ચઢવો મુશ્કેલ પડતો હતો. એમ કરતાં સવારના પહોરમાં મઝરેહ-ઇ-અહમદખાન તરફ આવી લાગા, કે જ્યાં ખોરરમશાહી જરથોશ્તીઓનો એક મોટો બાગ હતો, ત્યાંના એક બાંધેલા મકાનમાં જઇ હાથ મોંહ ધોઇને ચા પી તરતજ ગધેડા ઉપર સ્વાર થઇ ચાલુ મુક્યું અને હવે પહાડની ખીણ તરફનો રસ્તો પકડયો.

**ખીણનો મનોરંજક દેખાવ.**

આજુબાજુના બે ઉંચા પહાડોની વચ્ચે ધોધમાર વહેતા પાણીના ઝરાની ખુબીથી આ લોકોથી વસાયલી ૬ માઇલની લાંબી ખીણ તમામ બાગબગીચાઓથી એટલી તો ભરપુર હતી કે, તે દેખાવજ આંખને તાજગી બક્ષનારો હતો. આખે રસ્તે સેંતુર, અખરોત તથા બદામના મોટાં મોટાં ઝાડોની ડાંખળીઓ ઉપર મેવો પોતાના પુર બહારમાં લટકતો હતો. ના એટલુંજ નહી, પણ બેહ, પેર, જરદાલુ આલુચા, દાડમ, આલુબાલુ, અંજીર, બોર, કમરકાકરીનાં ઝાડો તથા દરાખના વેલાઓ વગેરે માલુમ પડયાં. કેટલીક જમીનો ઉપર પપેટા, સલગમ, ચોગનદર, કલીંગર, ખરબુચા, ચણા, ચૉરી, ઘઉં, જવ, કાંદાની વાવણી કીધેલ્રી હતી. ટુંકમાં કહું તો આ આખી ખીણવાલી જમીન એટલી તો ફળદરૂપ હતી કે, ત્યાંના લોકો અનાજ મેવો વગેરે પોતાના વાસ્તે રાખી બાકીનો યઝદ શેહેરમાં વેચવા લાવતા હતા.

**ઓનઝા.**

ખીણની શરૂઆતમાં આવેલાં ગામો જેવા કે બાગ્યાબાદ, બોનસતાન થઇ બપોરે બાર વાગે લગભગ ૨૫૦૦ માણસોથી વસાયલા ઓનઝા કસબામાં આવી લાગા, કે જ્યાં મારા ભોમ્યા શાહ વરેહરામની માલેકીનો પણ એક બગીચો હતો. અમોએ અમારા મુસલમાન દોસ્ત અલીઅસખર હસનમહમદના બાગવાલા મકાનમાં ઉતારો લીધો. ઓનઝા પછી દરેબાર્માર તથા ફકરાબાદનાં ગામોથી આ ૬ માઇલવાલી ફળદરૂપ ખીણનો છેડો આવે છે, કે પછી બીયાબાન શરૂ થાય છે. આ આખી ખીણ બહુજ સાંકડી હોવાથી ચઢઉતર પહાડની જમીન ઓઈદી બાગબગીચાઓ બનાવે છે, જે દેખાવ પહાડ ઉપરથી ઘણોજ ખુશનુમા લાગે છે.

**જરથોશ્તીઓનો મોહલો યાને મહલેઇ મજુસ.**

આ આખી ખીણમાં આજથી લગભગ ૨૦૦ વરસની વાત ઉપર જરથોશ્તીઓની વસ્તી હતી, એમ મને તજવીજ કરતાં માલુમ પડયું

છે, અને એક મોહલો જે મહલેઇ મજુસ કહેવામાં આવતો હતો, જે મારા જોવામાં આવ્યો છે, કે જ્યાં એક સઉથી જુની મસીદ આવેલી છે, તેના લાકડાના બારણા ઉપર "હકન, હકન, અમલ ઉસ્તાદ રશીદ ૮૯૮ હીજરી" કરી કોતરેલું મારા વાંચવામાં આવ્યું. મારા વીચાર પ્રમાણે આ એક આતશકદેહ હોવું જોઇએ. વધુ પુછપરછ કરતાં માલુમ પડયું કે ઇરાનમાં યાહુદીઓ ઉપર જુલમ પડવાથી તેઓ પણ પારસીઓની પનાહમાં અહીંયા આવી વસેલા હતા.

## ઝીયારતગાહે પીરે નારકી.

એજ દીવસે બપોરે તડકામાં પાછા ગધેડા ઉપરનો સામાન બાંધી, ખોનઝાથી પીરે નારકી તરફ ચાલુ મુકયું. એક મુશ્કેલ પહાડ પગે ચઢી, નીચે આવેલા તેઝન્જ નામના ગામમાં આવી, એક ઝાડના છાયામાં કંઇક દમ ખાધો. કલાક એક પછી શમશાબાદ તથા સાન્યાબાદ નામના એક વખતના જરથોશ્તીઓથી વસાયલા ગામો ઓળંગી,



زیارتگاه پیر نارکی

'Ziaratgah-i-Narky.'

A place of pilgrimage for Persian Zoroastrians.

**ઝીયારતગાહે પીરે નારકી.**

૬ માઇલની ભર તડકામાં મુસાફરી કરી, પીરે નારકી નામની ઝીયારતવાલી જગાએ આવી, આરાસતાનીના બંધાવેલા એક બ્લોકમાં આસરો લીધો. ગુદારે તેઝન્જ ઓળંગી જોતાં માલુમ પડયું કે અહીંની જમીન ત્રણ બાજુનાં ઉંચા પહાડોથી ઘેરાયલી હતી.

બાનુ નાઝબાનુ.

આ પવીત્ર જગાને વાસ્તે એવું કહેવામાં આવે છે કે, ઇરાનના છેલ્લા બહાદુર પણ કમનસીબ પાદશાહ યઝદઝર્દ શેહેરયારની પાકદામન છોકરી નામે નાઝબાનુને પકડવાને પુંઠે લાગેલા આરબો જ્યારે ઘણાજ નજદીક આવી લાગા, ત્યારે તે બાનુએ પાક પરવરદેગારની બંદગી કીધી કે, "અય ખુદા! આ આરબોથી મારી આબરૂ બચાવ." તે પાકઝાદ બાનુની અરજ સ્વીકારવામાં આવી, અને તરતજ તે પહાડમાં ફાટ પડી, અને જેવી તે બાનુ અંદર દાખલ થઇ કે, તે ફાટ પાછી સંધાઇ ગઇ. આવો ચમત્કાર જોઇ આરબો પણ અજાયબ થયા, અને તેઓ પણ તે જગાને પવીત્ર ગણી નમન કરી પાછા ફર્યા.

આ પવીત્ર જગાને ૧૮ ફીટ દાયમેટરવાલા ગોલ ગુંબજમાં ઘેરી લેવામાં આવી છે, જે રૂસ્તમ ખુદામુરાદે ૧૨૫૨ યઝદઝરદીમાં બંધાવેલી છે, જે ઘણીજ સારી હાલતમાં છે. દરરોજ તે જગાને સાફસુફ કરી બાજુએ મુકેલા અફરગાન્યામાં આતશ રોશન કરવામાં આવે છે, તથા આખી રાત અને દીવસ ચેરાગ રોશન રહે છે, જેનું માન ત્યાંના રખેવાલ બેહરામને ઘટે છે. આ જગાની પછવાડે આવેલા પહાડની ઉંચાઇની વચ્ચેથી એક મીઠા પાણીનો ઝરો ચાલુ વહે છે, અને તેના પાણીની બરકતથી પહાડની તલેટીએ બેહરામે એક સારો જેવો બાગ બનાવેલો છે, તથા ત્યાં ખેતીવાડી કરે છે.

યઝદ અને તેની આજુબાજુએ આવેલા ગામોના લોકો ફરવરદીન મહીનાના દેપમેહેર રોજે ત્યાં આવી, ચાર પાંચ દીવસો ગુજારી પાછા ફરે છે. અહીંયા મુંબઇવાલા જમશીદે ખુદારેહેમ નસરાબાદીએ રૂપ્યા પાંચ હજારને ખરચે એક મોટો બ્લોક બંધાવ્યો છે, જ્યાં કોઈ પણ મુસાફર ઉતારો લઇ શકે છે, જ્યારે જુદા જુદા ગામોના બ્લોકો પણ ત્યાં જોવામાં આવ્યા. મેં આ પવીત્ર જગામાં બે સુખી એકાંત રાતો પસાર કરી, શુકરવારે સવારે નારકીથી ઉપડી પાછા ખોનઝામાં આવી મુકામ કીધો.



## કુહેસ્તાનનો મારો અનુભવ.

યઝદ શેહેરની મુલાકાતે આવતા હું દરેક જરથોશ્તીઓને સલાહ આપું છું કે તેઓએ મેં ઉપર જણાવેલી ખોનઝાની ખીણની જરૂરજ મુલાકાત લેવી, જે મુસાફરી ઘણીજ ખુશનુમા તથા ટુંક વખતમાં થઇ શકે છે. આજથી પંદર વરસની વાત ઉપર કુહેસ્તાનમાં જરથોશ્તીઓએ મુસાફરી કરવી ઘણીજ ધાસ્તી ભરેલી હતી, પણ આજે તેવું કાંઇ નથી. એથી ઉલટું ઓલખીતા મુસલમાનો મારા ભોમ્યાને 'દસ્તુર શાહ, સલામ અલીકુમ', કરી માન આપતા મારા જોવામાં આવ્યા કે જ્યાં એવણ કાપડ વગેરે જરૂર જોગી ચીજો વેચી તેનાં બદલામાં તંબાકુ, મેવો વગેરે ખરીદી શેહેરમાં વેચાણ કરે છે. હવે શેહેરના ઘણાક દસ્તુરોએ આ તરફની જગો ખરીદી મુસલમાનોને ઇજારે આપેલી છે, અને જો આ ૬ માઇલવાળી ખીણની જગા જરથોશ્તીઓ ખરીદી લે તો તે એક પહાડી કીલ્લેબંદી સાથનું જરથોશ્તી કોલોની બને. આ તરફની ફળદ્રુપ જમીન એક કપીઝ એટલે ૧૪૦૦ ઝર (એક ઝરના ૪૦ ઇંચ થાય છે)ની કીંમત ૨૫ થી ૨૦૦ તુમાન વેરની અંકાય છે. મારી ખોનઝાની ટુંક મુલાકાત દરમ્યાન ઘણા જાણીતા આસામીઓ મને મલવા આવ્યા હતા, તેઓની વાતચીત ઉપરથી માલુમ પડતું હતું કે, તેઓ ત્યાંના બાગો વેચવાને તૈયાર હતા, ના એટલુંજ નહી, પણ જરથોશ્તીઓ આવીને વસે તેવું પણ ઇચ્છતા હતા. હું જે બાગમાં ઉતર્યો હતો, તેના માલેકે મને જણાવ્યું કે ચાર પેઢી અગાઉ તેના બાપદાદાઓ જરથોશ્તી હતા.

## ખોનઝામાં "ફર્સ્ટ એડ".

ઇરાનમાં હું જ્યાં જ્યાં ફરતો, ત્યાં આંખમાં નાંખવાના ટીપાં વગેરે ચોક્કસ દવાઓ સાથે રાખતો. પહેલાં આંખમાં નાંખવાની એક બેને શરૂઆત કીધી કે પછી દરદીઓનું પુછવુંજ શું! એજ પ્રમાણે ખોનઝામાં એક ૧૯ વરસનો જુવાન ફળના ઝાડ ઉપરથી નીચે ઉંધે મસ્તક પડી ગયો, અને મોઢાની બાજુએ માથામાં લગભગ ૦ાા ઇંચ ઉંડો તથા ૧ ઇંચ ડાયમેટરનો જખમ પડયો, કે જેમાંથી લોહી નીકળતું હતું. તરતજ કેટલાકો ડાકટર મુલ્લાં સાહેબને તેડવા દોડતા આવ્યા. હું જ્યારે ગયો ત્યારે દરદી તાસવીસ કરતો હતો. મેં તે જખમને સાફ કરી, બારીક લીન્ત મુકીને પાટો બાંધ્યો, તથા ચા સાથે

કવીનીનની ગોળી આપી સુવા ફરમાવ્યું, અને લાગતા વળગતાઓને જણાવ્યું કે જો માથું ઘણું કલતર કરે તો ત્યાંથી દેહબાલા મીશનરી હોસ્પીટલમાં લઇ જવું. ખોદાના હોકમથી હું જ્યારે નારકીની ઝીયારતગાહમાંથી પાછો ફર્યો ત્યારે મને જણાવવામાં આવ્યું કે દરદીની હાલત ઘણીજ સરસ રીતે સુધરતી જતી હતી. એ પ્રમાણે ઇરાન જેવા મુલકમાં થોડી ઘણી દવાદારૂ જાણનાર માણસને સારી ઇજત મળે છે તથા લોકો જાનફેશાની કરે છે.

### ખોનઝાથી દેહબાલા.

શનીવારે સવારે ખોનઝાથી ઉપડી, આંખને રાહત આપે એવી મેવાના ઝાડોથી ભરપુર ખીણો જોતા તથા પહાડો ઓળંગતા, બાર માઇલ કાપી બપોરે ભર તડકામાં થાકેલો દેહબાલા આવી, શેહેરના બુઝોર્ગ માનવંત વેપારી દસ્તુર રૂસ્તમ મોબેદ ખુસરૂના પરોણા તરીકે ત્યાં પડાવ નાંખ્યો.

જ્યારે શેહેર યઝદમાં ઘણીજ ગરમી પડે છે, જે લગભગ ૧૦૦ ડીગ્રી વેર જાય છે, ત્યારે યઝદના પૈસાવાળા લોકો દેહબાલા જઇ, પોતાના મોટા બગીચાવાળા બંગલામાં મુકામ કરે છે, કે જ્યાંની હવા ઉંચાઇને લીધે ઘણીજ ખુશનુમા હોય છે. અહીંયા શેહેરના લગભગ વીસેક જરથોશતી અરબાબોએ બંગલા બંધાવેલા છે, જ્યારે બીજાઓ મોટા મોટા બાગો ધરાવે છે, જે તમામ મેવાના ઝાડોથી ભરપુર છે. અહીંયા લગભગ ૨૦૦૦) માણસોની વસ્તી છે. પહાડો ઉપરના બરફવાળું પીગળેલું પાણી ધોધબંધ નીચે વહે છે જે પીવામાં ઘણુંજ ફાયદાકારક છે.

દેહબાલામાં છ આખા દિવસો રહી સઘળે આજુબાજુ ફરીહરી, શુકરવાર તારીખ ૨૩ મી જુલાઇની બપોરે બે વાગે ગધેડાં ઉપર બેસી રાત્રે તાફત ગામમાં આવી એક બાગવાલા મકાનમાં આસરો લીધો. જ્યાંથી બીજે દિવસે સવારે સકારેથી ઉઠી પાંચ કલાકની ગધેડાં ઉપરની ઠાકવી નાંખનારી મુસાફરી પછી શેહેરે યઝદમાં પાછો આવ્યો.

---

### ઝીયારતગાહે પીરે હરીશત.

શરીફાબાદ નામનું ગામ કે જે યઝદથી ૨૫ માઇલ દૂર છે ત્યાંથી ઝીયારતગાહે પીરે હરીશત તરફ જવાય છે. મારી શરીફાબાદની મુલા-

કાત વખતે શુક્રવાર તારીખ ૩ જી ડીસેમબર ૧૯૨૬ ની સવારે મેં અને મારા સાથી દસ્તુર દીનયારે શરીફાબાદથી ૮ માઇલ દુર આવેલી ઝીયારતગાહે પીરે હરીશ્ત તરફ ચાલુ મુકયું.



زیارتگاه پیر هریشت
'Ziaratgah-i-Harisht.
A place of pilgrimage for Persian Zoroastrians.
**ઝીયારતગાહે પીરે હરીશ્ત.**

અમારી સાથે કાંઇ પણ સામાન લીધેલો ન હોવાથી ગધેડાંને ખુબ તેજીથી દોડાવી અઢી કલાકે ત્યાં જઇ લાગા. આજુબાજુના પહાડોની વચ્ચેની એક ખુલ્લી જગામાં આવેલા ટેકડા ઉપર આ ઝીયારતગાહ આવે છે. દાખલ થવાનો ઓરડો ૨૧ ફીટ ડાયમેટરનો છે, કે જેની વચમાં આતશનું પાતરૂં ઉભું કીધેલું જોવામાં આવે છે, જ્યાં ઝીયારતે જતાં લોકો ખુશબુઇ—સુખડ યા લાકડાં સલગાવી, એકાંતમાં તે કીરતારની બંદગીમાં મશગુલ થાય છે. આ ઓરડાની પછવાડે બીજો બાર ફીટ સમચોરસ ઓરડો છે, કે જેની જમણી બાજુના ખુણામાં એક પથ્થરવાળો ઉપસેલો ભાગ જોવામાં આવે છે, જ્યાં ઇરાનના સાસાનીયાન વંશના છેલ્લા શાહાનશાહ યઝદઝર્દ શેહેરયારની અશો છોકરીઓની પાકદામાન દાસી મુરવારીદ, કે જેનેજ માત્ર તે છોકરીઓએ આરબોના જુલમને લીધે કરવી પડેલી નાસભાગમાં પોતાની સાથે

રાખી હતી, તે પાક બાનુ આ જગા ઉપર ગુમ થઇ હતી એવું કહેવામાં આવે છે. આ જગા ઉપર તમામ રાત અને દીવસ ચેરાગ બળતો રાખવામાં આવે છે. કદમી આદર મહીનાના જશનને દીવસે લોકો આ જગાની મુલાકાત લે છે અને ત્યાં આશરે એક અઠવાડીયુ તેઓ ગુજારે છે.

અમો ગયા તે દીવસે હસનાબાદના થોડાંએક ઐરાં માટીડાઓ પણ આવ્યાં હતાં, અને તેઓએ રાત પણ ત્યાંજ ગુજારી હતી. આપણે પણ ત્યાં આતશ રોશન કરી થોડુ ઘણુ ભણી લીધુ તથા દસ્તુર દીનીચાર પાસે ઘટતુ ક્રીયાકામ કરાવ્યુ તથા ખાઇ પી લીધા બાદ તે જગાના ફોટોગ્રાફો ઉતારી સાંજે બરાબર ચાર વાગે સઘળાઓને ખુદા હાફેઝ કરી તેજ રાતના ૬॥ વાગે ઠંડીમાં ઠઠરતા શરીફાબાદ આવી લાગ્યા.



## ઝીયારતગાહે મેહેરબાનુ.

યઝદ શેહેરથી ૬૮ માઇલ દુર અકદા નામનુ ગામ આવેલુ છે, જ્યાં અસલ એક કીલ્લો હતો જેને કીલ્લે ગોરાબ કરી કહેતા હતા. હવે જ્યારે ઇરાનના છેલ્લા કમનસીબ પાદશાહ યઝદઝર્દ શેહેરયારના બચ્ચાં છોકરાંઓ મદાયન (ટેસીફોન) શેહેરમાંથી નાસી આ જગા તરફ આવી લાગાં, ત્યારે તેઓમાંથી મેહેરબાનુએ કીલ્લે ગોરાબમાં જઇ આસરો લીધો, જ્યારે બાકીનાઓ દાખલ થઇ ન શકવાથી આજુબાજુ ભરાતા રહ્યાં. આરબોએ આ કીલ્લા ઉપર હુમલો કીધો અને બહાદુર મેહેરબાનુ દુશમનો સામે લડતાં મારી ગઇ. આ પછી ઇરાનીઓ પાછા એકઠા થઇ જોશમાં આવી એક સામતો હુમલો કરી આરબોને મારી હઠાવ્યા, અને ત્યાર પછી તે છેક ઇ. સ. ૧૨૦૦ ના વરસ વેર તેઓ તે પ્રાંતનાં ધણી હતા. પણ આખરે મુસલમાનોએ આ કીલ્લાને જીતી લઇ ભારે કતલ ચલાવી.

આ અકદા ગામથી ૧૦ માઇલ દુર હફ્ત આઝર યાને સાત આતશકદેહવાલુ શેહેર હતુ, કે જેને હાલ અફતાદુરને નામે ઓળખવામાં આવે છે, ત્યાં હાલમાં કદીમ ઝમાનાના ખંડીયેરો તથા બીજી નીશાનો જોવામાં આવે છે. અહિંયાથી વહેતા પાણીના ચશ્મા આગલ ગઉદે ઘંબાર નામનો બાગ હતો જે હાલમાં ખંડીયેર તરીકે પડેલો છે, જેને ત્યાંના લોકો ગઉગુબાદ કરીને કહે છે. એક મોટું ચીનારનું ઝાડ છે કે જેની નીચે એક પાકી બાંધણીનુ ભોંયરૂં જોવામાં આવે છે. આ

જગા ઉપર અસલી દખમાઓની નીશાનોની હજી પણ હસ્તી છે તે ઉપરથી પુરવાર થાય છે કે અહિંયા જરથોશ્તીઓની મોટી વસ્તી હોવી જોઇએ.

---

## ઝીયારતગાહે ખાતુનબાનુ યા બાનુ પારસા.

એવું કહેવામાં આવે છે કે ખાતુનબાનુ નામની પાદશાહ યઝદઝર્દની બીજી છોકરીએ કીલ્લે ગોરાબથી થોડે દુર એક બરૂજ હતો ત્યાં જવા ચાહ્યું, પણ માર્ગમાં જમીન ઉપર એક ફાટ નજર આવી, જેવી તેણી તેમાં ઉતરી પડી કે તે ફાટ પાછી સંધાઇ ગઇ. આ જગાને હાલના લોકો મઝરેહે મેહેરઇઝદ કરી કહે છે. આ જગા ઉપર સપંદારમદ મહીનાના મેહેર રોજથી તે ૨૬ને રોજ વેર બેહદીનો એકઠા થઇ ભણેગણે છે. ખાતુન બાનુને બાનુ પારસાના ખેતાબથી પણ ઓળખવામાં આવે છે. આ જગા ઉપર આપણા બેહદીનો કોઇ તરેહની માનતા માની એવું ઇચ્છતા હતા કે, જો મારૂં ફલાણું કામ પાર પડશે તો ખાતુનબાનુની દરગાહમાં એક ગાય કાપીશ. એ પ્રમાણે લગભગ દર વરસે ૨૦૦ ગાયોની કુરબાની થતી હતી, જે માનેકજી સાહેબે ઇ. સ. ૧૮૫૬ માં મહા મુસીબતે બંધ કરાવી હતી.

### ઝીયારતગાહોની મુલાકાતથી મને મળેલો અનુભવ.

જ્યારે મેં જુદી જુદી ઝીયારતગાહોની મુલાકાત લીધી ત્યારે તેની આજુબાજુનાં સંજોગોનો અભ્યાસ કરતાં મને માલુમ પડયું કે, આજ સદીઓ થયાં આ પવીત્ર જગ્યાઓ ઉપર લોકો ઝીયારતે જાય છે, તેનાં કાંઇ મુસ્તકીમ કારણો હોવા જોઇએ. એમ પણ હોય કે આ અશો ઓરતો તે પાક પરવરદેગારની મદદથી ત્યાં ગેબ થઇ ગઇ હોય, યા આ બહાદુર ઓરતો પોતાના હમશરીકો સાથે દુશમનો સામે લડી તે જગોએ પોતાના જાનો ખોયા હોય, યા પોતે પોતાની પાકદામનને ખાતર તે જગાઓ ઉપર રજપુતાણીઓની માફક પોતાના પ્યારા જાનો ફીદા કીધા હોય. ગમે તેમ હોય તોપણ આ એવી જગાઓ છે, કે જ્યાં સઘળા ગામના જરથોશ્તીઓ ભેગા મલી, તે પવીત્ર જગાઓ ઉપર સળગાવેલા આતશ આગળ બંદગી કરે છે, તથા સખત ખેતીવાડીથી કંટાળેલા પોતાના જીવોને રાહત આપી થોડો વખત એશઆરામમાં ગુજારે છે, કે જેમ કરવામાં હું કાંઇપણ વાંધો જોઇ શકતો નથી.



# પ્રકરણ ચોથું.



## ઇરાન દેશના તાલીમખાનાં અને કસરતના બીજાં સાધનો.



બેપીરી બસી દીદમ આવરદગાહ
બસી બર ઝમીન પસ્ત કરદમ સેપાહ
તબેહ શુદ બસી દીવ બર દસ્તે મન
ન દીદમ બદાન સુ કે બુદમ શેકન
નગેહ કુન મરા તા બેબીની બે જંગ
અગર ઝન્દેહ માની મતરસ અઝ નેહંગ
મરા દીદ દર જંગ દરયાઓ કુહ
કે બા નામદારાને તુરાન ગોરૂહ
ચેહ કરદમ સેતારેહ ગવાહે મનસ્ત
બમરદી જેહાન ઝીરે પાએ મનસ્ત.

(શાહનામે ફીરદોસી તુસી.)

જેહાન પેહેલવાંન રૂસ્તમ અંજાનપણે પોતાના બહાદુર બેટા સોરાબ સામે જંગમાં ઉતરે છે ત્યારે તેને કહે છે કે:—

"અય તુરકી જુવાન! મારા બુઢાપાના વખતમાં મેં ઘણાક ભારી જંગો જોયાં છે અને ઘણાક સીપાઇઓને મેં જમીન ઉપર પટકી નાંખ્યા છે. પુષ્કળ દેવો મારા હાથ ઉપર મારયા ગયા છે અને મેં કોઇ પણ દીવસ મારી હાર જોઇ નથી. પહેલાં તો તું મારા બદન તરફ નેગાહ કર અને પછીજ તું મને જંગમાં પીછાણશે; અગર જો તું મારા હાથથી લડાઇમાં જીવતો રહેવા પામે તો પછી તારે મગરમચ્છથી પણ બીહવાનું કારણ નથી. તુરાની જાદુગર પેહેલવાનો સામે હું કેવી રીતે લડતો હતો, તે જંગો આ દુન્યાના દરયાઓ તથા પહાડોએ જોયાં છે અને આસમાનના અને સેતારાઓ તેના સાક્ષી છે. મારી મરદીથી હું આ જેહાનને મારા પગ નીચે લાવ્યો છું".

### યઝદનાં જરથોશ્તી તાલીમખાનાંનો ઉડતી તપાસ.

ઇરાન દેશની મારી પહેલી મુસાફરી દરમ્યાન કેરમાન શેહેરમાં જરથોશ્તી છોકરાઓની સ્કુલમાં કાંઇક કસરતના સાધનો મારા જોવામાં

આવ્યાં, તથા ત્યાં શીખવવામાં આવતી ડ્રીલે મારી ઉપર સારી અસર કીધી હતી. હવે જ્યારે અમો યઝદ શેહેરમાં આવ્યા ત્યારે એક દીવસે સવારે ત્યાં આવેલા એક જરથોશ્તી તાલીમખાનાની મુલાકાત મેં મી૦ ફીરોઝશાહ ગઝદર, ડૉકટર પટેલ અને અરબાબ સોરાબે કયાનચાન સાથે લીધી હતી.

બહારથી નગારાંનો અવાજ સાંભલતા, અંદર જઇને જોયું તો, એક માણસ મોટા ગોખલા જેવી બેઠક ઉપર બેસી, તાલીમ કરનારાઓને ઉત્તેજન આપવા જોરથી જુદા જુદા અવાજથી નગારૂં વજાડતો હતો. ઇરાન દેશના અખાડાઓ એટલે તાલીમ કરવાની જગ્યાઓ અહીંના કરતાં જુદીજ પ્રકારની હોય છે. જમીનમાં લગભગ ચાર ફીટ ઉંડી અને પંદર ફીટ પહોળી આંઠ ખુણાંવાલી અથવા ગોલ જગા હોય છે, અને તે ખાડાની અંદર કુસ્તી ખેલે છે, તથા બદન કસે છે. આ યઝદના તાલીમખાનામાં એક મુસલમીન ઉસ્તાદને જરથોશ્તીઓને તાલીમ શીખવતો જોયો, ત્યારે મારા દીલમાં બહુજ લાગી આવ્યું કે અફસોસ! જે સરઝમીન એક વાર પેહેલવાનોને પેદા કરનારી હતી, તેજ ઝમીન ઉપર તેઓના વારસો કેવી કમજોર હાલતમાં આવી ગયા છે. ઇરાનમાં તાલીમ કરતી વખતે તેઓ કમરવેરનું બદન ખુલ્લું રાખે છે, અને ટુંકા પાટલુન પહેરે છે.

પહેલાં તો તેઓ અખાડાની બહારની ફરતી જમીન ઉપર ચત્તા સુઇને, સુપરાના આકાર જેવો લાકડાનો ભારી ટુકડો કે જે સાડાત્રણ ફીટ ઉંચો તથા અઢી ફીટ પહોલો અને બે ઇંચ જાડો હોય છે, જેને વચલા ભાગમાંથી કોતરીને એક હાથે પકડવાને વાસ્તે બનાવેલો હોય છે, તેવો અકેક ટુકડો બેઉ હાથોએ પકડીને, પગને પેટ આગલ ઘાલેલા રાખી, પોતાના હાથો એક પછી એક વાલીને કાન આગલ લાવી, પાછો લંબાવતા હતા. એ રીતે આવા ભારી વજનના ટુકડાથી પોતાના હાથના તથા ખભા આગલના માસના લોંચા ખીલવતા હતા. એ પછી તેઓ અખાડાની અંદર ગોલ ગોઠવાઇ જઇ, ત્રણ ફીટ લાંબી અને ત્રણ ઇંચ ચોરસ લાકડાની પટી જમીન ઉપર મુકી નાકેના ગોલ છેડાઓ પકડી તેઓ દમ કાઢતા હતા, કે જે વખતે પગો ફરતા લંબાવવાને બદલે પોહોલા રાખતા હતા. એવી રીતે દમ કાઢવાથી તેઓના મોઢા ઉપર લોહી ધાઇ આવતું હતું જે નુકસાનકારક હતું.

તેઓ અખાડાની અંદર ભારી જોલીઓ ફેરવતા હતા, અને પછી તે જોલીઓને જુદી જુદી રીતે જીલ્લવાની કોશેશ કરતા હતા. ત્યાં રાઝમ નામનું હથીયાર કે જે અહીંના હીંદુઓ બલેવ તથા બીજા એવાજ કોઇક તહેવારને દીવસે બહાર ફેરવે છે, તે પણ જોવામાં આવ્યું હતું. દરેક કસરતની વચમાં આસાયેશ લેવાને બદલે તેઓ અખાડામાં ચાલુ આગલ પાછલ કુદતા રહેતા હતા, અને વચમાં વચમાં મોટેથી ચીસો પાડી, જમીનના તેજ ભાગ ઉપર હાથો લાંબા કરીને, ગોલ ચકકરો ફરી, પોતાના બદનને જમીનથી અતરંગ કરવાની કોશેશ કરતા હતા, કે જ્યારે નગારૂં પણ ઝડપથી અને જોરથી વાગતું હતું. મેં તેઓને રાઝમ ફેરવવાને તથા કુસ્તી રમી દેખાડવાને જણાવ્યું હતું, પણ આ જરથોશ્તી તાલીમખાનું માત્ર ૬ મહીના થયાજ ખોલવામાં આવ્યું હતું, તેથી તેઓ એવું દેખાડી શકયા નહીં. આ તાલીમખાનું અરબાબ શાપુર ગુશ્તાસ્પની મહેનતનું પરીણામ છે, અને અહીંના ઇરાનીઓના બાંધા જેમ મુંબઇમાં ધારવામાં આવે છે તેમ એટલા બધા સારા નથી.

આ જરથોશ્તી તાલીમખાનાના ફંડની અંદર મારા સર્બીવજુદ મીત્ર મી૦ ફીરોજશાહ ગઝદરે વગર કહેવે ત્યાંને ત્યાંજ રૂ. ૧૦૧ ભર્યા હતા. અમો અરબાબ સોરાબ રૂસ્તમ, કે જેવણને ત્યાં અમો ઉતરયા હતા, તેવણ સાથે એક કલાક બેસી અખાડો જોઇ ત્યાંથી પાછા અમારા મકાન તરફ વીદાય થયા હતા.

## તેહેરાનની સ્કુલનો મેળાવડો.

હવે અમો યઝદથી નીકલી અસલી શેહેરો ઇસ્ફહાન તથા શીરાઝમાં આવ્યા, પણ અમારા ટુંક વખતના રેહેવાસને દરમ્યાન મને કોઇ પણ તાલીમખાનાની મુલાકાત લેવાની ટક મલી નહીં. ત્યાંથી અમો ઇરાનનાં રાજધાની શેહેર તેહેરાનમાં આવ્યા, ત્યાં હાલમાં ઘણા તાલીમખાનાઓ હસ્તી ધરાવે છે. જ્યારથી નામદાર રીઝાશાહ પેહેલવી સત્તામાં આવ્યા છે, ત્યારથી ઇરાનમાં સઘળે લડાયક જુસ્સો ફેલાઇ ગયો છે, અને નાના નાના છોકરાઓને કેડેટ તરીકે લશ્કરી પોશાકમાં અહીં તહીં ફરતા જોવામાં આવે છે.

શુકરવાર તા૦ ૧૧ મી જુલાઇ ૧૯૨૪ ને દીને બપોરે જરથોશ્તી કારોબાર હેઠળ ચાલતી છોકરા છોકરીઓની સ્કુલોનો એક મેળાવડો આતશકદેહની પાસેના ખાલી ચોગાનમાં અરબાબ કઇખુસરૂ શાહરૂખના

પ્રમુખપણા હેઠળ કરવામાં આવ્યો હતો, કે જ્યાં રાજ્યના મોટા અધીકારીઓ, હાકેમો તથા મુલ્લાંઓ વગેરે મોટી સંખ્યામાં હાજર હતા. એ વખતે શામયાના તથા તંબુઓને ઇરાની વાવટા તોરણથી સરસ રીતે સણગારવામાં આવ્યાં હતાં. પહેલાં તો સ્કુલના જરથોશ્તી તથા ઇસલામી વીદ્યાર્થીઓએ પોતાના ઉસ્તાદ કેપટન અબુલફાઝલ સદરીની દેખરેખ હેઠળ ડ્રીલ તથા કસરત કરી દેખાડી હતી, અને ત્યારપછી ઇનામો વેહેંચી આપવામાં આવ્યા હતા. આ મેળાવડામાં બીજાઓની અરજ ઉપર મેં પણ ભાગ લઇ લાથી, સાંકલ સાથનો બળતો લથ તથા બળતી બનાતી ફેરવી દેખાડયાથી કેપટન સદરી કે જે પોતે પણ ગંઠાયલા બાંધા સાથનો તાલીમબાજ જવાન હતો, તેની સાથે મને દોસ્તી પડી.

## તેહેરાનનું તાલીમખાનું.

ભલા કેપટન સદરીની મહેરબાનીથી બકરી ઇદનો દીવસ કે જે દીવસે સવારે આખું તેહેરાનનું લોક ઉંટની કુરબાની જોવા બહાર નીકલ્યું હતું, ત્યારે તેહેરાનનું મોટામાં મોટું તાલીમખાનું આગળથી કરી રાખેલી ગોઠવણ પ્રમાણે મારે વાસ્તે ખાસ ઉઘાડું રાખ્યું હતું. આ તાલીમખાનાના લાયકીવાલા ઉસ્તાદ હાજી મીરજાં મહમુદ અને બીજાઓએ મને આવકાર આપી અંદર બેસાડયો અને કેપટન સદરીએ હીંદુસ્તાનના એક જરથોશ્તી તાલીમબાઝ તરીકે મારી પીછાણ ત્યાંના તાલીમબાઝો સાથે કરાવી.

આ તાલીમખાનાના અખાડાની જગા ઉપર ઉંચો ગુંબજ હતો અને તેની આજુબાજુ તમાશબીનોને બેસવાની બેઠક હતી. અહીંયા પણ એક જુવાન મેહેનત કરવા આવનારાઓને ઉત્તેજન આપવા દફ વગાડતો બેઠો હતો, પણ જ્યારે કુસ્તીના તથા બીજા ભારી ખેલો થતા, ત્યારે શાહનામાની રૂસ્તમ અને અફ્રાસીયાબ તથા રૂસ્તમ અને સોરાબના જંગોની બેતો દફ સાથે પુર બુલંદ અવાજે ગાતો હતો, કે જે વખતે મને મારૂં આરીયાનું તાલીમખાનું યાદ આવ્યું, કે ત્યાં પણ મારા વખતમાં અવારનવાર બરજોરનામા વંચાતા હતાં, અને એ રીતે છોકરાંઓમાં લડાયક જુસ્સો ઉત્પન્ન થતો હતો.

પહેલાં તો તેઓ ફાં કસરતો કરી હવામાં ગોલાંટ લેતા હતા, અને ત્યારપછી હાથોમાં ભારી ઝોલી લઇ તેને ફેરવી ઉંચે ગુંબજ ઉપર ઉછાલી જીલતા હતા. બાઝે વખત તેઓ ભારી લોખંડી રાઝમ

ફેરવતા, તો બાઝે વખત ભારી કડાં સાથના લોખંડના દડાઓ જમીન ઉપરથી ઉંચકી દેખાડતા. આ તાલીમખાનાના ખલીફાએ મુંબઇની મોટી ઘંટીના જેવા ગોલ પથ્થરને દોરડું બાંધી પોતાની ગરદન ઉપર જમીનથી અતરંગ કરવાની, ભારી દમબેલ્સો ઉંચકવાની વગેરે બીજી કસરતો કરી દેખાડી હતી. ત્યાં પણ ચઅદની માફક દમ પીલતા, અને સુપરા જેવા આકારના ભારી લાકડાના કટકા હાથોમાં પકડી ચત્તા સુઇને હાથો, ખભાં તથા ગરદનનાં માસનાં લોચાને ખીલવતા. આ પ્રમાણે બધા તાલીમબાઝોના બદન પુર ખીલેલાં મારી નજરમાં આવ્યા. તાલીમખાનાને લગતી દરેકે દરેક કસરતો મને તેઓએ મોટી ઉલટથી દેખડાવી અને સાથે સાથે હથીયારોના વજનો પણ કહેતા હતા. આવા ભારી વજન સાથના હથીયારોની કસરત મેં હીંદુસ્થાનના કોઇ પણ તાલીમખાનામાં જોઇ નથી.

કુસ્તી રમતી વખતે તેઓ જાંગથી તે ગુઠણ વેર નીચે બચાવને ખાતર કાંઇ ચામડાનું પહેરતા હતા. ત્યાંના અખાડાઓની જમીન અહીંની માફક નહીં પણ થાકેલી મટોડીની હોય છે. કુસ્તીબાજો એવા તો જીગરથી એકમેક સાથ કુસ્તી કરતા હતા કે મને પોતાને પણ ફીકર લાગી કે રખેને મારે લીધે કોઇના શરીરના સાંધાને નુકશાન થાય. એ વખતે શાહનામુ પુર જોશ સાથે ગાઇ પેલો છોકરો દફ વગાડતો હતો. ઘણીએક જોડીઓ કુસ્તી રમી, પણ સંપૂર્ણ કુસ્તીનો હુન્નર જોવામાં આવ્યો નહીં. આ પ્રમાણે લગભગ દોઢ કલાક મને દરેક કસરત દેખડાવ્યા પછી મારા મીત્ર કેપટન સદરીના કહેવાથી તાલીમખાનાના ઉસ્તાદની સીફારસમાં બે બોલો બોલી, તથા થોડા ઉત્તેજનના શબ્દો કસરત કરવા આવનારાઓને કહી સંભલાવી, મેં મારી બેઠક લીધી. આ પછી ચા શરબત પી, મારા ભલા મીત્ર કેપટન સદરી સાથે અમો ત્યાંથી મારી ઉતારાની જગાએ આવ્યા, અને તેને લીધેલી તકલીફ માટે ઉપકાર માની અમો ભારી દલગીરી સાથે છુટા પડયા.

## ઇરાનમાં કસરતના બીજાં સાંધણો.

અમો જ્યારે તેહેરાનમાં હતા, ત્યારે ત્યાં આવેલા અમેરીકન કોનસ્યુલેટમાં એક મોટી છ ફુટ ઉંડી ગોળ હોજ હતી, કે જેમાં દુરથી આવતા ઝરાનું પાણી ચાલુ વહેતું હતું, ત્યાં સાંજે અમો અવારનવાર તરવા જઇ, જરા દીલને કસરત આપતા હતા. મારી અજાયબી વચ્ચે

મેં ત્યાંના કેટલાક મુસલમાનોમાં તરવાનો હુન્નર સરસ રીતે સંપાદન કીધેલો જોયો. અફસોસ કે તેહેરાનના જરથોશ્તીઓ આ હુન્નરથી બેખબર હતા, અને તેઓ કોઇપણ બીજી કસરત કરી પોતાના તન-બદન ખીલવવાને બેદરકાર રહ્યા હતા. તેહેરાનમાં જરથોશ્તી અરબાબો ચહાય તો એક જરથોશ્તી તાલીમખાનું સ્થાપી શકે, કારણ કે ત્યાંના મુસલમીન તાલીમખાનાઓમાં પોતાની જાત સીવાય બીજાને દાખલ કરતા નથી.

તેહેરાનની જરથોશ્તી માલેકીની છોકરાંઓની સ્કુલમાં અરબાબ કેખુસરૂ શાહરૂખે કેપટન સદરીને રોકેલો હતો, કે જે સ્વીડીશ ડ્રીલ અને એવી બીજી કી કસરતો શીખવતો હતો, જેના પરીણામમાં આપણાં જરથોશ્તી છોકરાંઓએ પોતાના બદનો સારી રીતે ખીલવેલાં માલુમ પડયાં હતાં. જ્યારે છોકરીઓની સ્કુલમાં અરબાબ કેખુસરૂના છોકરા અફલાતુનની ધણીયાણી કે જે શીખેલી ભણેલી અને અંગ્રેજી ભાષા ઉપર ઘણોજ સારો કાબુ ધરાવે છે, તેણીએ ભારે ઉંહમત ખેંચી, છોકરીઓના માબાપોને સમજાવી, તેઓને બરની લાયક કસરત કરાવવામાં કેટલેક દરજ્જે ફત્તેહમંદ પામી હતી, એમ તેવણે મારી સાથની વાતચીતમાં જણાવ્યું હતું. તેહેરાનની અમેરીકન સ્કુલનો વડો કે જે એક પકકો સ્પોર્ટસમેન હતો, તેની દેખરેખ તળે સ્કુલના છોકરાંઓ બીજી કસરતો કરવા ઉપરાંત ક્રીકેટ પણ રમતા હતા.

યઝદમાં પણ બ્રીટીશ કોનસ્યુલેટની સામે આવેલા ખુલ્લાં ચોગાનમાં મી૦ મારકરની ઓરફનેજના જરથોશ્તી છોકરાંઓ બીજાઓ સાથે ભેલાઇને ક્રિકેટ, હોકી, ફુટબોલ રમતા હતા. હાલમાં કેટલાએક મુસલમીન જુવાન્યાઓએ એક ફુટબોલની કલબ સ્થાપી છે, અને મીશનરી હોસપીટલની બાજુ આવેલા મોટા કમ્પાઉન્ડમાં તેઓ દરરોજ પ્રેકટીસ કરે છે, તથા બીજાઓ સાથે મેચો પણ ખેલે છે. ઇરાનીઓમાં ક્રિકેટનો શોખ મુદલે માલુમ પડતો નથી, પણ તેઓ ચાલુ દોડધામવાલી રમતને વધારે પસંદ કરે છે.

ઘણી ખુશી થવા જોગ બીના છે કે હાલમાં ઇરાની સરકારે દરેક શેહેરમાં અકેકો લશ્કરી અમલદાર મોકલાવ્યો છે, જે ત્યાંની સ્કુલોમાં શીખતા છોકરાઓને લશ્કરી ડ્રીલ તથા બીજી લાયક કસરતો કરાવે છે. એ રીતે હવે ઇરાની સરકાર ઉછરતી ઓલાદનો બાંધો મજબુત કરવા ઉપર ધ્યાન આપે છે.





# પ્રકરણ પાંચમું.



## ઇરાની-જરથોશ્તી લગનનાં ઇરાનમાં પળાતા રીત રેવાજો



### અદરાવવાની, લગનની અને છોકરીને સાસરે પોહોંચાડવાની વગેરે અજાયબ જેવી ક્રિયાઓ.



આરથી તેર સદી હિંદુસ્તાનમાં વસેલી આપણી કયાની કોમના આપણે હાલના વારસો જે રેવાજો મુજબ લગનની ક્રિયા અને રીત-રેવાજો પાલ્યે છીએ, તે સાથ મુકાબલો કરતાં ઇરાન દેશના રેવાજો આપણને ઘણા અજાયબ જેવા દીસે છે. તેઓ અજાયબ જેવા હોવા છતાં ઘણે દરજ્જે ચઢીયાતા પ્રકારના દીસે છે. આવા રેવાજો વાંચી તથા જાણી આપણને મગરૂરી પેદા થાય છે. ખાસ કરી આપણી છોકરા છોકરીની અરસપરસની પસંદગી કરવાની કેહેવાતી સુધરેલી 'લવ-મેરેજ'ની રૂઢી ઇરાનની તે રૂઢી સાથ સરખાવતાં ઘણીજ તજી દેવા લાયકની ઠરે છે. અલબત્તાં મારે શરૂઆતમાંજ જણાવવું જોઇએ કે આ રૂઢીમાં પણ જુદા જુદા ફેરફારો જુદા જુદા કુટુંબોમાં જોવામાં આવે છે.

#### જોડાં ગોઠવવાની ઇરાની રૂઢીઓ.

ઇરાની લગનનાં જોડાં ગોઠવવામાં બાળ-લગનની તદ્દનજ મનાઇ જણાય છે. જ્યાં સુધી છોકરો યા છોકરી પરણવાની ઉમરનાં થતાં નથી ત્યાં સુધી પરણવા યા પરણાવવાનો રેવાજ ઇરાનમાં હસ્તી ધરાવતો નથી. છોકરીની પરણવા લાયકની ઉમર ૧૫ થી ૧૮ વરસ સુધીની તથા છોકરાની ૨૨ થી ૩૦ વરસ સુધીની ગણાય છે. આ ઉમરે પુગતાં સુધીમાં એક છોકરી ઘર શોભાવનારા સંસારી સીવણ-ગુંઠણ તથા રાંધન કળાના સઘળા હુન્નરોમાં પુરવીણ થયલીજ હોય છે, તેમજ છોકરો આપ કમાઈના બળ ઉપર મુસ્તાક બનેલોજ હોય છે. જો તેમ નથી હોતું તો તેઓ પોતેજ પરણવાના વિચારને હઇએ વટીક ધરતાં નથી. તેમજ માબાપ પણ એવી આંધાધુંધી હાલતમાં છોકરાંઓનાં માત્ર માથાં ધોઇ નાંખી પરવાડી જવા જેવી મનોવૃત્તી ધરાવતાં હોતાં

નથી. આવી પરણવા લાયકની સ્થીતીમાં આવતાં જો એકાદ છોકરાની ખાટીમીઠી નજર એકાદ કન્યા વરવાને થાય છે, તો જ્યાં સુધી તે ધારેલી સ્ત્રી તેને મચક આપતી બને નહિં ત્યાં સુધી તે લાચારજ હોય છે. તેવા સંજોગોમાં પેલા મનમાં પરણુતા વરરાજા છોકરીના ઘર નજદીક યા આજુબાજુ કામ ન હોય તોપણ ફેરા આંટી ખાઇ જાવ-આવ કરતા બને છે, અને જો તેનો સેતારો બુલંદ હોય છે તો છોકરી પણ તેવીજ દબછબથી તેનો મુંગો જવાબ વાળે છે, નહિ તો તદ્દનજ 'નો કોહાં' કરતી જણાય છે. ત્યારબાદ વધુ ચલવલમાં છોકરાના વાલી-બેલીઓ આવી છોકરાની પસંદગીમાં આવી પડેલી કન્યાને ત્યાં પૂછપરછ કરાવે છે. જો છોકરી તથા તેણી બાજુનાઓની મરજી હોય છે તો ખુશાળી ભર્યો જવાબ બે ચાર દિવસમાં વાળવામાં આવે છે. જો આવો જવાબ વાળવામાં આવે તો છોકરો વધુ કાંઇ કરી શકતો નથી. હવે જો એકાદ છોકરીની પસંદગીમાં એકાદ છોકરો પહેલવહેલો આવવા પામે છે તો ત્યાં પણ સ્થિતિ ઘણી કબસ હોય છે, કારણ કે આ પસંદગીની ખબર છોકરીવાળાઓ તરફથી છોકરાવાળાઓ તરફ જણાવવાને રવઇઓજ નથી. જ્યાં સૂધી તે છોકરીને ત્યાં પેલા છોકરા તરફથી માંગુ આવે નહિ ત્યાં સૂધી તે છોકરી કે તેણીના વાળીઓ કાંઇ કરી શકતા નથી. આવી રીતે આબરૂ દરકારથી જોડાં સંધાવાનો રેવાજ ઇરાનમાં હસ્તી ધરાવે છે.

## અદરાવાની ક્રિયા.

હવે એક પગથિયું વાત આગલ વધે છે અને અદરાવાની ક્રિયા થવા પામે છે. છોકરાને ઘેરથી બે ખાંડનાં પડા, સગન તરીકે માછલીના આકારની 'સક્કર પનીર' નામની મીઠાઇ, એક સાકરનું બનાવેલું ઝાડ, થોડીક ખારેક તથા સુકકો મેવો વગેરે લઇને પાંચ સાત બૈરાં માટી-ડાઓ નવી થનારી વહુ માયને ઘરે લઇ જાય છે. આ સગનમાંથી છોકરીને એક ખાંડનો પડો તથા પેલું 'સક્કર પનીર' લેવાં પડે છે, જ્યારે પેલું સાકરનું ઝાડ કન્યાનાં માતાજીને અને બીજો ખાંડનો પડો કન્યાના પીતાજીને મલે છે, અને ભાઇ બેહેન તથા ઘરનાં બીજાં સગાંવહાલાંઓને ફાલે મીઠું મોં કરવા મેવો વપડાય છે. આ સઘળાનાં બદલામાં છોકરીવાલાઓ તરફથી આ સઘળા સગનની ભેટ લાવનારા ઉપર ગુલાબ છાંટી તેઓને સુંગધી બજાવવાનું માન આપવામાં આવે

છે, અને શરબત યા ચાહ પાવામાં આવે છે, અને જ્યારે પાછાં ફરે છે ત્યારે ભરીએ હાથે મોકલવા કાજ જેમ આપણે ત્યાં નાળીયેર આપવામાં આવે છે, તેમ દરેકને અકેકું દાદમ આપવામાં આવે છે. કેટલેક ઠેકાણે આ સઘળાંઓને એક વખતનું જમવાનું પણ મલે છે. આવી રીતની અદરાવાની યા આપણી તરફની વીંટી પેહેરવાની ક્રિયાને ઇરાનમાં 'નામ ઝદ શુદ'ની ક્રિયા તરીકે ઓળખવામાં આવે છે, એટલે છોકરા છોકરીના નામ પડયાં. ત્યાર બાદ એક બે અથવાડીયાં વીત્યા કેડે છોકરી તરફથી છોકરાનો વાગો છોકરાને ત્યાં મોકલવામાં આવે છે. આ વાગો સાદો હોય છે.જેમાં ખાસ કરી છોકરાની ટોપી, રૂમાલ તથા પૈસા મુકવાની ઠેલી છોકરીને હાથની ગુંઠેલી હોય છે. છેવટે સગાં—સ્નેહીઓમાં મીઠાઇની વેહેંચણી થાય છે એટલે આ જોડું નીતીની રૂએ સંધાએલું જાહેર થાય છે.

કેટલાંક કુટુંબોમાં આ રેવાજમાં થોડો ફેર પડે છે તે આ પ્રમાણે છે કે, છોકરાંને ઘેરથી જ્યારે છોકરીનું માંગું આવે છે, ત્યારે જો છોકરીવાલાઓની મરજી લગન કરવાની હોય છે, તો વળતા જવાબમાંજ છોકરીની માતા અને બીજાં થોડાંક સગાંવહાલાં મીઠાઇ મેવાના સગન છોકરાંને ત્યાં લઇને જાય છે, અને પોતાની મરજી જાહેર કરે છે. વળી કેટલેક ઠેકાણે છોકરી તરફથી છોકરાને પસંદગી મલવા પછીથી છોકરો કેટલાંક સગાંવહાલાં સાથે છોકરીને ઘરે જાય છે, અને સાથે જે એક દાદમ સોના રૂપાની અસરફીઓથી ભરેલું તે પોતા સાથે લઇ ગયલો હોય છે તે છોકરીને ભેટ કરે છે. આવી રીતે થોડાક રેવાજો જુદા જુદા પ્રકારના હોય છે, પણ તે બધામાં મતલબ તો એકજ સમાયલી જણાય છે કે, છોકરીનો ટેક અને આબરૂ જલવાયલાંજ રહે તેવી રીતે અરસપરસથી વર્તન થવા પામે છે, અને નીતી કે લાજને સહેજ પણ ધોકો પૂગવા જેવી સ્થીતી ત્યાં ઉભી થવા પામતી નથી.

હવે આ પ્રમાણે અદરાવાની ક્રિયા યાને નામ પાડવાની ક્રિયા પૂરી થવા બાદ લગનનો તબકકો આવે છે. જો બન્ને વરકન્યા ઉમરના બાબમાં બરાબર હોય છે તો છ થી આંઠ માસ સૂધીમાં લગન કરવામાં આવે છે, નહિં તો સહેજ વીલંબ લાગે છે. અદરાવા પછીથી લગન થવા સુધીમાં દર વાર તેહેવાર કે જશન જેવા પ્રસંગોએ અથવા

જ્યારેબી ગમે ત્યારે છોકરો પોતાને સાસરે જઇ શકે છે, અને હાડમની તથા ફ્રુટ, સુકો મેવો, મીઠાઇ વગેરેની જાત જાતની ભેટ સોગાદ રેશમી કપડામાં બાંધી અવાર નવાર લઇ જાય છે, અને પોતાની મોહોબતનો ગાંઠ આવી રીતે ધાડો કરે છે.

## લગનની ધામધુમ.

લગન થવાનો દિવસ જ્યારે નક્કી થાય છે ત્યારે લગભગ ત્રણ ચાર દિવસો સુધી અને ઘણાક દાખલામાં પાંચ સાત દિવસો સુધી ભારે ધામધુમ ચાલી રહે છે. ઘણે મોટે ભાગે ઇરાનમાં ઇરાની જોડાંઓ વસંતના બાહારની રૂતુમાંજ લગનનાં ગાંઠોથી જોડાય છે. ખાસ કરી જમશેદી નૌરોઝનો હીંગામ લગનોથી ગાજીવાજી રહે છે. લગનની ધામધુમમાં તેડાં કરવાનો રેવાજ ઘણો સરસ હાય છે. બૈરાંઓ માટે તેડાં કરવા બન્ને બાજુનાંઓ બબ-બે ત્રણ ત્રણ સાથે મળી ઇજનો કરવા જાય છે. માટીડાઓ માટે લગનની ચીઠીઓ કાઢવામાં આવે છે જે ઉપર બન્ને બાજુનાઓ એટલે વનવેહેવાઇઓની સહી હોય છે. આવી રીતે પરોણાંઓને એકજ બાજુનું નહિ પણ જાણે બન્ને બાજુનું ઇજન મલે છે. પરોણા પોતાની મરજી મુજબ છોકરા યા છોકરી બાજુએ પધારે છે પણ ઘણું ખરૂં વારાફરતી બન્ને બાજુને માન આપવામાં આવે છે. આ દિવસોની ધમાલ માટે દીવા બતીઓ, તેબલ, ખુરસીઓ, ફ્લાવર વાઝો, જમવાનાં વાસણો, પાંથરવાના ગાલીચા વગેરે ઉપયોગી ચીજો ઘરેઘરથી લાવી અરસપરસના સહકારથીજ સઘળી ગોઠવણો કરવામાં આવે છે, એટલે આપણા હીંદુસ્તાનના રેવાજ મુજબ તે માટે ખાસ ખરચો કરવા પડતા નથી. વળી લગન ઘર આગલજ કરવામાં આવે છે. ઘરને આ ત્રણ પાંચ કે સાત દિવસો સૂધી ભારે ઠઠેરાથી શણગારવામાં આવે છે. તેબલો ઉપર ફ્લાવરવાઝો તથા સુશોભીત ભભુકેદાર રોશની સાથનાં લેમ્પોથી ઘરનો શણગાર ઘણોજ ભપકા ભર્યો બનાવવામાં આવે છે. પેહેલે અને બીજે દિવસે ખાસ ક્રિયા જેવું કાંઇ હોતું નથી, પણ માત્ર પરોણાઓની પરોણાગતનીજ ખુશીખુરરમી જામી રહેલી હોય છે. સુર્યાઅસ્ત થતાં પરોણાંઓ આવવા શરૂ થાય છે. વળી સાંજથીજ મીઠાઇ, નાન, મેવો, ફ્રુટ વગેરેની થાળીઓ પીરસવામાં આવે છે અને શરાબી જામો હાજર કરવામાં આવે છે. પરોણાંઓ ગપ્પા-સપ્પા મારતાં, ટાહેલાં કરતાં વખત ગાળે છે. રાત્રે નવ દસ વાગતાને સુમારે એક સુફરેહનું જમણ થાય છે, જેમાં પહેલાં માટીડાઓ અને

પાછલથી સ્ત્રીઓ જમે છે. આ એક સુફ્રેહનું જમણ એમ બોલવાની મતલબ આ ઉપરથી નીકલેલી દીસે છે કે, ઇરાનમાં સઘળાં જમીન ઉપર ગાલીચા પાંથરી તે ઉપર રંગબેરંગી કપડાં પાંથરે છે જેને સુફ્રેહ કહે છે, અને તે ઉપર જમણ લે છે. જમણની વાણીઓમાં નાન, સુપ, કવાબ, કટલેસ, રોસ્ત, દહી સાથનો પુલાવ, અચાર, ગોસ્ત સાથની તરકારી વગેરે જેને જેવી ફાવે તેવી જુદી જુદી વાણીઓ બનાવી પીરસવામાં આવે છે. જમી રહ્યા બાદ પરોણાઓ પાછા પોતાને ઘરે જતી વખતે યજમાનને સલામ કરે છે અને ત્યાર પછી જુદે જુદે મોહોલ્લાઓનાને અકેક માણુસ ફાણુસની રોશનીની મદદ સાથ પોહોંચતા કરવા જાય છે. આવી રીતની ધમાલ જેટલા દિવસની ગોઠવેલી હોય છે તેટલા દિવસો સુધી ચાલે છે.

## લગનની ક્રિયા.

લગનને દિવસે સાંજના પરણતી કન્યા ભારે ઠાઠ–માઠ કરે છે અને ગોઠવાઇને બેસે છે. છોકરાંને ત્યાંથી થોડાક પીર મરદો 'દેહ મુબેદ'* સાથે તેણીને ઘરે જાય છે. 'દેહ મુબેદ' હાજર રહેલા સઘળાંઓના દેખતાં તેણીને મોટેથી સવાલ પૂછે છે કે 'તેણી વરરાજાને વરવા રાજી છે કે?' આ સવાલનો જવાબ તેણી ભારે ટેક સાથ જ્યારે પાંચ સાત વખત પૂછવામાં આવે છે, ત્યારેજ 'લબ-એ' યાને 'હા' કરીને આપે છે. જેવો આ જવાબ હાજર રહેલાંઓ સાંભલે છે તેવાજ તેઓ 'હાબેરા, હાબેરા' યાને 'હુર્રા હુર્રા' કરી પોકારોથી જગ્યાને ખુશાળીથી ગજાવી મેળે છે. જેઓએ જવાબ સાંભલેલો હોતો નથી તેઓ આતુરતાથી એક બીજાને પુછપરછ કરે છે ને ખાતરી કરે છે કે છોકરીએ જવાબ વાલ્યો કે નહિ? પહેલો 'હા'નો જવાબ મલવા પછીથી બીજો સવાલ છોકરીને પૂછવામાં આવે છે કે 'તારો વકીલ યા એજન્ટ કોણ છે'? આ સવાલનો આગમચથી નક્કી કરી રાખેલો જવાબ છોકરી આપે છે. આ વકીલ તરીકે ઘણું કરીને પોતાના પીતાનું યા ભાઇનું નામ તેણી આપે છે. આ નામ પૂછવાની ક્રિયાને 'વકીલ પોરસીદન'ની ક્રિયા કહે છે. આ બાદ સઘળાં ઉપર ગુલાબ

* ઇરાનમાં દેહમુબેદ ખાસ ધર્મગુરૂના વર્ગમાંનો હોવો જોઇએ એવું કાંઈ નથી; તે ધર્મની ક્રીયા જાણનાર એક બેહદીન પણ હોઈ શકે. દરેક ગામમાં અકેકો દેહમુબેદ હોય છે, જે પોતાના ગામના આતશકદેહની જાળવણી કરે છે. એનું કામ ગાહામબારમાં નાન, સુકો મેવો વગેરે વેહેંચી આપવાનું હોય છે તથા લગન અને મરણ વખતની ચોક્કસ ક્રીયાઓમાં ભાગ લઈ શકે છે.

છાંટવામાં આવે છે, તથા સઘળાંને મીઠાઇ, મેવો વેહેંચાય છે.

ત્યાર બાદ સઘળાંઓ છોકરાને ઘરે જાય છે. રસ્તામાં આતશ રોશન કરવામાં આવે છે, દારૂખાનું ફોડવામાં આવે છે, ગુલાબ છાંટવામાં આવે છે, આવી આવી અનેક રીતોથી લગનની ખુશાળી પ્રગટ થાય છે. જ્યારે છોકરાને ઘેર આ સરઘસ જાય છે ત્યારે છોકરીવાલાંઓ ખાંડના ગાંગડાઓ, તરેહ તરેહનો સુકકો મેવો, ટોપીઓ વગેરે પોતા સાથ લેતાં જાય છે. સઘળાં છોકરાંવાલાને ઘરે ચોકમાં યા હોલમાં ગોઠવાય છે ત્યારે 'ગવાહ ગેરફતન'ની ક્રિયા થાય છે જે લગનની ક્રિયા તરીકે ઓળખાય છે. છોકરો છોકરી તરફથી આવેલાં કપડાં પેહેરી હાજર થાય છે. પછી છોકરો તથા એક દસ્તુર, છોકરીનો વકીલ અને 'દેહ મુબેદ' સઘળા કુસ્તી કરે છે. છોકરા છોકરીના વકીલો સામસામે રેશમી ગાલીચા ઉપર બેસે છે. નજદીક બદામ, પસતાં, ખારક, દરાખ, અખરોટ, મીઠાઇના દાણા વગેરે સુક્કા મેવાનો એક ઢગ પડેલો હોય છે. આ ઢગ ઉપર બે મોટા મીઠાઇના દાણા મૂકેલા હોય છે તે ઉપર છોકરાના તથા છોકરીના વકીલના હાથો હાથસે હાથ મેલાવી મુકવામાં આવે છે. હીંદુસ્તાનનાં આપણામાં ચોરી સારતી વખતે છોકરા છોકરીના હાથમાં ચોખા આપવામાં આવે છે, પણ ઇરાનમાં ચોરી સારવા જેવું કંઇ હોતું નથી, પણ સુકકો મેવો, દાડમ, ઇડું, કાતર, લીલા રંગનું કપડું વગેરે છોકરા તથા છોકરીના વકીલની હથેલીમાં મેવા સાથે રાખવામાં આવે છે. કેટલેક ઠેકાણે માત્ર મેવોજ હાથમાં રાખે છે અને બાકીની બીજી ચીજો મેવાના ઢગ ઉપર મૂકવામાં આવે છે. આવી રીતે છોકરો તથા છોકરીનો વકીલ બેઠા પછી દસ્તુર છોકરાની પાસે બેસે છે. છોકરાની પાછલ તેનો ભાઇ કે કોઇબી બીજો સગો હાથોમાં ઇડું, કાતર, દાડમ, મેવો વગેરે પકડી માથા ઉપર હાથ ઉંચા રાખી ખડો રહે છે. ત્યાર પછી દસ્તુર આશીરવાદની ક્રિયા ઉભા ઉભા કરે છે. આ ક્રિયા પૂરી થતાંજ એક દાડમ વરરાજા ખાય છે જ્યારે બીજું છોકરીનો વકીલ ખાય છે. આ ઉપરાંત તેઓ બન્ને થોડોક મેવો પણ ખાય છે. ત્યાર બાદ હાથમાં પકડેલાં ઇંડાંને જેટલાં બને તેટલાં જોરથી ઉંચે ફેંકવામાં આવે છે. ઇરાનના આ કાતર, દાડમ તથા લીલા કપડાના ટૂકડા હાથમાં પકડવાની રૂઢી માટે પુછપરછ કરતાં એમ જણાવ્યું છે કે, કાતરના બે પાના જેમ એકમેક સાથ સલાહસંપજથી કામ કરે છે તેમ પેલું જોડું

સંસારમાં સલાહસંપજથી કામ કરતું રહે, તથા દાડમના સીંચાયલા દાણા મીસાલ તેઓને ત્યાં વસ્તી વધે, અને હંમેશાં લીલા રંગની આબાદી મીસાલની આબાદી તેઓને ત્યાં ફેલાય. આવી રીતે લગનની ક્રિયા પૂરી થાય છે. છોકરીને બદલે છોકરાનો વકીલ છોકરાની સાથે બેસી પરણવાની આ રૂઢી ઘણીજ વીચીત્ર લાગે છે છતાં તે કોઇક રીતે ખુબીવંતી જણાય છે.

## વહુમાયને સાસરે પોંહોંચાડવાનો રેવાજ.

લગન પૂરાં થતાં હવે વહુમાયને સાસરે મોકલવાની ધમચકરી ચાલે છે. તેણી પોતાને ઘેરની ભેટ સોગાદ સાથ તૈયાર પોતાને ઘરે બેઠેલી હોય છે ત્યાંથી હવે સરઘસના આકારમાં તેણીને સાસરે લઇ જવાની દોડધામ ચાલે છે. વરરાજાના બેહેન વહુમાયનો ડાબો હાથ પોતાની બગલમાં મારે છે, અને વહુમાયની બેહેન તેણીનો જમણો હાથ બગલમાં પકડે છે, અને એક વહુમાયને પોતાના ભાઇ આગલ લઇ જવાની તથા બીજી પોતાની બેહેનને ઘેરમાંજ રાખી મુકવાની જાણે હોજાતોજી કરે છે. એ પ્રમાણે ગમત કરતાં દરવાજા બાહેર સઘળાંઓ આવે છે, એટલે છોકરીવાલાં તરફથી છોકરાવાલાંઓને પુછવામાં આવે છે કે છોકરીને કયાં લઇ જાવો છો? પૈસા ક્યાં છે? એટલે છોકરાંવાલાઓ રૂપા નાણું આપે છે. આમ આખે રસ્તે નાણું ઓકાવવામાં આવે છે, અને આવી રીતે તેઓ ગમત કરતાં છોકરીને સાસરે ઘરે લઇ આવે છે. ઘરે આવી પહોંચ્યા અગાઉ છોકરાના મોહોલ્લામાં મોહોલ્લેદારોનું ટોળું આડું ફરી વળે છે અને સરઘસને આગળ વધતું અટકાવે છે અને જણાવે છે કે, પારકા મોહોલ્લાની છોકરી હમારા મેહોલ્લામાં આવે છે તો તેનો દંડ આપો. આના જવાબમાં મીઠાઇની વેહેંચણી થાય છે અને કામ સરે છે. ઘર આગલ આવી પેહોંચતાંજ ખુશાળીના પોકારો થાય છે. તેણી ઘર મધે આવી પહોંચ્યા પછી ઘરમાં રોશન રાખેલા આતશની આસપાસ નવું જોડું સાત આંટા ફરે છે, પછી વહુના પગ દુધે ધોવામાં આવે છે. એક ખુંમચામાં લીલી ભાજી તથા એક કાંશીઆમાં દુધ લાવવામાં આવે છે, પછી વરરાજા પોતાનેજ હાથે પોતાનો પગ દુધે ધોય છે. પછી છોકરાના હાથમાં ગુલાબ રેડવામાં આવે છે તે વડે પહેલાં પોતાનું મોંહ ધોય છે અને પછી ધણીઆણીનું મોંહ ધોય છે. આવી રીતે આ જોડાનું શુભ ધાર્યું કામ પાર પડે છે.

# પ્રકરણ છઠું.



## ચઉદ શેહેરમાં થતી મરણને લગતી જરથોશ્તી ક્રીયાઓ.



મરણને લગતી જરથોશ્તી ક્રીયાઓ વિષે જ્યારે આપણે વિચાર કરયે છીયે ત્યારે મનમાં આપણુને પહેલો એ સવાલ ઉઠે છે કે, વળી જરથોશ્તી ધર્મની ક્રીયાઓ તે એક દેશમાં જુદી અને બીજે દેશે જુદી એમ થવા પામતી હશે ખરી? એકજ ચોક્કસ ધર્મની ક્રીયાઓ તે પછી દુન્યાના કોઇ પણ ભાગમાં જોવામાં આવે તે એક સરખીજ હોવી જોઇએ. છતાં જગે જગ ફરતા હરતા મુસાફરને હંમેશાં નવા નવા અનુભવો, નવી નવી રાહ રસમો ઠેકાણે ઠેકાણે એકજ ધર્મના બાબમાં જુદા જુદા રીતે અનુભવથી મલે છે. સેંકડો માઇલ દુરના દેશોનો વિચાર બાજુ મેલી માત્ર હિંદુસ્તાન દેશના જુદાં જુદાં શેહેરોમાંજ જરથોશ્તીઓમાં થતા ધર્મને લગતી કે મરણને લગતી ક્રીયાઓમાં કાંઇ કાંઇ નવી રૂઢી યા રાહ રસમો બાજે વેલા દીઠામાં આવે છે. દાખલા તરીકે મુંબાઇ જેવાં શેહેરમાં પાયદસ્તની ક્રીયા વેળાએ પાયદસ્તે જતા જરથોશ્તીઓ ઘર આગલજ કુસ્તી—પાદીઆબ કરી સરોષ બાજ, કેમના મજદાનાં ભણતરનાં 'મા મૅરન્‍ચઇનીશ ગએથાઓ અસ્તવઇતીશ અષહે'* સુધી ભણી બાજ વરે છે, જે ડુંગરવાડી ઉપર રવાન દોખ્મે—નશીન થવા પછીના 'નેમસ્ચા યા આરમઇતીશ ઇજાચા'નાં ભણતરથી ભણવું શરૂ કરી આખી બાજ પુરી કરવામાં આવે છે. પછી તમામ ગુજર પામેલા રવાનને લગતા તથા ઓરવર, પાણી વગેરેને લગતા નમસ્કાર પઢવામાં આવે છે. ત્યારબાદ સઘળા ગોમેજ—નીરંગ લઇ કુશ્તી પાદીઆબ કરી પોત પોતીકે ઘરે પાછા ફરે છે.

હવે સુરત શેહેર તથા ગુજરાતનાં એવાંજ બીજાં શેહેરો તરફ જ્યાં દોખમું બાર પંદર માઇલ દુર હોય ત્યાં જગ્યાને અનુસરીને થોડીક રસમ જુદી પડે છે, જો કે મુળ ક્રીયાનાં ભણતરો તો તેનાં તેજ હોય છે. ત્યાં રવાન દોખ્મે—નશીન થવા પછીથી સઘળા કુસ્તી—પાદીઆબ કરવા શરૂ કરી સઘળા સાથે આખી સરોશ બાજ એક સાથે

* હાલમાં એ કાયદો ભુલાતો જાય છે.

ભણે છે. આવી રીતે ત્યારે માદરવતન ઇરાન મધે પણ મરણ વેળાની જરથોશ્તી ક્રીયાઓ અને રાહરસમો કુદરતી રીતેજ થોડાં ઘણાં જુદાં પડે તેમાં ભારે વિશ્મય પામવા જેવું કે ઘણુંજ અસાધારણ જેવું કાંઇજ નથી. આ રાહરસમો મારાં હમદીન વાંચકોને જાણવાની સ્વભાવીક ઉલટ પેદા થવી જોઇએ તેમાં સંદેહ નથી, માટે તેનું બ્યાન નીચે રજુ કરીશ.

અત્રે ઇસારો કરવો ઠીક થઇ પડશે કે ઇરાનમાં મરણ પછી શબની જે તરતીબથી દોખ્મે–નશીની સુધીની વ્યવસ્થા થાય છે તે અસલ જરથોશ્તી દીન આઇનિ તથા ધર્મ પુસ્તકોને વધારે અનુસરતી છે, જે અસલ તરતીબોમાંની કચ કંઇ આપણે હિંદુસ્તાનમાં છોડી બેઠાં છીયે યા ઉલટાવી નાંખી છે.

જેવું એક રવાન પોતાનું ખાકી શરીર છોડી ખાકીમાંથી ખલાસી મેલવી અણદીઠ આલમ તરફ રવાના થયલું જોવામાં આવે છે, યાને જેવું એક જરથોશ્તીનું મરણ નીપજે છે કે તુરતજ તે શરીરને બીછાનાં પરથી ઉઠાવી ઘરની ચાલ યા ખડકી જેવી જગ્યામાં જમીન ઉપર એક કપડું પાંથરી મુકવામાં આવે છે, અને મરનારનાં સમાગમમાં આવેલાં તમામ કપડાંઓ વગેરે ચીજોને રદ કરવામાં આવે છે.

જો શેહેર હોય તો મુબેદ અને ગામ હોય તો દેહ–મુબેદને બોલાવવામાં આવે છે, જેઓનું ખાસ કામ મરનારના તમામ ખેશીઓને ખબર-અંતર પહોંચાડવાનું તથા 'પાક-શુ'ઓ (રવાનનાં બદનને નીરંગથી પાક કરનારાં તથા સચકાર કરનારાં શખ્સો)ને બોલાવી લાવવાનું તેમજ રવાનની ઘટતી ક્રીયાઓ કરાવવાનું હોય છે. મરણ પછી તુરતજ ગુઝર પામેલાં રવાનની નૈયતે બરસમ સાથની સરોશની બાજ નજદીકની અગ્યારીમાં ધરવામાં આવે છે. વળી મરનારનું મોંહ ખોલી તેમાં નીરંગ–દીનનો નીરંગ જે મુબેદ કે દેહ–મુબેદ લાવેલા હોય છે તે નાખે છે, તેમજ મરનારની નજદીક પતેત કરવામાં આવે છે. ત્યાર પછીજ શબ 'પાક–શુ'ને હવાલે કરવામાં આવે છે. ઇરાનમાં સ્ત્રીઓ માટે બે સ્ત્રી 'પાક–શુ'ઓ તેમજ મરદો માટે બે મરદ 'પાક–શુ'ઓ આવે છે, જેઓ એ કામમાં ખાસ કુશળતા ધરાવે છે. તેઓ પોતે નાહીને એક એલાહેદી જુની કુસ્તીનું પેવંદ કરીને સરોશ–બાજ લે છે. પછી તેઓ હાથે મોજાં પેહેરી મરનારનાં બદનને ફકત નીરંગ (ગઓ–મએજ)નાં પોટાંથી સાફ કરે છે અને

પાણી કદીબી વાપરતાં નથી. ત્યારબાદ સુદરેહ, કુસ્તી, પાયજામેહ પહેરાવી તથા સફેદ કપડાંનું કફન ત્યાંજ બંધ બેસ્તુ સીવી લઇ તેને પહેરાવી શબને જમીન ઉપર એક પાંથરેલાં કપડાં ઉપર મુકવામાં આવે છે. ત્યાં સીવી લેવાની મતલબ એ છે કે જોઇએ તે કરતાં વધુ કપડું મરનારનાં શબ ઉપર વપરાય નહિં તેની તકેદારી રાખવાની છે. વળી ઇરાનમાં દરેકે દરેક શબનાં પગ એક સરખાં હંમેશાં વાળેલાજ રાખવામા આવે છે, કે જેમ હિંદુસ્તાનમાં એક સરખું જોવામાં આવતું નથી. હવે શબને સચકાર માટે જુદી લાદીઓ ઉપર મુકવામાં આવતું નથી, પણ દરેક મકાનમાં ભોંયતળ્યે એક એલાહેદી જગા હોય છે તે ઉપર શબને ગોઠવે છે, અને સગદીદ કરાવીને 'પાક–શુ'ઓ ત્રણ 'યથા' ભણતાં 'શ્યઓથનનાંમ' શબ્દ આવતાં ત્રણ વાર લોખંડના ખીલાથી કશ ખેંચે છે. એક દીવેલનો ચેરાગ જે તે માણસનાં ગુજર પામવા સાથેજ રોશન કરેલો હોય છે તે સચકાર થવા પછીથી તે મરનારનાં માથા આગલ થોડે છેટેથી મુકવામાં આવે છે. વળી ઘેરનાં આતશનું પાતરૂં ચોક્કસ છેટે ચાલુ હાજર રાખી તે ઉપર સુગંધી પદાર્થ બાળે છે. આ ચેરાગ રાખવાની રૂઢી ઇરાનમાં જુદી રીતની છે. ચેરાગની ઉપર તથા શબ સીવાયની ત્રણે બાજુએ ઇંટરડીઓ એવી રીતે ગોઠવવામાં આવે છે કે રોશનીનો સઘળો પ્રકાશ રવાનનાં શબ ઉપરજ પડવા પામે. આ ચેરાગ શબ 'ઝાદોમર્ગ' માં (એ મકાન વીષે હવે પછી વર્ણન આપ્યું છે) ગયા પછી મુકવામાં આવે છે તથા શબ આગલ મુકવામાં આવતો પાણીનો કળસ્યો, ફુલ, મેવો તથા આતશનું પાતરૂં ઘેરનાં સચકારવાલી જમીન આગલ ત્રણ દિવસ અને રાત એટલે ચેહારમ સુધી ચાલુ રાખવામાં આવે છે. સચકાર થયા પછી સુબેદ કે દેહ-સુબેદ થોડે અંતરે બેસે છે અને યશ્તેવદરદેગાંન યાને ભોંય આગલનું ભણતર શરૂ કરે છે. ઇરાનમાં ગમે તેવાં દોખ્માથી દુર પડી ગયલાં શેહેર કે ગરગામડે વટીક સચકાર હંમેશાં મરનારના મકાનમાંજ અસલ જરથોશ્તી રસમ મુજબ કરવામાં આવે છે, અને મુંબાઇની માફક પોતીકાં ઘેરની બહાર મરનારનો સચકાર હજી સૂધી થતો નથી, જેથી મરનારની ચેહારૂમ સૂધીની ત્રણ દિવસની મહાન ક્રીયાઓ તેનાં ખુદ ઘેરની વાતાવરણમાંજ થાય છે, જે શુકરાના કરવા જોગ બીના છે. સચકાર પછી 'પાક–શુ'ઓ ઘેરની બહાર આવી સરોશની બાજ મુકે છે. અને તેઓને ચોક્કસ દામ આપવામાં આવે છે.

મુબેદ રવાન આગલ ભણતર ભણવામાં મશ્ગુલ હોય છે તે વખતે આજુબાજુનું વાતાવરણ પણ ધાર્મીક બને છે અને મરનારનાં બેશીઓ પણ ભણવામાં બનતાં સુધી રોકાય છે, જેથી અહિંના જેટલી માહેતમ-પોશીના ચીતારો આંઆ જોવામાં આવતા નથી, સિવાય કે ઘણું નવજવાન મોત હોય ત્યારેજ ત્યાં માહેતમ જોવામાં આવે છે.

રવાનની અવલમંજલ પહોંચાડવાની ક્રીયા સગવડ પડતી રીતે થાય છે, અને શબને ઠેકાણે પાડવા માટે અનઘટતી ઉતાવળ કરવામાં આવતી નથી, કારણ કે દોખ્મા પહાડો ઉપર બહુ લાંબે છેટે આવેલાં હોવાથી શબને ખુરશેદ-નગીરશ્ને બરોબર થાય તેની ખાસ કાળજી રાખવામાં આવે છે. જો સાંજ પડી જાય તેવું લાગે તો બીજી સવાર સૂધી શબને થોભાવી રાખવામાં આવે છે, પણ તેજ મુજબ જો બધી ક્રીયા બરાબર કરવા જેટલો પુરતો વખત હાથમાં હોય તો તે ફોકટમાં ગુમાવવામાં આવતો નથી, એટલે કે સચકાર પછી જો પાછલો પોહોર થયો હોય તો 'આદો-મર્ગ'માં (યાને શબને સચકાર પછી સીલ ઉપર મુકી રાખીને ત્યાંથીજ ગેહસારણાની ક્રીયા થયા પછી બહાર કહાડવાની ખાસ જગ્યામાં) બીજી સવારે શબને લઇ જઇને ત્યાં હાવનમાં ગેહસારણું પઢીને, દોખ્મે-નશીન માટે પાયદસ્ત કાઢે છે. અગરજો બપોરના એની અગાઉ ઘણો પુરતો વખત હોય તો 'આદો-મર્ગ'માં તેજ વખતે લઇ જઇ ઉજીરનમાં ગેહસારણું પઢીને પાયદસ્ત કાઢવામાં આવે છે. કોઇબી રીતે ધીરેથી ખુરશેદ-નગીરશ્નેનો કાયદો સચવાય તેમ કામ લે છે અને અહિંની માફક પાયદસ્ત કાઢવાની દોડાદોડી કરતા નથી.

યઝદનું દોખમું શેહેરથી લગભગ છ માઇલને છેટે આવેલું છે, જે આપણા મુંબાઇનાં દોખ્માઓની માફકજ ગોલ ઘાટનું બાંધવામાં આવેલું છે. આ દોખમું મરહુમ પારસી મીશનરી શેઠ માણેકજી હાંટરયાની મહેનતથી અને મુંબાઇના સખી વજુદ જરથોશ્તીઓની મદદથી બાંધવામાં આવ્યું છે. આ દોખમું ઘણીજ એકાંત અને ઉંચી ટેકડી ઉપર છે અને નજદીકનાં ઘણાં ગામો માટે વપરાય છે. વળી દુરનાં ગામો માટે બે ત્રણ ગામોની સગવડ સચવાય તેવી રીતે જુદાં જુદાં ત્રણ દોખમાઓ તે ગામોની હદની નજદીક જોવામાં આવે છે.

ઇરાનની ખાંધ્યા-નસેસાલારોની ગોઠવણ વિષે પણ સેહેજ ઇસારો કરવો ઠીક થઇ પડશે. મુંબાઇની માફક ખાંધ્યાઓ ખાસ પગારદાર

રોકી રાખવામાં આવતા નથી. યઝદમાં ચાર નસેસાલાર તથા બે ગુશેહ-પલાસ (ખાંધ્યાઓથી ચહડયાતા પણ નસેસાલારથી ઉતરતા શીખાઉ જેવા) હોય છે, તેઓનેજ પગાર ઇરાન માટે મુંબાઇમાં રાખેલાં ફંડમાંથી મલે છે. આ છ જણામાંથી ત્રણ ત્રણ વારાફરતી કામ કરે છે. આ પગારદાર માણસોથી ખેતીકામ થઇ શકતું નથી, તેમજ ગાહામબાર, જશનો, નવજોત વગેરે ક્રીયાકામોમાં તેઓ ભાગ લઇ શકતા નથી. ખાંધ્યા તરીકે તો કોઇબી ઘેરનાં માણસો સામેલ થાય છે, જેઓને છુટક પૈસા તથા ખાવાનું પણ મલે છે. બધા ખાંધ્યા નસેસાલારોને મરનારના ઘેરમાંથી પહેલાં પુરતું જમાડવામાં આવે છે અને પછી પાયદસ્ત કાઢે છે. ખાંધ્યાઓની સંખ્યા ૧૬ થી ૨૬ સુધીની તે ગુજરનારનાં વજન તથા દોખમાના છેટાં મુજબ નક્કી થાય છે. આ ખાંધ્યાઓ નાહીને પોતાનાં ઘેરનાંજ કપડાં પહેરીને આવે છે. નસેસાલારો અને ખાંધ્યાઓની વચગાલેનું કામ ગુશેહ-પલાસ કરે છે, એટલે કે તેઓ મરનારને ઘેરથી ઝાદો-મર્ગમાં શબને એક ગેહાંનમાં ઉઠાવીને લાવવાનું કામ બજાવે છે, તેથી તેઓથી પણ ખેતીવાડી વગેરે તેમજ ક્રીયાકામોમાં મુદલ ભાગ લઇ શકાતો નથી. ઘેરેઘેરથી આવતા ખાંધ્યાઓ શબને કદી અડકતા નથી પણ ગેહાંનના દાંદાઓનેજ પકડીને શબને ઉંચકવામાં ખાંધ મારે છે, તેથી ખાંધ્યાઓ ગાહામબાર વગેરે ક્રીયાઓમાં સામેલ થઇ શકે છે.

હવે આપણે પહેલાં ઝાદો-મર્ગનું મકાન કેવી રીતનું હોય છે અને શા કામમાં આવે છે તે જોઇશું. ઇરાનમાં અત્રેની માફક મરનારના ઘેરથી શબને સીધું દોખ્મે-નશીન કરવામાં આવતું નથી, પણ પહેલાં ઘેરમાં સચકાર કરી પછી 'ઝાદો-મર્ગ' નામની એલાહેદી જગાના મકાનમાં (ઝાદો-મર્ગ એટલે જન્મ-મરણની જગ્યા, કારણ કે ઇરાનમાં અસલ બચ્ચાંને જન્મ આપવાની જગ્યા પણ ઝાદો-મર્ગમાં તદન એલાહેદી રાખવામાં આવતી હતી) તેમાં શબને લઇ જવામાં આવે છે કે જ્યાં ગેહસારણાની ક્રીયા કરી પછી પાયદસ્ત ત્યાંથીજ કાઢે છે. આ ઝાદો-મર્ગમાં પર્શોષ એટલે ગેહાન-ખાને (ખાલી ગેહાન રાખવાનો ઓરડો) તથા શબ મુકવાનો એલાહેદો ખંડ અને ચોગાન, તેમજ બાનુઓ, ગ્રહસ્થો અને મુબેદો માટે એલાહેદા ખંડો, ઓટલાઓ તથા કમ્પાઉન્ડમાં બાગીચો એમ ગોઠવણો કીધેલી આવાં 'ઝાદો-મર્ગ' યઝદ શેહેરમાં તેમજ જુદા જુદા ગામમાં પણ છે,

તેને બે મુખ્ય દરવાજા હોય છે, જેમાં એક દરવાજેથી ઘેરથી લાવેલા શબને અંદર ઝાદો-મર્ગમાં દાખલ કરવામાં આવે છે. જ્યારે બીજાજ દરવાજેથી શબને બહાર કાઢી દોખ્મે-નશીન કરવા લઇ જાય છે.

હવે આપણે મુળ બાબદ ઉપર પાછા ફરીશું. પહેલાં બે ગુરોહ-પલારો સરોશની બાજ ધરી પર્શેપ (ગેહાંન-ખાનેહ) માંથી ખાલી ગેહાન ઘેરમાં લઇ આવે છે, અને તેમાં શબને સંભાલથી મુકી જોઇતા ખાંધ્યાઓની મદદથી તેને ઝાદો-મર્ગમાં લઇ જાય છે. આમ લઇ જતી વખતે મરનારનો છોકરો અથવા અતલગનો ખેશી તથા એક મુબેદ આતશનાં પાતરાં સાથે આગલ આગલ ચાલે છે, ત્યાર પછી શબ અને તેની પાછલ ચોક્કસ છેટે બીજા મુબેદો તથા ઓળખીતાઓ આ ઝાદો-મર્ગમાં શબ લઇ જવાની પાયદસ્તમાં પેવંદ ધરીને જાય છે.

ઝાદો-મર્ગમાં દાખલ થવાના દરવાજેથી શબને દાખલ કરી, શબનાં ખંડમાંની ઉંચા ખાસ બનાવેલી પથ્થરની પાવી, જે આસરે છ ફીટ લાંબી ને ત્રણ ફીટ પોહોલી રહે છે, તેની ઉપર શબને મુકે છે, કારણ કે અહીંની માફક છુટી લાદીઓ એ કામ માટે ઇરાનમાં રાખતા નથી, પણ એક પાવી જેવો ભાગ ભોંયની સપાટીથી લગાર ઉંચો બનાવેલો હોય છે. હવે શબની આજુબાજુ કશ પાછો ખેંચી, ગેહાંનને તે ખંડની બાજુના ગેહ સારવાનાં ખુલ્લાં ચોગાનમાં મુકે છે, કે જ્યાં પછી બે યા વધુ મુબેદો દુરથી મુકરર કરેલી જગાએથી તે ખાલી ગેહાંન તરફ પહેલાં મોંહ કરીને ગેહસારણું માંડે છે, જે વખતે બાનુઓ તથા મરદો તેમજ બીજા મુબેદો પોત પોતીકી જગ્યાએ ખડો યા ઓટલાઓ પર બેઠક લે છે. આ વેળા ચોક્કસ રસમ જોવામાં આવે છે તે એકે ભેગી મલેલી મજલેસનાં દરેક બાનુને ગુલાબનું પાણી છાંટવામાં આવે છે.

હવે ચોગાનમાં મેલેલી ખાલી ગેહાંન પર અરધી ગેહ સરાયા પછી ગાથાના ૩૧ મા હાના ૪ થા ફકરા 'વનએમા દ્રુજેમ' સુધી ભણી રહ્યા પછી બેઉ મુબેદો પીઠ ફેરવીને ઉભા રહે છે, જે વખતે શબને સગ-દીદ કરાવીને નસેસાલારો અંદરના ખંડમાંથી બહાર લાવી ચોગાનમાંની ગેહાનમાં મુકે છે. ત્યાર બાદ મુબેદો પાછા ફરી તે રવાનના માથાં આગલથી બતી તરફ નજર રાખી, ૩૧ મા હાના ૫ મા ફકરાથી આગલ ભણે છે અને આખો અહુનવદ ગાથા પુરો કરે છે. આ બાકીનું ગેહ-સારણું ભણાય છે તે દરમ્યાન નસેસાલારો અત્રેની માફક ગેહાંન

પર ચદરો બાંધવાનું કામ શરૂ કરે છે, પણ તે આગમચ એક વધારાની સાવચેતી લે છે, જે નોંધવાજોગ છે. ગેહાંનની ઉપર ૭૨ તારની બહુ જાડી મજબુત નેતરાં જેવી વણેલી કુસ્તી (અઇવીઆઓંઘહન) લઇને ગેહાંનનાં ખુંટાઓમાંથી સામસામી આરપાર જાલી મીસાલ તેનાં આટાં મારે છે, જેથી પહાડી જગ્યાનું ઘણું ચઢાણ આવે તે વેળા લાશ ગેહાંનમાંથી ઉઠલાઇને પડી નહિ જાય પણ અંદર બરોબર ટકી રહે. આવી રીતે વીંટાળ્યા પછીજ ચદરો ઉપરથી બાંધી લે છે.

હવે ગેહસારણું ગાથા ખતમ થતાં અટકે છે, અને ત્યાર બાદ અત્રેની માફક મરદો એક પછી એક શબને સેજદો કરતા નથી, પણ તેને બદલે ગેહાન જેવી ઉંચકાય છે કે ત્યાં હાજર રહેલા મુબેદો અને મજલેસીઓ 'નેમસ્ચા યા આરમઇતીશ ઇજ્ઞાચા' ત્રણ વખત ભણે છે કે જે વખતે પેલા મુબેદો તેનજ અનજુમનના સર્વે સાહેબો જમીનને જમણો હાથ લગાડી રાખીને નમસ્કાર કરે છે. આ ઠેકાણે પાયદસ્ત શબ્દની સેહેજ સમજણ લેવાની જરૂર છે. પા એટલે પગ+દસ્ત એટલે હાથ. આ બે શબ્દો ઉપરથી પાયદસ્ત બોલ નીકલ્યો છે. સેઝદો કરવાની જે ત્રણ મરતબાની રીત છે, તેમાંથી સૌથી વધુ નમનતાઇ ભરેલી રીત તે કમરમાંથી વાંકા વળીને બેઉ હાથ જમીનને લાગે તેવી રીતે આપણા પોતીકા પગના છેડા સુધી લઇ જઇને નમન કરવાની રીત છે. પછી યથા અહુવેરીઓ (૨) યસ્નેમચ....સ્ઓષહે અબ્યેહે... અષેમ વોહુ (૧) તથા હજંઘરેમ અને જસમે અવંઘહે મજ્દ (રામનો બાજ્રહેવાળાં આખાં પદ વગર) ભણી જાય છે, જે ભણતાં ભણતાં આખી મજલીસ શબની સાથે ચાલુ મુકે છે.

શબ ઝાદો-મર્ગના બીજા દરવાજેથી હંમેશાં બહાર નીકલે છે અને તેની પાછલ પાછલ આખી મરદોની મજલીસ બબ્બેની પેવંદમાં શેહેરના યા ગામનાં ચોક્કસ નાકાં સુધી પાયદસ્તે જાય છે. આ પાયદસ્તની મજલીસમાં ઘણા અતલગનાં ખેશીઓ ગેહાનની આગમચ ચાલે છે, જે રશમ અત્રે જોવામાં આવતી નથી. પછી જે થોડાક મરદો ખુદ દોખમા સુધી જનારા હોય છે, તેઓથી બાકીની મજલીસ છુટી પડી પોતપોતાને ઘેરે વિદાય થાય છે અને બધા હમામ લે છે. એજ પ્રમાણે સર્વે બાનુઓ પણ ઝાદો-મર્ગમાંથી પોતાને ઘેરે આવી હમામ લે છે.

બધા પાયદસ્તે ગયલાઓ (મુબેદો સુધ્ધાં) રસ્તામાં સરોશની બાજ 'અસ્તવઇતીશ અષહે' સુધી લે છે, અને પછી 'નેમસે તે ઇઘ ઇરીસ્ત-

નામ ઉરૂવાંનો યજમઇદે, યાઓ અષઓનાંમ ફ્રવષયો’ એ પદ ત્રણ વખત યા પાંચ, સાતથી તે એકવીસ વખત (યાને કોઇબી એકીની સંખ્યામાં) ભણી, પછી યથા અહુ વેરીઓ (૫) ભણે છે. વળી પાછાં ઉપલું પદ ભણી પાછાં યથા ભણે છે, એમ ચાલુ રાખી રવાનને યાદ સહીત નમસ્કાર કરતાં કરતાં રસ્તો કાપે છે, સિવાય કે નસેસાલારો અને ખાંધ્યાઓ જેઓ ચુપકીદી પકડીને પેવંદથી મંજલ કાપે છે.

હવે દોખમાના દરવાજાની નજદીક આવવા લાગતાં ચોક્કસ છેટે એક ઝાદોમર્ગની પાવીની માફક ખાસ ઉંચી કરેલી પાવી હોય છે. ઇરાનમાં દાદગાહ અને સઘડી દોખમાથી ઘણે દુર બાંધેલી હોય છે તે ધ્યાન રાખવું. હવે ઉપર જણાવેલી બહારની પાવીમાં ગેહાંનને ઉતારે છે અને યથાનો કશ ખેંચી લાશનું મોંહડું ખુલ્લું કરે છે. હીંદુસ્તાનમાં જે પ્રમાણે ગેહાંનને કશ અને પાવી વગરના રસ્તા ઉપર મુકી દેવામાં આવે છે, તેમ ઇરાનમાં ખાંધ ઉપરથી કદી ઉતારતા નથી. ઉપલી જગાએ તમામ મજલીસ થોભી જાય છે. હવે પેલાજ બે યા વધુ મુબેદો ત્યાં ઉભા રહીને બીજું ગેહસારણું પાછું ભણે છે. આપણામાં રસ્તામાં ચાલતાં ચાલતાં બીજું ગેહસારણું કરે છે તેમ કરવાને બદલે ઉપર મુજબ કરે છે. ૩૧ મા હાના ૪ થા ફકરા તુલીક ભણી મુબેદો ઉભા રહી જાય છે, અને મજલીસ છેવટનો સેજદો કરી લે છે કે નસેસાલારો સગદીદ કરાવી ગેહાંનને ઉઠાવી જઇને દોખમાના દરવાજાની છેક ઉપરની સીડી પર લઇ ગોઠવે છે. હવે ઇરાનમાં આ બહારની ગેહાંનને અત્રેની માફક દોખમાની અંદર કદીબી લઇ જતા નથી, પણ દોખમાની અંદરના વપરાસ માટે ખાસ એક અલાહેદી ગેહાંન હમેશાં દોખમામાં રાખેલી હોય છે, તેને નસેસાલારો દોખમાના દરવાજા સુધી લાવી, પેલી બહારની ગેહાંનમાંથી શબ ઉંચકીને દોખમાવાલા ગેહાનમાં મેલીને પછીજ તેને માટેની મુકરર થયલી અને ઇજાયલી દોખમાની પાવી તરફ લઇ જાય છે.*

દોખમાની અંદર લાશની ઘટતી તરતીબ કરયા પછી નસેસાલારો જ્યારે બહાર આવે છે, ત્યારે પેલા મુબેદો બાકીનું ગેહસારણું ગાથાના ૩૪ મા હા તુલીક તમામ કરે છે. પછી તમામ મજલેસીઓ પાછા

* જે અહિંયા જોવામાં આવતું નથી.

જમીનને પેવંદ કરી 'નૅમસ્યા યા આરમઇતીશ ઇજ્યા' એ પદ ત્રણ વાર પઢી યથા અહુવેરીઓ (૨) યસનેમ્યા થી સરોષની બાજ મુકી નીરંગ લઇ કુશ્તી કરીને ત્યાં નજદીકમાં ગામેગામના ઉતારાનાં જુદાં જુદાં મકાનો હોય છે તેમાં આસાયશ લે છે, અને ખાધખોરાકી ખાઇને પછી ઘેરે જઇ હમામ લે છે. ફકટ મરનારનાં બે ત્રણ અતલગનાં સગાંઓ તથા ઘેરનાં કોઇ કોઇ બાનુઓ ત્યાં ઉતારાનાં મથકમાં એક રાત તોડી પાડીને પેલા મુબેદો પાસે શીરો-સીતાબની ક્રીયા સઘડી આગલ કરાવે છે. આ ક્રીયામાં તેઓ મીઠઠાં તેલને કકડાવીને તેમાં લસન, સરકો, ગુલાબ અને સીતાબ નામનો ખુશબોદાર પાળો નાંખે છે અને બહાર હવામાં ખુલ્લી મેલે છે, એવા ખ્યાલથી કે તેની ખુશબો ગુજરેલાં રવાનને મલે. વળી મરનારને ઘરે પણ ત્રણ દીવસ સુધી આ શીરો-સીતાબની ક્રીયા કરવામાં આવે છે તથા પાણીના કળસ્યા પણ ભરી મુકવામાં આવે છે. ઘેરમાં સચકારની જમીન નજદીક ત્રણ દિવસ સુધીની ક્રીયાઓ અત્રે કરતાં ઘણી હેરફેર થાય છે. ચેહારૂમ પછી રવાનની જગ્યા આગલથી ચેરાગ, કળસ્યો, બતી, ફુલ ઉંચકી લેવામાં આવે છે, અને સચકારની જગ્યા ઉપર તરો-પાણી કેટલાક દિવસો સુધી છાંટવામાં આવે છે.

હિંદુસ્તાનના આપણા રેવાજ મુજબ ઇરાનમાં સચકારની જગ્યાને દસ યા ચાલીસ દિવસો સુધી એલાહેદી રાખવામાં આવતી નથી. વળી ઇરાનમાં નામ સાથનાં દરૂન કરવામાં આવતા નથી, પણ સાદા ફ્રશસ્ત જેવા દરૂન કરે છે. પાપરી-મલીદા જેવું કાંઇ નથી પણ તેને બદલે દરેક વખતે 'શીરોગ' (ચપટાં જેવું પણ ખાંડ વગરનું) બનાવવામાં આવે છે અને તેની ચાશણી કરવામાં આવે છે અને સગવડ પ્રમાણે સગાંવહાળાંઓમાં તથા ગરીબો વચ્ચે વેહેંચવામાં આવે છે. દશમાને દિવસે પણ શીરો-સેતાબની ક્રીયા કરવામાં આવે છે. શીરોગ, ચોખ્ખું પાણી, ફ્રુટ-મેવા વીગેરેથી ક્રીયા થાય છે. મુબેદો આફ્રીનગાંન, સતુમ, યજશ્ને વગેરે ભણે છે. ત્યાર પછી સીરોજા (માર્સીસા)ની ક્રીયા બે દિવસ ઉપર પ્રમાણે કરવામાં આવે છે. તેત્રીસ ઇંડા, તેત્રીસ શીરોગ, તેત્રીસ નાન એમ સીરોજાની ક્રિયામાં લેવામાં આવે છે. પંહેલાં સાલે ગાહામ્બાર-જશન કરાવે છે. મુકતાદ દશ દિવસ માંડવામાં આવે છે. સરે-સાલ યાને વરસીની ક્રીયા ઘણી મોટી ગણાય છે. તે દિવસે સીરોજાની ક્રીયા થવા ઉપરાંત એક નાની જેવી પારટી

પણ કરવામાં આવે છે. આ પારટીમાં સગાંવહાળાંઓ, દોસ્ત–આસ્નાઓ, અને લાગતાં વળગતાઓને રાત્રે જમવા તેડવામાં આવે છે. નોતરેલાં આસામીઓ સુર્યાસ્ત થતાં આવવા માંડે છે. શરૂઆતમાં ચાહ આપવામાં આવે છે. પછીથી મેવો, ફ્રુટ, નાન, પનીર વગેરે હાજર કરવામાં આવે છે, જેની સાથે દરાખનો વાઇન અને રમ પણ હોય છે. આ પ્રમાણે નોતરેલાં મહેમાનો લાંબા ટુંકા દિવસ પ્રમાણે બે ત્રણ કલાક બેસી ગામગપાટા કરતા અવારનવાર મજલેસમાં નાના ક્રોપરગ્લાસનાં કાંસ્યામાં ફરતો રમ પી, છેલ્લે પીરસવામાં આવતા ભોજનને પુરતો ઇનસાફ આપી ઘરે વિદાય થાય છે. વરસી બાદ દર વરસે ઉપર મુજબજ સરે–સાલની ક્રીયા કરવામાં આવે છે.



# પ્રકરણ સાતમું.



## ગાહામબાર



ગાહમબાર એટલે જુદે જુદે મોસમે તે રેહમાં દાદારે જે વસ્તુઓ ઇનસાન માટે પેદા કરી છે, તે માટે તેનો ઉપકાર માનવાના ખાસ પ્રસંગો છે, અને આ પ્રસંગો ઉપર પેદા કરનારે જે તમામ ખલકતની તરેહતરેહની પેદાયશો બનાવી છે, તેની શુકર ગુજારીમાં જશનો, બંદગીઓ વગેરે ધાર્મીક ચલવલોથી એ ખાસ દીવસો પસાર કરવાનું ફરમાન છે.

ઇરાનમાં ગાહામબારોના હિંગામ ધર્મની નજરે અગત્યનો ભાગ ભજવે છે. એ દિવસોમાં ઘણેખરે ઘેરે જરથોશ્તીઓ ગાહામબારનું જશન કરાવે છે. ઇરાનમાં મેં જોયું તેમ ઘણાખરા જરથોશ્તીઓ પોતાની માલેકીના બાગો, વજીફાઓ તથા મીલકતો ધર્મમાં આપી દેતા હતા, જેને 'વકફ' કરી કહેવામાં આવે છે. આવી રીતના વકફ કીધેલા બાગો, વજીફાઓ તથા મીલકતો ઉપર તે આપનાર ધણીના મરણ બાદ કોઇથી પણ દાવો ઉઠાવી શકાતો નથી, કારણ કે તે વકફ કરેલી મીરાસ ઉપર મુલ્લાં તથા મુજતહેદોની સહી લેવામાં આવે છે.

આગલા વખતમાં ઇરાની જરથોશ્તીઓ પોતાની મીલકતો વકફમાં આપી જતા હતા, તેનું કારણ એ કે તે વખતે ઇરાનમાં એવો એક જુલમી કાયદો હતો કે, જરથોશ્તી કુટુંબમાંથી જો કોઇ શખ્સ કજીયો કંકાસ અથવા બીજા અનેક સબબો સર વટલી જઇ મુસલમાન થયો તો, તેની અને તેની ઓલાદ દર ઓલાદને તે આખા કબીલામાંથી જેબી કોઇ ગુજરે તે મરનારની તમામ માલ મીલકતો તેના બીજા જરથોશ્તી હકદાર વારેસો હૈયાત છતાં તેઓને બાતેલ કરી તે વટલનાર જરથોશ્તીને (જદીદ–અલ–ઇસ્લામને) અપાવતા. એ કારણસર હાલમાં ઘણાક બાગો, મીલકતો તથા વજીફાઓ વકફમાં પડેલા છે, જેની આવકમાંથી દર સાલ ગાહામબાર કરી ગરીબોમાં મેવો નાન વગેરે વેહેંચવામાં આવે છે. હવે વખત બદલાયો છે અને આ પ્રમાણે દર વરસે માત્ર ગાહામબારના કામમાં વપરાતી રૂપ્યા પચાસ હજાર ઉપરની રકમનો કાંઇ સારો ઉપ્યોગ થવો જોઇએ.

આવી વકફ કીધેલી મીલકતોની આવકના પ્રમાણમાં ગાહામબારે 'લોર્ક' તથા ગાહામબારે 'નાની' કરવામાં આવે છે. ગાહામબારે લોર્કમાં જશન પૂરૂં થયા પછી ભેલસેલ કીધેલો સુકો મેવો જેવો કે સુકા અંજીર, અખરોત, જરદાલુ, ખજુર, બદામ, બોર વગેરે વેહેંચવામાં આવે છે, જ્યારે ગાહામબારે નાનીમાં જશન પછી ૧૦૦ થી તે ૩૦૦૦ વેર નાનો વેહેંચવામાં આવે છે. શેહેરમાં એકાદ ગાહામબારે નાની વખતે ઘેરની બહાર શું જરથોશ્તી કે શું મુસલમાન તથા યાહુદી મરદો, ઓરતો, છોકરાં તથા છોકરીઓ એકઠાં થાય છે, અને જ્યારે નાન વેહેંચવામાં આવે છે ત્યારે ત્યાં થતી ભચરાકચરી જોઇ કોઇ પણ સ્વમાન ધરાવતો જરથોશ્તી શરમાયા વગર રહે નહિ. આવી જાતના દેખાવો અટકાવવા સારૂં ગંબારખાને નામની જગા બાંધવામાં આવી છે, કે જ્યાં પરજાત સિવાય જરથોશ્તીઓજ એકઠા થઇ શકે; પણ એ જગાનો લાભ લેવાતો નથી કારણ કે ઘણાખરાઓ પોતાના ઘેરમાંજ ગાહામબાર કરવાનું પસંદ કરે છે. ગાહામબાર કરનાર શખસ પોતાની મરજી પ્રમાણે તે દિવસે પોતાના ઓળખીતાઓને મેહેમાન તરીકે ઇજન કરી જુદી જુદી જાતનાં સ્વાદીષ્ઠ પકવાનો જમાડે છે, જે વખતે તમામ જાતની ફ્રુટ તથા શરાબ પણ હાજર કરવામાં આવે છે.

ગાહામબારના પાંચે દિવસો સ્કુલો બંધ હોવાથી શીખતા છોકરાઓ પણ ઘેરે ઘેર નાન લેવાને રખડતા જોવામાં આવે છે, અને એ રીતે ઉછરતા બચ્ચાંઓને આડકત્રી રીતે ખરાબ આદત પાડવામાં આવે છે. દરેક ગાહામબારના પહેલે દિવસે સવારે આતશબેહેરામમાં જશન કરવામાં આવે છે, જે વખતે સઘળા દસ્તુરો જશનની ક્રીયામાં ભાગ લે છે. એ વખતે બેહદીનો તથા છોકરાઓ પણ હાજર થાય છે, જ્યારે ઓરતો ઉપરની ગેલરી ઉપર ગોઠવાઇ જાય છે, અને અવસ્તાના કલામો ભણાય છે. આવી દરેક મજલેસમાં હું આપણી દીનની મોતેબરી વિષે રેસાલાઓ વાંચતો હતો.

મારી નમ્ર સુચના એ છે જે ઇરાનની અંદર જે અનીયમીતપણે કઢંગા દેખાવો થાય છે, તેમ નહિ થાય અને મોભા ભરેલી રીતે એ દિવસો ઉજવવામાં આવે એવી રીતની કાંઇ રૂઢી દાખલ કરવામાં આવે તો, જે જરથોશ્તી ધર્મનું ખાસ ફરમાન ગાહામબારની બાબદમાં આવેલું છે તે ફરમાનને વાજબી રીતે અમલમાં મૂકવાથી જરથોશ્તી દીન ઉપરનું યકીન અને ધારમીક જોશ સદા વધતો રહેશે.

# પ્રકરણ આઠમું.



## ઇરાન દેશની ખેતીવાડી તથા વેપાર વણજ.



ઇરાનમાં જમીનના વિસ્તારનાં પ્રમાણમાં વસ્તી બહુ થોડી છે. પડતલ જગા ઘણી છે જ્યારે રસ્તાઓ તથા આવજાવના માર્ગો થોડા છે. ખેતીવાડીની હાલત પુરાતન જમાનાનીજ ચાલુ છે, જેને આજની વિદ્યાની પંકતી ઉપર મુકતાં ઘણો વખત લાગશે. ખેડુત વર્ગ ગરીબ હાલતમાં છે. હાલમાં દર વરસે મેહેસુલમાં વધારો થાય છે પણ જો બરાબર તકેદારીથી કામ કરવામાં આવે તો ખેતીની આબાદીમાં ઝડપથી વધારો થાય.

ઇરાનમાં એવો કાયદો છે કે જો કોઇ પડતલ જગાને ખેતીવાડી કરી આબાદ બનાવે છે, તો પહેલાં પાંચ વરસ વેર તેની પાસેથી કાંઇ પણ મેહેસુલ લેવામાં આવતી નથી. ત્યાર પછીના પાંચ વરસ વેર સરકાર પેલી આબાદ કીધેલી જગાની ઉપર ઉગેલા અનાજમાંથી માત્ર સાડા ત્રણ ટકા પોતે લે છે. ઘઉં, જવ, અથવા ઘાસ સિવાય બીજી ચીજોના બદલામાં પૈસા લેવામાં આવે છે. આ પ્રમાણેના દસ વરસ પછી પેલી આબાદ થયલી જગા ઉપર જો જરૂર જણાય તો માત્ર પાંચ ટકા વેર વધારો થાય છે. હાલમાં ઇરાની સરકારે માહમેરાની વસ્તી વધારવા તથા તેની આસપાસની જમીનને આબાદ બનાવવા મફત જમીન આપવા માંડી છે. બાજુમાંજ કારૂન નદી હોવાથી તેના મીઠાં પાણી પંપ મારફતે ખેંચી તથા છેલ્લી શોધના ઓજારોથી ખેતીવાડી કરવામાં આવે તો સારો ફાયદો થઇ શકે, કારણ કે દરિયોબી નજદીક છે.

ખેડુતો ત્રણ પ્રકારના હોય છે:—

(ક) જમીનના માલેકો જેઓ પોતાનીજ જગા ખેડે છે.

(ખ) જમીનના માલેકો જેઓ ખેતીકારોને જગા ભાડે આપે છે તેમજ પાણી અને બીયાં પૂરાં પાડે છે, પણ ખેતીકારો પોતે પોતાનાં હથીયારો, ઢોરો, માણસો તથા નાણાં કામમાં લે છે.

(ગ) તેઓ કે જેઓ જમીનના માલેકો કનેથી જમીન ભાડે અમુક શરતો કરીને લે છે અને ખેડુતોને નાણાં આપીને કામે લગાડે

છે અને પાકનો કેટલોક ભાગ લે છે.

દક્ષિણની અતી ગરમ હવા તથા ઉત્તરની અતિ ઠંડી હવાને સબબે તથા હવાના ચાલુ મોટા ફેરફારને સબબે દુનીયાના ઘણાક દેશો કરતાં ઇરાનમાં ફળ ફૂળ ધાન્ય વગેરેની પુશ્કળ જાતો હોય છે.

## ઉદ્યોગ.

ઇસ્ફહાનમાં કેટલાક સાહસીક મુસલમાનોએ સ્પીનીંગ અને વીવીંગ મીલ ઉભી કરી છે. કારપેત બનાવવાનો ધંધો બહુ જૂનો છે, અને તે ખોરાસાન, કુરદીસ્તાન, કાશાન, યઝદ, કેરમાન તથા ફારસમાં બને છે. કેટલીક અંગ્રેજ તથા અમેરીકન કુંપનીઓએ કેરમાનમાં કારપેટો બનાવવાનાં કારખાનાં ખોલ્યાં છે, જ્યાં ઇરાની મજુરો કામ કરે છે. ઇરાની ગાલીચાઓ દુન્યામાં મશહુર છે. યઝદ, કેરમાન તથા ઇસ્ફહાનમાં ઉનનાં 'ફેલ્ટ' પણ બને છે. કેરમાનની ઉનની શોલો તથા યઝદ અને ખોરાસાનની રેશમની શોલો જાણીતી છે. ફારસમાંથી ગોલાબ હિંદુસ્તાન મોકલવામાં આવે છે. ખુજીસતાનમાં આવેલો પેટ્રોલીયમ તેલનો ઉદ્યોગ એંગ્લો–પરશીયન ઓઇલ કુંપનીના હાથમાં છે.

## ખાણો તથા ખણીજ પદાર્થો.

ઇરાનમાં ખાણો તથા ખણીજ પદાર્થો દુન્યાનાં બીજાં દેશો કરતાં પુષ્કળ છે. એમ કહેવાય છે કે ઇસ્ફહાન, કેરમાન તથા માઝનદરાનમાં રૂપાની ખાણો છે. માઝનદરાન તથા કુરદીસ્તાનમાં લોખંડની ખાણો છે અને સારી તથા કાઝરૂનમાં તાંબાની ખાણો છે. કેરમાન તથા યઝદમાં સીસું તથા માઝનદરાનમાં નેફથા તેલોના ઝરાઓ છે. આઝરબાઇજાનના પહાડોમાં આરાસ નદીની દક્ષિણ તરફ લોખંડની ખાણો છે. અલબુરઝ પહાડોમાં પણ પુષ્કલ લોખંડ તથા કોલસો છે. ઉરૂમીઆની નજદીકમાં પણ લોખંડની તથા કોલસાની ખાણો છે, જ્યારે ખોરાસાનમાં તાંબાની ખાણો છે.

## ઇરાનની મુખ્ય પેદાયશો.

કેરોસીન તેલ, અફીણ, તંબાકુ, રેશમ, રૂ, ઉન, સેત્રંજી, જાત જાતનાં ગુંદર તથા હિંગ, સુકો મેવો, ચોખા, ઘઉં, જવ તથા જાનવરોનાં ચામડા વગેરે છે. આ સઘળી ચીજો નીકાશ થાય છે.

રૂ આખા ઇરાનમાં ઉગી શકે છે તેનાં મુખ્ય મથકો માઝનદરાન, અસ્ત્રાબાદ, ખોરાસાન, ઇસ્ફહાન, કાશાન અને આઝરબાઇજાન છે.

ઘરઘતુ વપરાસને માટે પણ લોકો થોડો થોડો રૂ વાવી, તેનું સુતર કાંતી પોતાનાજ ઘેરમાં હાથના વણવાના સાંચા મારફતે કપડાં બનાવે છે. અહિંયાના રૂનો તાર બહુ નાનો છે, પણ જો સારી જાતનાં બીયાં, ખાતર તથા હાલની વિદ્યા પ્રમાણેના ઓજારો તથા રીતોનો ઉપ્યોગ કરવામાં આવે તો ઇરાન ઘણો સારી જાતનો રૂનો પાક ઉતારી શકે. ખુઝીસ્તાનની હવા સારી છે અને જમીન પણ ફળદ્રુપ છે તથા ત્યાંથી નીકાશ માટે દરિયો નજદીક હોવાથી અને કારૂન નદીને લીધે પાણી પુષ્કળ મલતું હોવાથી ત્યાં લાંબા તારવાલો રૂ સારા જથ્થામાં ઉગાડી શકાય. જો કોઇ ઉમંગી જરથોશ્તી અથવા જરથોશ્તી સંસ્થા બંદરની આ કારૂન નદીને પાસે જગા લઇ રૂના ઉપ્યોગમાં પડે તો તેને ફત્તેહ મેલવવાના દરેક સંભવ છે.

અફીણનો વેપાર ઇરાનમાં સૌથી મોટો છે. ઇરાની અફીણ કેરમાન, ઇસ્ફહાન, શીરાઝ, હમાદાન, કેરમાનશાહ વગેરે જગાએ ઉગે છે. ઇરાનનું અફીણ ઘણું વખણાય છે. ઉત્તમ પ્રકારનું અફીણ ઇંગ્લાંડ જાય છે અને ત્યાંથી 'મોરફાઇન'ના આકારમાં અમેરીકા જાય છે. થોડુંક થયું 'લીગ ઓફ નેશનસે' આ વેપાર ઉપર બંધી મેલી છે અને મોટે ભાગે સઘળી પ્રજાઓએ તે કબૂલ રાખી છે.

અસલના વખતથી ઇરાની તંબાકુ તેની સારી વાસ તથા બીડી તરીકેના વપરાસ માટે જાણીતો છે. હાલમાં તેનો નીકાશ વધુ છે તેથી સરકારી મહેસુલ પણ દર વર્ષ વધતી જાય છે. આગલ કરતાં વધુ ઇરાનીઓ તંબાકુનો ઉપ્યોગ કરે છે અને મોટા શેહેરોમાં સીગારેટ બનાવવાનાં નાનાં કારખાનાંઓ જોવામાં આવે છે.

પુરાતન કાળથી ઇરાન પોતાનાં રેશમ તથા રેશમી કપડાં માટે જાણીતું હતું, અને ગીલાનના કાચા રેશમ તથા રેશમી ચીજો મોટા જથ્થામાં બનાવવામાં આવતી હતી, પણ હાલમાં આ ધંધો નહિ જેવો થઇ પડયો છે. મલબેરી તથા રેશમના કીડાઓ માટે ઇરાનની હવા બહુ સારી છે. હાલમાં ઇરાની રેશમ ફ્રાંસ, ઇટલી, રશીઆ તથા ટરકી ભણી નીકાશ કરવામાં આવે છે. યઝદમાં હાથે વણવાના સાંચાથી બનાવેલા રેશમી રૂમાલો જાણીતા છે.

અસલનાં વખતમાં કારૂન નદીની ખીણમાં શેરડીની ખેતી કરવામાં આવતી હતી, પણ હાલમાં તેનું મુખ્ય મથક ગીલાન છે. સાધારણ

રીતે શેરડીમાથી ખાંડ બનાવવામાં આવે છે પણ હાલમાં 'બીટ'ના મુળીયામાંથી બનાવવામાં આવે છે, અને તે માટે ખોરાસાન અગત્યનો પ્રાંત છે. તેહેરાનની નજદીક ખાંડ બનાવવાનું એક ગંજાવર કારખાનું છે જે હાલમાં બંધ છે. હાલમાં ઇરાની સરકારે રસ્તા તથા રેલ્વે બાંધવા સારૂં દેશમાં આયાત થતી ખાંડ તથા ચાહે ઉપર કરો નાંખી સારી આમદાની મેલવી શકે છે.

## ઇરાનનો અનાજ તથા ફળફળાદિ.

ઇરાનમાં ઘઉં તથા જવનો પાક પુષ્કળ થાય છે અને લોકોના ઉપયોગ માટે જોઇએ તેથી વધુ હોવાથી તે નિકાશ થાય છે. ચોખાનો પાક લગભગ દરેક પ્રાંતમાં થાય છે કારણ કે ઇરાનીઓનો તે એક મુખ્ય ખોરાક છે. ઇરાનમાંથી નિકાશ થતા ચોખાનો ⅘ ભાગ ગીલાનમાંથી આવે છે. ટેસ્ટદાર ફળફળાદિ માટે ઇરાન વખણાયલું છે, અને ઇરાન દેશની આબોહવા તથા જમીન દુન્યાના બીજાં કોઇ પણ દેશ કરતાં તેને વધારે અનુકુળ હોવાથી ત્યાં મોટા જથામાં ઉગે છે. તરેહવાર જાતની દરાખ પણ પુષ્કળ ઉગે છે, જેમાં શીરાઝની દરાખમાંથી બનાવેલો વાઇન એક લેઝટદાર પીણા તરીકે વખણાયલો છે. બહારની મોસમમાં ખીલેલાં ફુલો આંખને થંડક આપે છે તથા સુગંધ સાથની લેહેકીથી મગજને તાઝગી મલે છે.

ઇરાનથી હિંદમાં આવતી ચીજોમાં રૂ, સુકો મેવો, ગોલાબ, રેશમી શાલો, ગાલીચાઓ, હિંગ વગેરે છે, જ્યારે હિંદુસ્તાનમાંથી ઇરાનમાં ચાહે, ખાંડ તથા કપડાં જાય છે. દુન્યાના જુદા જુદા દેશોમાં રૂ, રેશમ, ઉન, ગુંદર, સુકો મેવો, અફીણ, 'તેન' કીધેલાં ચામડાં, કારપેટો, તંબાકુ, ઘઉં વગેરે જાય છે, જ્યારે બહારથી ઇરાનમાં ચાહે, ખાંડ, લોખંડની ચીજો, લોખંડના હથિયારો, માચીસ, કાગલ, છરીઓ વગેરે આવે છે.

ઇરાનની આરથીક તથા નાણાં સંબંધી હાલત ઘણી આશાવંત છે. કસતમ આવક પણ સાબુત કદમે દીન પર દીન વધતી જાય છે, જેની સાથે પોસ્ત તથા ટેલીગ્રાફની આવકથી મામલો ઘણોજ ઉત્તેજનક છે. ઇરાની સરકારની આમદાની મોટે ભાગે ખેતીની મેહેસુલ છે. આયત અને નિકાશ થતા માલો ઉપરની જગાત, તંબાકુ, અફીણ, દારૂ ઉપરની મેહેસુલ, તેલની કુંપનીઓ કનેથી મલતી પાઘડીની

રકમો વગેરે સરકારી ખજાનામાં જાય છે, જેમાંથી શાહ તથા સરકારી નોકરોનાં તથા લશ્કરી ખરચો થાય છે. હાલની સરકાર બંધારણપૂર્વક સ્થપાઇ છે, અને દેશમાં સુલેહ સંપજ ફેલાઇ છે. હાલના નામદાર શાહાનશાહ રેઝાશાહ પેહેલવીના વખતમાં લશ્કરી ખાતાંએ




پول رایج ایران

Current Persian coins.

ઈરાનનું ચલણી નાણું.

તાયફાઓ વચ્ચેનો વઢવાઢ તથા તેઓ વચ્ચે થતાં તોફાનો દૂર કરવામાં કાતેલ પગલાં ભરયાથી નાણાખાતું સારી હાલતમાં છે. દીવસે દીવસે મેહેસુલ વધતી જાય છે, જ્યારે પ્રજાકીય કરજ ઘટતું જાય છે. અરબાબ કેખુસરૂ શાહરૂખની કારસાજીથી એક સરકારી છાપખાનું બરપા થયું છે, જેથી કરકસરમાં વધારો થયો છે. મજલીસ પણ પ્રજાની આરથીક ખીલવણી ઉપર ધ્યાન આપે છે. એ પ્રમાણે હાલનું ઇરાન કદમ બે કદમ પોતાની મેહેસુલમાં સુધારો વધારો કરતું જાય છે.

ડા૦ એ. સી. મીલ્સપોના મત પ્રમાણે ઇરાની સરકારે દેશના સુધારા વધારાને સારૂં નીચલા પગલાં ભરવા જોઇએ.

(૧) યોગ્ય રીતે કર સરખી પંકતી ઉપર મેલવો જોઇએ, ઘટતી સરવેઓ કરવી જોઇએ અને કર લેવાની રીતમાં સુધારો થવો જોઇએ.

(૨) હલકાં યા બહુ નજીવાં વ્યાજે ખેડુતોને તેઓ કનેથી જામીનગીરી લઇ નાણું ધીરવાં જોઇએ.

(૩) હાલના રસ્તાઓ સુધારી તથા નવા રસ્તાઓ બનાવી તેઓને ખેતીવાડીના વિસ્તારો સાથે જોડી આપી સસ્તો માર્ગ વેહેવાર દાખલ કરવો જોઇએ. કનાલો તથા તલાવો સુધારવાં જોઇએ અને નવા બનાવવાં જોઇએ.

(૪) તીરો તથા બીજાં જંતુઓનો નાશ કરવા માટે ઘટતાં પગલાં ભરવાં જોઇએ તથા મેલેરીયા અને જાનવરોના મરજો દૂર કરવાનાં પગલાં ભરવાં જોઇએ.

(૫) સરકારી ખાતાંઓનો વહીવટ બરાબર થવો જોઇએ.

(૬) ખેતીવાડીની નિશાળો તથા 'મોડેલ ફારમો' સ્થાપવાં જોઇએ.

(૭) રૂ, રેશમ તથા તંબાકુ તેમજ ખાવાની ચીજોની ખેતી ખાસ યોજનાઓ ઘડી બહોલાં પ્રમાણમાં કરવી જોઇએ.

(૮) પરદેશોમાં ઇરાનની પેદાયશો વેચવા જાહેર ખબરો તથા યોજનાઓ બહાર પાડવી જોઇએ તથા ખુદ ઇરાનની કાચી પેદાયશો ઇરાનમાંજ વપરાય તે માટે ઉદ્યોગશાળાઓ સ્થાપવી જોઇએ. ઇરાનનાં વેપારી લાભો સાચવવા સઘળા પરદેશોમાં ઇરાની પ્રતિનિધીઓ મોકલવા જોઇએ.

(૯) હાલને બરના ખેતીના ઓજારો તથા સાંચાઓ દાખલ કરવા જોઇએ. ઉંચ પ્રકારનાં બીઆં જે ઇરાની જમીન તથા હવા પાણીને માફક આવે એવા આયાત કરવાં જોઇએ.

(૧૦) લોકોને ખેતીનું શિક્ષણ લેવા તથા ખેતીના ધંધામાં પડવા ઉત્તેજન આપવું જોઇએ.

આ પ્રમાણે ઇરાનના જોખમદાર આસામીઓ ઇરાનના નાણાંખાતાંના માજી એડમીનીસ્ટ્રેટર જેનરલ ડા. મીલ્સપોની સલાહ પ્રમાણે કામ કરશે તો વખત જતાં ઇરાન દેશ પોતાની મેહેસુલ વધારી આબાદ થશે.

# પ્રકરણ નવમું.



## ઈરાન દેશને લાયકની ફારસી વાતચીત.



| ગુજરાતી. | ફારસી. | ગુજરાતી. | ફારસી. |
|---|---|---|---|
| ૧ | ચક | ૨૬ | બીસ્તો શેસ |
| ૨ | દો | ૨૭ | બીસ્તો હફ્ત |
| ૩ | સેહ | ૨૮ | બીસ્તો હશ્ત |
| ૪ | ચહાર | ૨૯ | બીસ્તો નોહ |
| ૫ | પંજ | ૩૦ | સી |
| ૬ | શેશ | ૪૦ | ચેહેલ |
| ૭ | હફ્ત | ૫૦ | પન્જાહ |
| ૮ | હશ્ત | ૬૦ | શસ્ત |
| ૯ | નોહ | ૭૦ | હફ્તાદ |
| ૧૦ | દહ | ૮૦ | હશ્તાદ |
| ૧૧ | યાઝદેહ | ૯૦ | નવદ |
| ૧૨ | દુવાઝદેહ | ૧૦૦ | સદ |
| ૧૩ | સીઝદેહ | ૨૦૦ | દવીસ્ત |
| ૧૪ | ચહારદેહ | ૩૦૦ | સેહ સદ |
| ૧૫ | પાન્ઝદેહ | ૪૦૦ | ચહાર સદ |
| ૧૬ | શાન્ઝદેહ | ૫૦૦ | પાન સદ |
| ૧૭ | હફ્તદેહ | ૬૦૦ | શેશ સદ |
| ૧૮ | હજદેહ | ૭૦૦ | હફ્ત સદ |
| ૧૯ | નુઝદેહ | ૮૦૦ | હશ્ત સદ |
| ૨૦ | બીસ્ત | ૯૦૦ | નોહ સદ |
| ૨૧ | બીસ્તો ચક | ૧૦૦૦ | હઝાર |
| ૨૨ | બીસ્તો દો | ૨૦૦૦ | દો હઝાર |
| ૨૩ | બીસ્તો સેહ | ૩૦૦૦ | સેહ હઝાર |
| ૨૪ | બીસ્તો ચહાર | ૪૦૦૦ | ચહાર હઝાર |
| ૨૫ | બીસ્તો પન્જ | ૫૦૦૦ | પન્જ હઝાર |

| ગુજરાતી. | ફારસી. | ગુજરાતી. | ફારસી. |
|---|---|---|---|
| ૬૦૦૦ | શેશ હઝાર | ૭૦,૦૦૦ | હફ્તાદ હઝાર |
| ૭૦૦૦ | હફ્ત હઝાર | ૮૦,૦૦૦ | હશ્તાદ હઝાર |
| ૮૦૦૦ | હશ્ત હઝાર | ૯૦,૦૦૦ | નવદ હઝાર |
| ૯૦૦૦ | નોહ હઝાર | ૧૦૦,૦૦૦ | સદ હઝાર |
| ૧૦,૦૦૦ | દહ હઝાર | ૧,૦૦૦,૦૦૦ | યક મેલ્યુન |
| ૨૦,૦૦૦ | બીસ્ત હઝાર | ૧૦,૦૦૦,૦૦૦ | દહ મેલ્યુન |
| ૩૦,૦૦૦ | સી હઝાર | ૨,૯૮૦,૭૧૧ | દો મેલ્યુનો નોહ સદો હશ્તાદ હઝારો હફ્ત સદો યાઝદેહ. |
| ૪૦,૦૦૦ | ચેહેલ હઝાર | | |
| ૫૦,૦૦૦ | પન્જાહ હઝાર | | |
| ૬૦,૦૦૦ | શસ્ત હઝાર | | |

નીચલા કોઠામાં ઇરાનમાં થતાં ફુલ, મેવા, અનાજ તથા તરકારી વગેરેનાં કેટલાંએક નામો આપવાની મેં કોશેશ કીધી છે.

| ગુજરાતી. | ફારસી. | ગુજરાતી. | ફારસી. |
|---|---|---|---|
| ગોલાબ | ગોલે સોર્ખ | સફેદ ગુલાબ | નસતરન |
| ચંપેલી | ગોલે યાસ | કમલનું ફુલ | સુસન |
| વાયોલેટ | બનફ્શેહ | નારસીસસ | નરગેસ |
| | ફ્રુટ | મીવેજાત | |
| ચેરી | ગીલાસ | સેતુર | ટુટ |
| પેર | ગોલાબી | સેરદી | નયશેકર |
| ફલીંગર | હેન્દવાનેહ | સપરચંદ | સીબ |
| ખરબુચા | ખરબુઝેહ | અનજીર | અનજીર |
| કાકરી | ખ્યાર બાલન્ગ | આલુબાલુ | આલુબાલુ |
| દારમ | અનાર | સંત્રા | નારંગી |
| જરદઆલુ | ઝરદઆલુ | મોસંબી | પોરતુકાલ |
| પીચ | શેફ્તઆલુ | | |
| | સુકો મેવા | તન કોલાત | |
| બદામ | બાદામ | બોર | સનજેદ |
| પસતા | પસતેહ | સુક્કાં અંજીર | અંજીરે ખોશ્ક |
| દરાખ | અનગુર | ખજુર | ખોરમાએ તર |
| અખરોત | ગેરદુ | ખારક | ખોરમાએ ખોશ્ક |
| ખુલ્લાં ભુરા રંગનું | ફેનદુક | જીણી દરાખ | કેશમેશ |

## તરકારી સબઝીજાત

| ગુજરાતી. | ફારસી. | ગુજરાતી. | ફારસી. |
|---|---|---|---|
| સાલીત | કાહુ | વેંગણા | બાદનજાન |
| ચોલાઇની ભાજી | અસફ્નાજ | હોલકર | કલમ |
| સુવાની ભાજી | શવીઝ | કોબીચ | કલમે પીચ |
| કોથમીર | ગશનીઝ | પપેતા | સીબે ઝમીની |
| દોઢી | કદુ | સલગમ | શલગમ |
| ફુદનો | નઅનાઅ | બીટ | ચોકનદર |
| મુરો | ટોરોબચેહ | લીંબુ | લીમુ |
| કાંદો | પીયાઝ | લસન | સીર |
| મરચાં | ફેલફેલે હેન્દી | ધાના | ઝીરેહ |
| ભીંદો | બુમ્યા | સરકો | સરકે |
| ટાંબોટા | બાદનજાને ફરંગી | ગાજર | ઝરદક |

| અનાજ | | હબુબાત | |
|---|---|---|---|
| તાજી ચોરી | બાકલા | સુકી ચોરી | લુબ્યા |
| ઘઉ | ગનદુમ | ચના | નખુદ |
| ચોખા | બરન્જ | મકાઇ | ઝોરરત |
| જવ | જવ | તલ | કોનજેદ |
| મસુર | અદસ | એરંડયું | રોગને બીડનજીર |
| મગ | માશ | તલનું તેલ | રોગને શીરે |

### આ નીચલી ચીજો ઇરાનમાં ઉગતી નથી.

| | | | |
|---|---|---|---|
| આમલી | તમ્ર | મરી | ફેલફેલે સીયાહ |
| સુકું કોપરૂં | નારજીલ | તજ | દારચીની |
| આદુ | ઝનજબીલ | એલચી | હેલ |
| અરદ | ઝરદચુબે | | |

## રસ્તે મલતાં થતી વાતચીત.

| ગુજરાતી. | ફારસી. |
|---|---|
| ૧. મુસલીમોને સલામ કરતી વખતે. | સલામુન અલેકુમ. |
| ૨. મુસલીમોને સલામનો જવાબ આપતાં વખતે. | અલેકુમ ઉસ્સલામ. |
| ૩. જરથોશ્તીઓમાં સવારે સલામ કરતી વખતે. | સોબ્હ બે ખૈર. |

| ગુજરાતી. | ફારસી. |
|---|---|
| ૪. જરથોશ્તીઓમાં અપોરના બાર વાગાથી તે સુરજ અસ્ત પામે ત્યાં વેર સલામ કરતી વખતે. | રૂઝગાર નયક (નીક અસ્ત.) |
| ૫. ,, સુરજ અસ્ત પામ્યા પછી. | શબ્બે ખૈર. |
| ૬. તમે કેમ છો? (જો મોટો માણસ હોય તો.) | અહવાલે શરીફ ચે તૌર અસ્ત? |
| ૭. ,, (જો એક સરખા હોય તો.) | અહવાલે શુમા ચે તૌર અસ્ત? |
| ૮. સારી કાની છું. (ઇસલામી જવાબ આપશે.) | અલહમદોલીલ્લાહ. |
| ૯. સારી કાની છું. (જરથોશ્તી જવાબ આપશે.) | શુક્રે ખુદા (અથવા) સેપાસે અહુરમઝદ. |
| ૧૦. જરા નાખુશ છું. | હાલતે મન ખુબ નીસ્ત. |
| ૧૧. મને તાપ આવે છે. | તબ બે મન આરેઝ શુદે અસ્ત. |
| ૧૨. તમારો મોટો ઉપકાર થયો. | ખયલી મમનુન હસ્તમ (અથવા) લોત્ફે શુમા ઝીયાદ. |
| ૧૩. તમારૂં નામ શું? | એસ્મે શુમા ચીસ્ત? (અથવા) એસ્મે જનાબે આલી ચીસ્ત? |
| ,, (જો મોટો માણસ હોય તો.) | એસ્મે હઝરતે આલી ચીસ્ત? |
| ૧૪. મારૂં નામ માણેક છે. | એસ્મે બંદે માનેક અસ્ત. |
| ૧૫. શું તમે મને ઓળખતા નથી? | આયા શુમા મરા નમીશનાસીદ? |
| ૧૬. કેમ કયાં જાવો છો? | કુજા મીરવીદ? |
| ૧૭. હું બજારમાં જાવું છું. | મન બેબાઝાર મીરવમ. |
| ૧૮. માફ કરજો, મને ઉતાવલ છે. | બેબખ્શીદ, મન તઅજીલ દારમ. |
| ૧૯. તમે કોણ છો? | શુમા કીસતીદ? |
| ૨૦. તમારા સગાવહાલાઓ કેમ છે? | ખીશો કોમે શુમા ખુબ હસ્તન્દ? |
| ૨૧. સાહેબ મેહેરબાન. | ખુદા હાફેઝ. |
| ૨૨. (ત્યારે સામે વાલો જવાબ આપે.) | ખુદા હાફેઝે શુમા. |

## ઘેરની મુલાકાતે જતાં થતી વાતચીત.

| | |
|---|---|
| ૨૩. હું તમને જોયાથી ઘણો ખુશાળ છું. | બંદે અઝ ઝીયારતે દીદારે શુમા ખુશવકત શુદેઅમ. |

| ગુજરાતી. | ફારસી. |
|---|---|
| ૨૪. મુંબઇની કાંઇ નવી ખબર ? | ખબરે તાઝેઇ અઝ બ-મબઇ દારીદ? |
| ૨૫. કંઇ નહિ. | ખૈર, કાબેલે અરઝ ચીઝી નદારમ. |
| ૨૬. અહિં આવ્યાને કેટલા દિવસ થયાં? | ચન્દ રૂઝ અસ્ત કે ઇનજા હસ્તીદ ? |
| ૨૭. અહિંયા બાર દિવસ થયાં હું આવ્યો છું. | દુવાઝદેહ રૂઝ મીગુઝરદ કે મન ઇનજા હસ્તમ. |
| ૨૮. અહિંના હવા પાણી કેમ લાગેચ ? | આબો હવાયે ઇનજા ચેહ તૌર અસ્ત? |
| ૨૯. હવા ઘણીજ સરસ છે અને પાણી બી જરપત છે. | હવા ખૈલી ખુબ અસ્ત, વ આબ ગવારા અસ્ત. |
| ૩૦. તમુને મોટરમાં બહુજ થાક લાગી હશે. | વકતી કે શુમા બા ઓટોમોબીલ મુસાફરત મીકરદીદ, શાયદ ખસ્તેહ શુદે બાશીદ. |
| ૩૧. શું કરયે, બીજો ઉપાય નહિ. | ચે કુનમ દીગર ચારેઇ નબુદ. |
| ૩૨. રસ્તામાં ઘણીજ અડચણ પડી. | દર રાહ બરાયે મન ખુશ નગુઝશ્ત. |
| ૩૩. હવે જવાની રજા આપશો? | એજાઝેયે મુરખ્ખસી મીદેહીદ ? |
| ૩૪. ,, (જો મોટો માણસ હોય તો ઉઠવાની અગાઉ પુછવું.) | મુરખ્ખસ મીફરમાઇદ? |
| ૩૫. શું કરવા ઉતાવલ કરો છો ? | બે ઇન ઝુદી તશરીફ મબરીદ. |
| ૩૬. તમારે ગમે તો જાવો. | એખત્યાર દારીદ (અથવા) મોખતારીદ. |
| ૩૭. મહેમાન જતી વખતે બોલેચ કે, મેં ઘણી ઝેહમત આપી. | ખૈલી ઝહમત દાદમ. |
| ૩૮. મેજબાન તેનો જવાબ આપેચ કે, ભલે પધારયા, એનશાલ્લા, પાછા ઝડપથી પધારજો. | ખૈલી ખુશ આમદીદ, એનશાલ્લાહ, ઝુદ બારે દીગર તશરીફ બેયાવરીદ. |
| ૩૯. ત્યારે મેહેમાન બોલેછ, તમારી મેહરબાની થઇ. | મરહમતે શુમા ઝીયાદ. |
| ૪૦. પછી મેહેમાન જતી વખતે સાહેબજી કરે છે. | ખુદા હાફેઝ. |
| ૪૧. તેનો મીજબાન જવાબ આપે છે. | ખુદા હાફેઝે શુમા. |

## મોટરમાં મુસાફરી કરતી વખતે થતી વાતચીત.

| ગુજરાતી. | ફારસી. |
|---|---|
| ૪૨. હંમેશા શોફરો લુચ્ચા હોય છે, અને તેઓ પરદેશીઓને ઠગે છે. | શુફરહા મુતકલ્લેબ મીબાશંદ વ ખારેજીહારા હમીશેહ ગલ મીઝનન્દ. |
| ૪૩. અમુને એક ગાઇડ જોઇએચ. | બલદચી રા લાઝેમ દારીમ. |
| ૪૪. તું આ રસ્તો જાને છે? | આયા શુમા ઇન રાહ બલદ હસ્તીદ? |
| ૪૫. બુશાયરથી શીરાઝ વેરનું મોટરનું ભાડું કેટલું થાય છે? | કેરાયેયે યક ઓટોમોબીલ અઝ બુશેહેર તા બે શીરાઝ ચન્દ અસ્ત? |
| ૪૬. પહાડો ઉપર ચઢતી વખતે અમો મોટરને હડસેલવાના નથી, અથવા ઉતરીને પહાડો ચઢીશું નહિ. | વકતી કે ઓટોમોબીલ બેકુહ બાલા મીરવદ, મા પયાદે નમીશવીમ, વ ઓટોમોબીલ રા બાલા નમી કશીમ (અથવા) બે ઓટોમોબીલ ઝુર નમી દેહીમ. |
| ૪૭. કાંય નહિ કુલીઓ ભાડે કરતો? | હમ્માલહારા ચેરા બા ખુદ નેગાહ નમીદારીદ? (અથવા) હમ્માલહારા ચેરા હમરાહ નમી આવરીદ? |
| ૪૮. તારી મોટર આંચકા કાંય મારેચ? | ચેરા ઓટોમોબીલ શુમા તકાન મીદેહદ? |
| ૪૯. એટલા મોડા કેમ આવ્યા? | ચેરા દાર આમદીદ? |
| ૫૦. મારી મોટરના ટાયરને પંકચર પડયું. | રેઝીને ઓટોમોબીલે મન સુરાખ શુદે બુદ. |
| ૫૧. જરા મોટર ઉભી રાખ. | કદરી ઓટોમોબીલ રા નેગાહ દાર. |
| ૫૨. તારી પાસે જેબી કાંઇ ખાવાનું હોય તે લાવ. | હરચેહ અઝ બરાયે ખોરદની અસ્ત બેયાવરીદ. |
| ૫૩. મારી પાસે નાન, છાસ તથા મરઘીના ઇંડા છે. | મન નાનો, દુગો, તોખ્મે મોર્ગ દારમ. |
| ૫૪. કેટલા પૈસા થયા? | ચન્દ બાયદ બેદેહમ? |
| ૫૫. તમે છેટરાયા. | શુમા ગૂલ ખોરદીદ. |
| ૫૬. પેલી કેરેવનસરા કયારે આવશે? | કય બે આન કારવાનસરા મીરસીમ? |
| ૫૭. એક કપ ચા લાવ. | યક ફનજાને ચાઇ બેયાર. |

| ગુજરાતી. | ફારસી. |
| --- | --- |
| ૫૮. મોટરને વાસ્તે પૂરતું પેટરોલ છે કે ? | આયા બેકદરે કાફી બેનઝીન બરાયે ઓટોમોબીલ દારીદ ? |
| ૫૯. રસ્તો રેતીવાળો છે કે ? | આયા રાહ રીગઝાર અસ્ત ? |
| ૬૦. ઇરાનની મુસાફરીમાં પાણીની બાટલી તથા ગલાસ હંમેશા સાથે રાખવું. | દર મુસાફરતે ઇરાન યક બોટરે આબ વ યક ગીલાસ લાઝેમ અસ્ત બા ખુદ બેબરીદ. |

## ઘેરની સાધારણ વાતચીત.

| | |
| --- | --- |
| ૬૧. મારે વાસ્તે ગલાસ ભરીને પીવા-નું પાણી લાવજો. | યક ગીલાસ આબે ખોરદની બરાયે મન બેયાવરીદ. |
| ૬૨. મને નાહવાનું ગરમ પાણી જોઇએચ. | આબે ગરમ બરાયે હમ્મામ લાઝેમ દારમ. |
| ૬૩. પાણીનો નલ કયાં છે ? | શીરે આબ કુજા અસ્ત ? |
| ૬૪. મને પાણીનું વાસન જોઇએચ. | યક આફતાબેહે આબ મીખાહમ. |
| ૬૫. મને મોઢું ધોવાનું છે. | મન મીખાહમ સૂરતમરા બેશુયમ (અથવા) બેશુરમ. |
| ૬૬. હોજનું પાણી મુદ્દલે વાપડવું નહિ. | આબે હોઝ નબાયદ એસ્તેઅમાલ કર્દ. |
| ૬૭. પીસાબ કરવાની જગા કયાં છે? | ઝહરાબગાહ કુજા અસ્ત? |
| ૬૮. મને હાજતે જવું છે. | મન મીખાહમ બેકેનારે આબ બેરવમ. |
| ૬૯. તમુને જે જોઇએ તે માંગજો. | હર ચે લાઝેમ અસ્ત અઝ મન બે ખાહીદ. |
| ૭૦. મને કબત, તેબલ, ખુરસી, બાજત, પેતી (તથા) બાલદી જોઇએચ. | મન કબાત, મીઝ, સનદલી, નીમ-તખ્ત, સનદુક વ સતલ મીખાહમ. |
| ૭૧. રાતને સારૂં પીવાના પાણીનું વાસન અને બતીમારા ઓર-ડામાં જોઇએચ. | અઝ બરાયે શબ યક ઝરફે આબ વ યક ચેરાગ દર ઉતાકે મન લાઝેમ અસ્ત. |
| ૭૨. મને મેવો ખાવાનો બહુ શોખ છે. | મન મોવેજાત રા ખૈલી દુસ્ત મીદા-રમ. |

| ગુજરાતી. | ફારસી. |
|---|---|
| ૭૩. બજારમાં હાલ કઇ તરકારી મલેચ? | દર બાઝાર ચેહ રકમ સબઝી પયદા મીશવદ. |
| ૭૪. મને એક કાગલ, પેનસીલ અને એનવેલપ આપજો. | યક કાગઝ, યક કલમ, વ યક પાકેટ બે મન બેદેહીદ. |
| ૭૫. કાગલ લખવાને સારૂં સ્તીલપેન કયાં છે? | કલમે ફૂલાદ કુજા અસ્ત કે કાગઝ બેનવીસમ? |
| ૭૬. ખડીયામાં સાહી છે કે? | આયા દવાત મુરક્કબ દારદ? |
| ૭૭. આ ચોપડીને કેટલાં પાના છે? | ઇન કેતાબ ચન્દ સફ્હે દારદ? |
| ૭૮. આ મેગેઝીન દર મહીને બહાર પડે છે. | ઇન મજલ્લેહ માહાનેહ તબ્અ મીશવદ. |
| ૭૯. તમારે ત્યાં દરરોજ ન્યુઝપેપર આવે છે? | આયા હર રૂઝ રૂઝનામેહ બરાયે તાન મીઆયદ? |
| ૮૦. પોસ્ટ ઓફીસ કયાં છે? | પોસ્તખાને કુજા અસ્ત? |
| ૮૧. નઝદીક છે કે દુર? | આયા આન નઝદીક અસ્ત યા દુર અસ્ત? |
| ૮૨. આ કાગલને કેટલાની ટીકીટ લાગશે? | ઇન પાકેટ ચે કદર તમ્ર લાઝેમ દારદ? |
| ૮૩. મહેરબાની કરીને આ કાગલ ટપાલમાં નાંખશો? | લોત્ફન ઇન કાગઝ રા બે સનદુકે પોસ્ત બેયનદાઝીદ. |
| ૮૪. મારૂં પારસલ આવ્યું કે? | બસ્તહે પુસ્તીએ મન આમદેહ અસ્ત? |
| ૮૫. હજામ આવ્યો કે? | આયા દલ્લાક હાઝેર અસ્ત? |
| ૮૬. એ દાઢી બોરવાનું શું લે છે? | બરાયે રીશ તરાશીદન ચન્દ મીગીરદ? |
| ૮૭. એ માથાના બાલ કાપવાનું શું લે છે? | બરાયે સુ ચીદન ચન્દ મીગીરદ? |
| ૮૮. હજામને ઝડપથી બોલાવો. | દલ્લાક રા ઝુદતર બેયાવરીદ. |
| ૮૯. ધોબી આવ્યો કે? | આયા રખ્તશુરી (અથવા રખ્તશુઇ) હાઝેર અસ્ત? |
| ૯૦. મારા કપડાં ધોવાડવાના છે. | મન મીખાહમ રખ્તહાયમ રા બેશુયમ. |

| ગુજરાતી. | ફારસી. |
|---|---|
| ૯૧. સદરા, બદીયાન, કોટ, પાટલુન વગેરે ધોવા આપવાના છે. | સદરેહ, જલીતકેહ, કોટ, શલવાર વગઇરે રા બાયદ બે રખ્તશુઇ બેદેહમ. |
| ૯૨. મારૂં બીછાનું કયાં છે? | રખ્તેખાબે મન કુજા અસ્ત? |
| ૯૩. મને એક તકીયો જોઇએચ. | મન મુતક્કાઇ લાઝેમ દારમ. |
| ૯૪. પેલી તરાઇ લાવો. | આન દોશક રા બેયાવર. |
| ૯૫. ચાદર પાંથરો. | ચાદર રૂઇએ આન બેયનદાઝીદ. |
| ૯૬. એક ઓઢવાનું આપજો. | ચીઝી બેદેહીદ કે ખુદ રા બેપુશાનમ. |
| ૯૭. મારી ટોપી કયાં છે? | કોલાહે મન કુજા અસ્ત? |
| ૯૮. મારો હેન્ડ બેગ કયાં છે? | કીફે દસ્તીએ મન કુજા અસ્ત? |
| ૯૯. સામાન બરાબર સંભાલી લેજો. | અસબાબે તાન રા તવજ્જોહ કુનીદ. |
| ૧૦૦. મારી એક પેટી ચોરાઇ. | મન સનદુકે ખુદ રા ગુમ કરદમ. |
| ૧૦૧. સીપાઇને બોલાવો. | આઝાન રા સેદા કુન. |
| ૧૦૨. નકામી મારામારી કાંય કરોચ? | ચેરા મુરાફેહ મીકુનીદ? |
| ૧૦૩. તમારી પાસે કાંડી (સલગાવવાની) છે કે? | આયા શુમા કેબરીત દારીદ? |
| ૧૦૪. આ બતીનો કાકરો બરાબર નથી. | ફતીલેએ ઇન ચેરાગ દરોસ્ત નીસ્ત. |
| ૧૦૫. એને ગાલ દેતા ના. | બે ઉ ફોહશ નદેહીદ. |
| ૧૦૬. એના પૈસા આપી દેવો. | પુલે આન શખ્સ રા બેદેહીદ. |
| ૧૦૭. પાસપોર્ટ હંમેશા સાથે ગજવામાં રાખજો. | હંમીશેહ તઝકરેએ ખુદ રા દર જીબ નેગાહ દારીદ. |
| ૧૦૮. મને એક બાટલી ગાસલેટ જોઇએચ. | મન યક શીશેએ રોગને નફ્ત મીખાહમ. |

## દિવસો તથા મોસમનાં નામો.

| | |
|---|---|
| ૧૦૯. આજે કયો દિવસ! | એમરૂઝ ચેહ રૂઝીસ્ત? |
| ૧૧૦ આજે શુક્રવાર છે. | એમરૂઝ રૂઝે જુમ્એ અસ્ત. |
| ૧૧૧ યાહુદીઓ શનીવારનો દિવસ પાલે છે. | યહુદ રૂઝે શમબેહ રા બુઝોરગ મીપેનદારન્દ. |
| ૧૧૨ આતવારે છૂટી છે. | રૂઝે યક શમબેહ તઅતીલ અસ્ત. |
| ૧૧૩ સોમવારે હું બહાર જવાનો છું. | મન બે રૂઝે દોશમબેહ બીરૂન મીરવમ. |

| ગુજરાતી. | ફારસી. |
|---|---|
| ૧૧૪. પાછો હું મંગલવારે આવીશ. | મન બે રૂઝે સે શમબેહ મુરાજેઅત મીકુનમ. |
| ૧૧૫. બુધવારે મને તમારૂં કાગલ મલ્યું. | રકીમેએ શુમા રૂઝે ચહાર શમબેહ વાસેલ શુદ. |
| ૧૧૬. દર બ્રસપતવારની રાત્રે હું મુદ્દલે ખાતો નથી. | મન શબહાએ પન્જ શમબેહ અબ-દન શામ નમી ખોરમ. |
| ૧૧૭. ઇરાનમાં કેટલી મોસમ છે? | ઇરાન ચન્દ ફસ્લ દારદ? |
| ૧૧૮. તારીખ ૨૧ મા માર્ચ નવરૂઝે જમશીદીથી ત્રણ મહીના બહારની મોસમ ચાલે છે. | અઝ બીસ્તો યકુમે માર્ચ કે નવરૂઝે જમશીદી અસ્ત એલા સે માહ બહાર મહસુબ મીશવદ. |
| ૧૧૯. ત્યાર પછીના દર ત્રણ ત્રણ મહીને ગરમીની મોસમ, પાનખર રૂતુ તથા છેલ્લે ઠંડીની મોસમ આવે છે. | બઅદ અઝ ઇન હર સે માહ તાબસતાન વ પાઇઝ વ ઝમેસતાન મીબાશદ. |
| ૧૨૦. ઠંડીમાં લોકો ઓરડામાં કોલસાની સગડી સલગાવે છે. | દર ઝમેસતાન મરદુમ બોખારી દર ઉતાકે શાન મીગુઝારન્દ. |
| ૧૨૧. મને કોલસા જોઇએ છે. | મન ઝોગાલ મીખાહમ. |
| ૧૨૨. ગઇ કાલે તમે કયાં હતાં? | દીરૂઝ કુજા બુદીદ? |
| ૧૨૩. પરમ દહાડે હું બહાર ગયો હતો. | પરીરૂઝ મન બીરૂન રફ્તેહ બુદમ. |
| ૧૨૪. આવતી કાલે મને મલજે. | ફરદા મરા મુલાકાત કુન. |
| ૧૨૫. આવતી પરમ દહાડે હું ઇરાન જઇશ. | પસફરદા મન બે ઇરાન મીરવમ. |

### વખત વિષે વાતચીત.

| | |
|---|---|
| ૧૨૬. તું સવારે સુરજ ઉગવાની એક કલાક અગાઉ મોટર લાવજે. | ઓટોમોબીલ રા યક સાઅત કબ્લ અઝ તોલુયે આફતાબ બેયાવરીદ. |
| ૧૨૭. આપણે સુરજ ઉગ્યા પછી બે કલાકે ઉપડીશું. | મા દો સાઅત બઅદ અઝ તોલુયે આફતાબ હરકટ મીકુનીમ. |
| ૧૨૮. બરાબર બાર વાગે આપણે પહાડને મથાલે પૂગીશું. | સાઅતે દુવાઝદેહ મા સરે કુહ મીરસીમ. |

| ગુજરાતી. | ફારસી. |
|---|---|
| ૧૨૯. અમોએ બે વાગે કેરેવનસરામાં બપોરનું ખાધું. | દર કારવાનસરા મા દો સાઅત બઅદ અઝ ઝોહર નોહાર ખોરદીમ |
| ૧૩૦. સુરજ અસ્ત પામ્યા પછી અરધે કલાકે અંધારૂં થાય છે. | નીમ સાઅત બઅદ અઝ ગરૂબ તારીક મીશવદ. |
| ૧૩૧. કેટલા વાગ્યા ? | સાઅતે ચન્દ અસ્ત ? ચે વકત અસ્ત ? |
| ૧૩૨. અગ્યાર ને પાંચ થઇ છે. | યાઝદેહો પન્જ દકીકેહ અસ્ત. |
| ૧૩૩. હું સવા અગ્યાર વાગતે મલીશ. | મન સાઅતે યાઝદેહો રોબ્અ શુમારા મુલાકાત મીકુનમ. |
| ૧૩૪. સાઢા અગ્યાર થયા છે. | સાઅતે યાઝદેહો નીમ અસ્ત. |
| ૧૩૫. પોનાબાર થયા છે. | સાઅતે દુવાઝદેહ રોબ્અ કમ અસ્ત. |
| ૧૩૬. બારમાં પાંચ ઓછીએ હું તમને મલીશ. | મનસાઅતે દુવાઝદેહ પન્જ દકીકેહ કમ શુમારા મીબીનમ. |
| ૧૩૭. તે બાર વાગે બપોરનું જમે છે. | ઉ નોહારશ રા સાઅતે દુવાઝદેહ મીખોરદ. |
| ૧૩૮. તેઓ એક વાગે ચા પીયે છે. | આનહા ચાઇ રા સાઅતે યક બઅદ અઝ ઝોહર મીખોરન્દ. |
| ૧૩૯. ઇરાનનો રસ્તો તદનજ સહી-સલામત છે. | રાહે ઇરાન બેખુબી અમ્ન અસ્ત. |
| ૧૪૦. કારણ કે જગેજગ ચોકીબાનો રાખેલા છે. | ઝીરાકે હમેજા અમનીયે મીબાશંદ. |
| ૧૪૧. કેમ દોસ્ત! તું ફારસી ભાષા જાણેચ કે? | ખુબ, દુસ્તે અઝીઝમ! આયા શુમા ઝબાને ફારસી મીદાનીદ ? |
| ૧૪૨. નહિં, હું નથી જાનતો. | નહ ખૈર, મન અઝ ઝબાને ફારસી બલદ નીસ્તમ. |
| ૧૪૩. ત્યારે તું ઇરાન ઇરાન શાનો કરેચ? | પસ ચેરા ઇન કદર બે ઇરાન દેલ-બસ્તગી દારીદ ? |
| ૧૪૪. ફારસી ભાષા જાન્યા વગર ઇરાન જવું ફોકટ છે. | અગર ફારસી નદાનીદ ઇરાન રફ્-તન ફાયદેઇ નદારદ. |
| ૧૪૫. કાંય નહિ ફારસી શીખ્યો ? | ચેરા ઝબાને ફારસી નયામુખતીદ? |

| ગુજરાતી. | ફારસી. |
| --- | --- |
| ૧૪૬. મારા બાવાજીએ યૂરોપ મોકલવાના હવાઇ ખ્યાલોથી દોરવાઇ જઇને, મને બીજી ભાષા તરીકે ફ્રેન્ચ શીખવા કહી. | પેદરમ ખ્યાલે વાહી દાશ્ત કે મરા બે ઓરૂપા બેફ્રેસતદ, બેમન ગોફ્ત કે બરાયે ઝબાને દુવ્વમ, ફ્રાન્સે રા એન્તેખાબ કુનમ. |
| ૧૪૭. હવે જ્યારે હું સમજતો થયોચ, ત્યારે મને બહુ લાગેચ કે, કાંય નહિ મને ફારસી જેવી મીઠી ઝબાન શીખવા દીધી? | હાલા કે મન મીફહમમ ખૈલી ગોસ્સેહ મીખોરમ, બરાયે ઇન કે ઉ નગુઝાશ્ત મન ઝબાને શીરીની મેસલે ફારસી બેયામુઝમ. |
| ૧૪૮. એમાં મારો તે શું વાંક! | હીચ તકસીરે ખુદમ નીસ્ત! |
| ૧૪૯. તમે નસીબવાલા, કે તમારા નેકનામ દુરઅંદેશ પીતાજીએ તમો બધા ભાઇઓને ફારસી ભાષા શીખવા દીધી. | શુમા ખુશબખ્ત હસ્તીદ કે પેદરે દાનાએ તાન શુમા બેરાદરાન રા ફારસી યાદ દાદ. |
| ૧૫૦. ખુદા એવણને શાંતી બક્ષ! | ખુદાયશ બે યામોરઝાદ! |



# પ્રકરણ દસમું.



(કયસરે-હિન્દ તા૦ ૨૯-૧૧-૨૭, તા૦ ૪-૧૨-૨૭,
તા૦ ૧૧-૧૨-૨૭ તથા તા૦ ૧૮-૧૨-૨૭ ના
લખાણો મુજબ)



## ઇરાન ઉપર મી૦ માણેક મુલ્લાંનું ભાષણ.



પોતાના બે વરસના લાંબા વસવાટમાં તેવણનું
અવલોકન અને અનુભવ.



ઉધરતી જરથોશ્તી આલમમાં ધર્મ જાગ્રતીની મોટી જરૂર-હાદાખ્તે
શાપુર નામની ઇરાની બાનુની કીંમતી સેવા-મી૦ મુલ્લાંએ
પોતે ઇરાનમાં રહીને શું શું બજાવ્યું ?



ઇરાનના સવાલના જાણીતા ઉત્સાહી અને પારસી મીશનરી મી૦ માણેકશાહ ફરદુનજી મુલ્લાં, જેવણ જરથોશ્તી ધર્મને લગતા પોતાના મીશનને કાર્યસાધક બનાવવા માટે ઇરાન મધે યઝદ શહેરમાં બે વરસનો લાંબો વસવાટ કરી રહ્યા હતા, તે વેળા તેવણે જે વીગતો અને ખબરો ભેગી કરી હતી, તે રવીવાર તારીખ ૨૧ મી નવેમ્બર ૧૯૨૭ ને દીને રથેસ્તાર મંડળ મારફતે સર કાવસજી જહાંગીર હોલમાં સમશુલ ઓલમા એરવદ ડા૦ જીવનજી મોદીના પ્રમુખપણા હેઠળ મળેલા મેળાવડા સનમુખ રજુ કરી હતી. આ વીગતો હીંદુસ્તાનના જરથોશ્તીઓની વાકેફી અને રાહબરી માટે ઉપયોગી અને મનન કરવા લાયક છે. મી૦ માણેક મુલ્લાં, જે લાંબા અરસામાં ત્યાંના જરથોશ્તીઓ વગેરેના ખાસોઆમના અંગત સમાગમમાં ચાલુ રહ્યા હતા, તે અરસામાં જુદાં જુદાં જરથોશ્તી ખાતાનું અવલોકન કરી શકયા હતા. મી૦ મુલ્લાં થોડુંક થયું મુંબઇ મધે પાછા ફર્યા છે અને પોતાના અંગત અનુભવ અને અવલોકનને લગતી સર્વે સ્વતંત્ર વીગતો તેવણે ખાસ ભાષણ મારફતે રજુ કરી છે. મી૦ મુલ્લાંનું આ ભાષણ બારી-

કીથી વાંચવાને ઇરાન માટે હીત ધરાવતા દરેક જરથોશ્તી નર નારીને અમે મજબુત ભલામણ કર્યે છીએ.

શરૂઆતમાં ડાં૦ જીવનજી મોદીએ ભાષણકર્તાની ઓળખાણ કરાવતાં જણાવ્યું કે મીં૦ મુલ્લાં હાલમાં તાજાજ ઇરાનથી આવેલા છે અને એવણના આજના ભાષણથી આપણને ઘણું જાણવાનું મળશે. એવણે આજ હોલના પ્લેટફોર્મ ઉપરથી અગાઉ ઘણીકવાર ભાષણો કીધાં છે, એટલે એવણની તમો સનમુખ વધારે ઓળખાણ કરાવવાની કાંઇ જરૂર નથી. હવે હું મીં૦ મુલ્લાંને એવણનું ભાષણ કરવાની અરજ કરૂં છું.

મીં૦ મુલ્લાંએ પોતાનો વિષય રજુ કરતાં જણાવ્યું કે છેલ્લી મહાન લડાઇ પછી દુન્યાના દરેક ભાગમાં આપણે કંઇક ચલવલ ઉત્પન થયલી જોઇએ છીયે. જ્યાં આપખુદ સત્તાઓ હતી ત્યાં તેનો અંત આવી જઇ લોકો પ્રજાકીય ધોરણે રાજ ચલાવવા લાગ્યા છે. તેજ પ્રમાણે એક વખતનું સુસ્ત અને મંદ પડેલું ઇરાન પણ હાલમાં નામદાર શાહાનશાહ રીઝાશાહ પેહેલવીના વખતમાં પોતાના પગ ઉપર ઉભું રહેવાની કોશેશ કરવા લાગ્યું છે. ત્યાંની પ્રજામાં હાલ નવેસરથી જાગૃતી આવેલી દીસે છે, અને ત્યાંના લોકો પોતાના મુલકને પાછો આબાદ થયલો જોવાને તથા સુધારાવધારામાં યુરોપીઅન રાજ્યોની હરોલમાં રહેવાને વાસ્તે દરેક રીતનો પ્રયત્ન કરી રહ્યા છે. આ સઘળું આપણે છાપાઓમાં વાંચ્યે છીયે.

હાલના ઇરાનની હાલત વીષે તથા ત્યાંના જરથોશ્તીઓની હકીકત વીષે ઘણું લખાયું છે તેમજ ઘણું બોલાયું છે. હીન્દુસ્તાનના જરથોશ્તીઓએ હાલનાં આગલ વધતાં ઇરાનમાં વેપારવણજ, હુન્નર, ઉદ્યોગ વગેરેમાં કેવા રીતે પોતાનો હીસ્સો આપી પોતાની તથા ઇરાની જરથોશ્તી ભાઇઓની હાલત સુધારી શકે તે વીષે પણ ઘણીક સુચનાઓ થઇ છે. આવી ચવાઇને ચુંઠાઇ ગયલી બાબદો ઉપર તમારો કીંમતી વખત ન લેતાં, શેહેરે યઝદમાં અને તેની આજુબાજુનાં ઓગણત્રીસ ગામોમાં વસ્તા જરથોશ્તીઓની હાલત મારા જવા અગાઉ કેવી હતી, તથા હાલમાં કેવી છે અને હવે પછી તે સુધારવાને વાસ્તે કેવી તરેહના ઉપાયો લેવાવા જોઇએ તે વીષે તમો સનમુખ આજે કંઇક વીવેચન કરવા ચાહું છું.

## ઇરાનમાં મુસાફરી.

આજથી પાંચ વરસની વાત ઉપર ઇરાન દેશમાં મુસાફરી કરતી વખતે જે ભય સમાયલો હતો તે હવે તદ્દનજ દુર થયલો છે. લોકોના આવજાવની સલામતીને ખાતર જગે જગે બુરજો બાંધી લશ્કરી પાહરો મુકેલો છે, જેથી હવે લોકો છેક મોડી રાત વેર કાંઇ પણ ધાસ્તી વગર મુસાફરી કરી શકે છે. એજ પ્રમાણે ખચ્ચર તથા ગધેડાની જગ્યાએ હવે મોટરો દોડવા લાગી છે અને દીવસે દીવસે તેના ભાડામાં ઘટાડો થવાથી હવે ગરીબ લોકો પણ તેમાં બેસી ઝડપી મુસાફરી કરવાને લલચાવા લાગા છે. મોટરોનો ટ્રાફીક વધતો જોઇ સરકાર તરફથી રસ્તાઓની હાલત સુધારવામાં આવે છે, તથા રસ્તે આવતા કેટલાક રેતીવાલા ભાગોને બદલે બીજા મોટા નવા રસ્તાઓ બાંધવામાં આવ્યા છે. એ પ્રમાણે હવે થોડા વખતમાં યઝદથી ઇસ્ફહાન વેરનો ખાસ ટુંકો મોટો રસ્તો તૈયાર થઇ જશે, કે જેથી એક દીવસમાં મોટર મારફતે યઝદથી મોટા વેપારી શેહેર ઇસ્ફહાન મુસાફરી કરી શકાશે.

## ઇરાનમાં જરથોશ્તીઓની વસ્તી.

ઇરાનમાંના આપણા ૧૦,૦૫૦ જરથોશ્તીઓમાંથી યઝદ અને તેની આજુબાજુના ૨૯ ગામો મળી ૬૭૩૯ જરથોશ્તીઓ વસે છે, જેમાં ૧૪૦૭ મરદ, ૧૯૮૭ બૈરાં, ૧૬૯૧ છોકરા અને ૧૬૫૪ છોકરીઓ છે. આ આકડામાં બૈરાંઓની સંખ્યા મરદો કરતાં ૫૮૦ વધારે છે, તેનું કારણ એ કે ઘણાએક મરદો પોતાના કુટુંબકબીલાને ઇરાનમાંજ છોડી હીંદુસ્તાનમાં ગુજરાન અર્થે આવેલા છે.

## જરથોશ્તીઓની ધાર્મીક હાલત.

શરૂઆતમાં જ્યારે હું યઝદ અને તેની આજુબાજુના ગામોમાં ફર્યો ત્યારે મને માલુમ પડયું કે, માત્ર ૩૪ દસ્તુરોના કુટુંબકબીલાઓ સીવાય મુખ્ય ભાગે ઘણાખરાઓ જરથોશ્તી દીનના રાહરસમોથી માહીતગાર ન હતા. અહીંયા મારે જણાવવું જોઇએ કે તે કમનસીબોને આપણી માફક ધર્મજ્ઞાન શીખવાની મુદલે તક મલી ન હતી. એજ કારણસર ઇરાની જરથોશ્તી અંજુમને મને ચુંટી કહાડયો અને હું એક 'ઓનરરી વર્કર' તરીકે ધર્મ સંબંધી ભાષણો આપવા ઇરાન ગયો હતો, અને તે મુજબ જ્યારે હું ગામોમાં જઇ ત્યાંના લોકોને આપણી જરથોશ્તી દીનની સમજ આપતો હતો, ત્યારે તેઓ કાંઇક ઉલટથી સમ-

જતા હતા, અને જો તે વખતે મારી સાથે એકાદ દસ્તુર હાજર હોય તો તેઓ કાંઇક ધર્મની લાગણીથી ઉશ્કેરાયલા દીલ સાથે એમ કરી બોલતા હતા કે "એમાં અમો શું કર્યે ? આ દસ્તુરોએ કોઇ પણ વખત અહીંયા આવીને અમોને ધર્મ સંબંધી વાયેજ આપી નથી." આવા ટીકાઓ હું લગભગ દરેક ગામોની મારી ધાર્મીક મજલેસમાં સમજતો હતો, અને એ ઉપરથી હવે ત્યાંના દસ્તુરો પણ પોતાની ફરજ સમજવા લાગ્યા છે, અને ખુશી થવા જોગ છે કે ત્યાર પછી તેઓએ પણ મારી સાથે ઘણાએક ગામોમાં વાયેજી કીધી હતી. આ સઘળા દસ્તુરો બદન ઉપર સુદરેહ કુસ્તી રાખે છે.

એક નવો આવતો જરથોશ્તી મુસાફર જ્યારે યઝદના ગામોમાં ફરે છે અને ત્યાંના ઘણાએક જરથોશ્તીઓને સદરાને બદલે શર્ટની માફક સીવેલાં પેહરન ઉપર કુસ્તી બાંધેલી જોય છે, યા કુસ્તી પણ જોવામાં આવતી નથી, ત્યારે તેઓ ઝડપથી એવું મત બાંધી દે છે કે તેઓ સઘળા બહાઇઝમ તરફ ઢળેલા હોવા જોઇયે. પણ અહીંયા મારે જણાવવું જોઇયે કે યઝદ પ્રાંતની ૬૭૩૯ જરથોશ્તી વસ્તીમાંથી ૬૩૩ જણાઓ એટલે લગભગ ૧૦ ટકા બહાઇઝમમાં માને છે, જેમાં યઝદ તાફ્ત, મેહેર્દીયાબાદ યા કુલાબાદ, હુસેનાબાદ તથા મોરયાબાદ મલી ૫૧૨ થવા જાય છે, જ્યારે બાકીના ગામોમાં થોડા તથા બાકીના ચોખ્ખા જરથોશ્તી ગામો છે. આ ૬૩૩ જરથોશ્તીઓ જેઓ બહાઇઝમ તરફ ઢળેલા છે, તેઓને જરથોશ્તી ધર્મનું મુદ્દલે ભાન નથી.

મેં જોયું કે મુંબઇથી પૈસા એકઠા કરી આવેલા જરથોશ્તી જવાન્યાઓ કે જેઓ બહાઇઝમ ઉપર એતેકાદ ધરાવે છે તેઓ સાથે ગરીબ ખેડુત માબાપ જેવાઓએ પણ પોતાની છોકરી આપવા સાફ ના પાડી હતી, અને ત્યાં એવો સાધારણ રીવાજ થઇ ગયો છે કે, જરથોશ્તીઓ બનતાં સુધી પોતાના બચ્ચાંઓને બહાઇઝમમાં માનનારા જરથોશ્તીને ત્યાં આપતા નથી. આ શું દેખાડે છે ? એજ કે તેઓના જીગરમાં હજી પણ જરથોશ્તી આતશ બુજાયો નથી. આ તેજ જરથોશ્તીઓ છે કે જેઓના બદન ઉપર પવીત્ર સુદરેહને બદલે પેહરન જોવામાં આવે છે, અને એઓ તેજ છે કે પેહરન ઉપર કમરે કુસ્તી બાંધે છે, યા ખીસામાં રાખે છે યા રાખતાબી નથી.

ઓગણત્રીસ ગામોના ૫૪૧૩ જરથોશ્તી વસ્તીમાંથી લગભગ ૯૦ ટકા બૈરાંઓ અને ૭૫ ટકા માટીડાઓ સુદરેહ પહેરતા નથી. તેઓમાંના કેટલાંએક બૈરાંઓ પગ વેરના લાંબા રંગીન જભ્ભા ઉપર તથા કેટલાંએક મરદો શર્ટ જેવા પેહરન ઉપર કુસ્તી બાંધે છે. આ બીચારાઓમાં ધર્મનું મુદ્દલે જ્ઞાન જણાતું ન હતું. આ સુદરેહ નહી પહેડવાનું કારણ કાંઇજ નહી, પણ ત્યાંના મુસલમાનોના આંધલા ધર્મઝનુનની બીહીકને લીધે હતું. યઝદ શેહેરની આજુબાજુના ૫૦ માઇલના વીસતારમાં આવેલા ૨૫ દીનદોસ્ત યા દીનદુશ્મન ગામોમાં દોઢસો ઉપર ફેરાઓ ખાઇ, મેં ૮૨ દીની ભાષણો જેવા કે જરથોશ્તી ધર્મની બુલંદી, સુદરેહ કુસ્તીની ફીલસુફી તથા આતશ, અષોઇ વગેરે ઉપર આપ્યાં હતાં. ગામોમાં હું મારે ખરચે સીવાડેલા સદરાઓમાંથી એકુ બે નમુના તરીકે આપતો હતો કે જેથી તેઓ પેહરનને બદલે તે માફક સદરા સીવી પહેડે. ગામોના મારા ભાષણો વખતે હું શેહેરથી દસ્તુરોને લઇ મારે ખરચે જશન કરાવતો હતો, જેમાં સઘળાઓ હાજર થતાં હતાં, યથા અષેમના પવીત્ર કલામો ભણતાં હતાં, અને એ રીતે તેઓ ઉપર થયલી સારી અસરની નીશાની ખુલ્લી માલુમ પડી આવતી હતી. ગામોમાં આવી કોશેશો ઓછામાં ઓછા બીજા પાંચ વરસ કાંઇ પણ ગાળા વગર ચાલુ રેહેવી જોઇએ, કારણ કે કેટલાંએક ગામોમાં બહાઇઝમ ઉપર એતેકાદ ધરાવનારા જરથોશ્તીઓ પોતાના ઘેરમાં રાત્રે મહાફીલ ભરી અભણ જરથોશ્તીઓને સપડાવવાની કોશેશ કરે છે.

## ઉધરતી આલમમાં ધર્મ જાગ્રતી કરવાની મારી કોશેશો.

યઝદ શેહેરમાં કેળવણીને પ્રતાપે ધર્મ સંબંધી મામલો સુધરતો જાય છે, તો પણ ધર્મના ફરમાનોને અમલમાં મુકવાની એટલે ભણવા ગણવાની કોતાઇ માલુમ પડી આવે છે. ઉધરતા બચ્ચાંઓમાં ધર્મ તરફની ફીદાગીરી પેદા કરવા સારૂં હું આતશબેહરામમાં હમકારાના પાંચ દીવસો તથા બીજા દીવસોની રાત્રે મજલેસ ભરતો હતો, ત્યાં હમ બંદગીઓ તથા ધર્મ સંબંધી વાંચનો થતાં તથા શાહાનામા ગવાતાં હતાં. હું ત્યાં અવારનવાર મારે ખરચે જશનો પણ કરાવતો હતો. એઓ આગળ મેં ૮૨ વખત જુદા જુદા ધર્મના ફકરાઓ ઉપર ભાષણો કરયાં હતાં તથા ત્યાં આવતા છોકરા છોકરીઓ ભવીષ્યમાં ભાષણકર્તા થાય એવી દરેક રીતનું

મેં ઉત્તેજન આપ્યું હતું. શેહેરની તમામ અનજુમન આગલ મેં જુદા જુદા ૧૭ દીની રેસાલાઓ વાંચ્યા હતાં. શહેરમાં રાત્રે બહાઇઝમ તરફ ઢળેલા જરથોશ્તી મરદો તથા ઓરતોની જુદી મહાફીલો ચાલુ ભરાતી જાય છે, જ્યાં તેઓનાં કામમાં ઉત્તેજન આપવા પરજાતવાલાઓ પણ હાજરી આપે છે.

### યઝદમાં મેં સ્થાપેલી જશન કમીટી.

શેહેરમાં બહાઇઝમ તથા ખ્રીસ્તી ધર્મનો લાગવગ નાબુદ કરવા સારૂ બૈરાં માટીડાઓની એક ભેગી જશન કમીટી મેં એવી મતલબથી સ્થાપી છે કે, મુંબઇની જશન કમીટી માફક દર મહીને એક વખત સાંજે અનજુમનના હોલમાં જાહેર જશન કરવું, તથા જે છોકરાં છોકરીઓ ધર્મ સંબંધી વાએજો કરવા માંગતા હોય તેઓને દરેક રીતનું ઉત્તેજન આપવું. એ પ્રમાણેના બે જશનો મારી હાજરીમાં કરવામાં આવ્યાં હતાં, અને હાલમાં મને જશન કમીટીના બુઝોર્ગ પ્રમુખ દસ્તુર રૂસ્તમ મુબેદ ખુસરૂ તરફથી કાગળ લખી જણાવવામાં આવે છે કે, અમોએ જશનો કરવાનું ચાલુ રાખ્યું છે, જ્યાં હવે લોકોની સંખ્યા પણ વધારે ભેગી થતી જાય છે.

### હાદોખ્તે શાપુર નામનાં બાનુની કીમતી સેવા.

ખાનમ હોદોખ્તે શાપુર નામની એક કેળવાયલી બાઇ પણ વડા દસ્તુરનાં ધણીઆણી ખાનમ ખેરમને દસ્તુર નામદાર, ખાનમ ફીરંગીઝે દસ્તુર ખુદાયાર તથા બીજી બેહેનપણીઓ સાથે એ દીશામાં ઘણું સારૂં કામ બજાવે છે. એઓ હવે મુંબઇના બૈરાંઓની એક નાની જેવી કમીટી બનેલાં મંડળ સાથે પોતાનો સીધો અને ચાલુ સંબંધ જોડવાને ઘણીજ ખાહેશ રાખે છે. એ બાઇઓને ઉત્તેજનની ઘણીજ જરૂર છે, કારણ કે હાલમાં મીશનરી બાઇઓ આપણી છોકરીઓનેજ વટલાવવાની ભારે કોશેશો કરી રહી છે, જેને પરીણામે ૨૪ તથા ૨૩ વરસની ઉમરની બે છોકરીઓએ અત્યાર અગાઉનું બેપટીઝમ પણ લીધું છે. ના એટલુંજ નહી, પણ ગામેગામ પોતાના ધર્મ સંબંધી સીનેમેટોગ્રાફવાલી ફીલમો દેખડાવી જરથોશ્તીઓના એકીન ચોરવાની કોશેશો કરે છે. એ કારણસર ખાનમ હાદોખ્તે એક અવસ્તા કલાસ કાઢયો છે જ્યાં હું અવારનવાર જઇ ત્યાંની છોકરીઓને દીની તથા તવારીખી બાબદ સમજાવતો હતો.

મારા ઇરાન જવા અગાઉ યઝદની અતરાફના ગામોના લોકોએ નવજોતની પવીત્ર ક્રીયા કદી પણ જોઇ ન હતી, પણ જણાવવાને ખુશી છું કે મેં ઘણીએક નવજોતો ખુદ ગામોમાં જઇ કીધી હતી જે વખતે દમામદાર મેલાવડાઓ સાથે ખાનમ હાદેખ્તે શાપુર તથા બીજી બેહેનપણીઓ તરફથી ભાષણો પણ થતાં હતાં. શેહેરમાં એક આતશબેહેરામ કે જે આખા ઇરાનમાં એકજ છે તે ઉપરાંત ત્રણ આતશકદેહો છે. આ આતશકદેહોમાં કોઇ પણ વખત ત્યાંના ઇરાની જરથોશ્તીઓ બંદગી કરવા આવતા હોય એવું મારા જોવામાં આવ્યું નથી, પણ ખાનમ હાદેખ્તે શાપુર પોતાના અવસ્તા કલાસની ૬૫ છોકરીઓ સાથે અરદીબેહેશ્ત, આદર અને સરોષ રોજે વારાફરતી અકેક આતશકદેહમાં જઇ, તેઓ પાસે બંદગી કરાવે છે, એ રીતે તેઓનાં કુમળાં મગજ ઉપર આપણા ધર્મનો સારો છાપ બેસે છે. દર બેહેરામ રોજે તેઓને આતશબેહેરામમાં બંદગી કરવા લાવવામાં આવે છે. ખાનમ હાદેખ્ત અને તેની સાથની બેહેનપણીઓ જે આટલું ઉપયોગી કામ બજાવે છે, તેનાં પ્રેસીડંટ તરીકે ખાનમ જરબાનુ દીનશાહ મુલ્લાં આજ ત્રણ વરસ થયાં બીરાજે છે, જ્યારે તેઓએ મને લાઇફ મેમબર બનાવી પોતાના મંડળ તરફના હીંદુસ્તાનના પ્રતીનીધી તરીકે ચુંટી કાઢયો છે.

### ખ્રીસ્તી અને બહાઇ ચલવલના અટકાવ માટે શું કરવું જોઇએ?

જેમ જેમ હમારી ધર્મ સંબંધી ચલવલ જાહેરમાં આવતી ગઇ તેમ તેમ તેની સામે થવા માટે બહાઇ તથા ખ્રીસ્તી ચલવલે પણ હાલમાં જોર પકડેલું છે. આના અટકાવ તરીકે હું નીચલા ઉપાયો સુચવું છું :–

(૧) એક ભાષણકર્તા કે જે ચોક્કસ અંદાજે ધર્મ તથા તવારીખી જ્ઞાન ધરાવતો હોય, તેવાની યઝદમાં ખાસ જરૂર છે. તે ભાષણકર્તા શેહેરમાં તથા ગામેગામ ફરી જરથોશ્તી ધર્મની વાએજો કરતો રહે, તથા ગામડાના અભણ લોકોની પાસબાની કરતો રહે, યાને તેઓની પીઠ પછવાડે ઉભો રહે, કારણ કે ગામોની સ્કુલો માત્ર નામની છે અને કેળવણી જેવું કાંઇ ન હોવાને લીધે તે બીચારાઓ સહેલાઇથી જેઓ બહાઇઝમમાં માને છે તેઓના હાથમાં શીકાર તરીકે સપડાઇ જાય છે. આજ ભાષણકર્તા ગામેગામ ભાષણો કરતો રહે તથા સાથે સાથે સ્કુલો ઉપર પણ દેખરેખ રાખી

તેનો કારોબાર ચલાવતો રહે. મુંબઇ તરફથી કરાવવામાં આવતા બાજરોજગાર, ઘંબાર, જશનો વગેરે તમામ દીની ક્રીયાકામો પણ એજ ભાષણકર્તાના હાથમાં રહે કે જેથી પોતે ક્રીયાકામોની માહીતગારીથી જાતે ત્યાં હાજર રહી દસ્તુરો પાસેથી બરાબર રીતે કામ લઇ શકે.

(૨) આપણી તરફથી ચાલતાં સર્વે ખાતાંઓમાં અને શેહેર તથા ગામોની સ્કુલોના માસતરો બહાઇઝમ ઉપર એતેકાદ ધરાવનારા જરથોશ્તીઓને બદલે ખાલેસ જરથોશ્તી હોવા જોઇએ.

(૩) ગામોમાં મેજીક લેનટર્ન સલાઇડ યા સીનેમેટોગ્રાફની ફીલમોથી આપણા બાપદાદાઓના તવારીખી દેખાવો દેખાડવા જોઇએ.

(૪) મુંબઇમાં વસ્તા જરથોશ્તી ઇરાનીઓમાં ધર્મની કેળવણીનો ફેલાવો કરવા સારૂ વારંવાર દીની ભાશણો અપાય છે, તેમ ચાલુ અપાવાં જોઇએ તથા તેઓને જણાવવું જોઇએ કે, જ્યારે તેઓ ઇરાન જાય, ત્યારે ત્યાંના લોકો માફક સુદરેહ કુસ્તી કાઢી ન નાંખતાં પોતાના બદન ઉપર રાખી આજુબાજુના સગાંવહાલાંઓને સુદરેહ પહેરવા તથા તે ઉપર કુસ્તી બાંધવા તેઓએ શીખામણ આપવી જોઇએ.

(૫) મુંબઇના જે કમનસીબ જરથોશ્તી ઇરાનીઓ બહાઇઝમ તરફ ઢળેલા હોય તેઓને તેઓની ભુલ સુધારવાની દરેક તક આપવી જોઇએ.

## ઇરાનના જરથોશ્તીઓમાં કેળવણી.

હવે હું કેળવણીની બાબદ ઉપર આવીશ. શેહેરમાં છોકરાંઓને કેળવણી આપવા સારૂ કઇખોસરવી, ખોસરવી તથા દીનીયારી નામની ત્રણ પ્રાઇમરી સ્કુલો છે, જેમાંની પહેલી સર દીનશાહ પીટીટના મંડળ તરફથી ચલાવવામાં આવે છે, તથા બીજી બે અરબાબો રૂસ્તમે જેહાનયાન તથા દસ્તુર રૂસ્તમ મોબેદ ખુસરૂની માલેકીની છે, જ્યાં ગરીબોના છોકરાંઓને મુફત કેળવણી આપવામાં આવે છે.

૧૯૨૬ ના સાલના રીપોર્ટ પ્રમાણે ખોસરવી સ્કુલમાં ૧૨૦ તથા દીનીયારી સ્કુલમાં ૬૩ જરથોશ્તી છોકરાઓ તેઓના કાબેલ પ્રીન્સીપલો મીરઝાં ફરીદુને નોશીરવાન તથા મીરઝાં સરોષે લોહરાસ્પીના હાથ હેઠળ તાલીમ લેતા હતા. આ બેઉ સ્કુલો ઉપર દેખરેખ રાખવા અકેકી કમીટી નેમાયલી છે, અને ત્યાંનો કારોબાર મને ઘણોજ સંતોષકારક માલુમ પડયો. હવે ત્રીજી કઇખોસરવી સ્કુલ કે જે સર

દીનશાહ પીટીટની મંડળી તરફથી ચલાવવામાં આવે છે તેને વાસ્તે કહું તો એક પછી એક માસતરો બદલાતા હતા, અને જ્યાં માસતરોની સંખ્યા ઓછી એટલે તેના તેજ પાછા આવતા. સ્કુલમાં જરથોશ્તી છોકરાઓની સંખ્યા ઘટવાથી તેઓની જગ્યા પુરવાને વધારે મુસલમાનોને દાખલ કરવામાં આવતા હતા, કારણ કે ફી જેવું કાંઇ નથી. ટુંકમાં કહું તો મુંબઇથી મોકલેલા માણસથી યઝદ જેવા શેહેરની પ્રાઇમરી સ્કુલનો પણ કારોબાર એખલે હાથે ચલાવવો મુશ્કેલ છે, અને એ કારણથીજ છેલ્લાં ૬ વરસની મુદતમાં સર દીનશાહ પીટીટની મંડળી તરફથી કઇખોસરવી સ્કુલના કારોબારને વાસ્તે ઇરાન તરફ અકેકની પછવાડે મોકલાવેલા બેઉ ભાઇઓ કાંઇ ઘણું કરી શક્યા નથી.

## યઝદમાં સર દીનશાહ પીટીટવાળી સ્કુલને હાઈ સ્કુલમાં ફેરવવાને બદલે તે તેહેરાનમાં ખોલવાની અગત.

શેહેરમાં માલેકીની બે ધરખમ પ્રાઇમરી સ્કુલો છે તે જોતાં આ ત્રીજી પ્રાઇમરી સ્કુલની હું કાંઇ પણ અગત્ય જોતો નથી. જ્યાં પ્રાઇમરી સ્કુલ ચલાવવાને વાસ્તે માસતરો મેળવવાનાં વાંધા, ત્યાં તેને હાઇ સ્કુલમાં ફેરવવાની હવે વાતો કરવામાં આવે છે, એટલે તેહેરાનથી વધારે મોટા પગારના માસતરો બોલાવવા પડશે. ધારો કે આપણે યઝદમાં મોટા ખર્ચ સાથે એક હાઇ સ્કુલ શરૂ કર્યે, તોપણ જ્યાં સુધી તે સ્કુલમાંથી શીખેલા છોકરાઓ તેહેરાનની હાઇ સ્કુલની માફક ઇરાની સરકારની સર્ટીફીકેટ મેળવવાને લાયક થાય નહી, કે જેનો સ્ટેન્ડર્ડ મેટ્રીકની પરીક્ષા કરતાં જરા ચઢયાતો છે, ત્યાં સુધી તે સ્કુલ નકામી થઇ પડે. જો કે મુખ્ય જરથોશ્તી વસ્તી યઝદમાં છે તોપણ એક હાઇ સ્કુલ સ્થાપવાને વાસ્તે હું તેહેરાનને વધારે પસંદ કરૂં છું. શેહેરમાં ૬૦ ટકા જરથોશ્તી છોકરાઓ કેળવણી લે છે, જેમાંથી દર વરસે ઓછામાં ઓછા ૨૦ જણાઓ સરકાર તરફથી લેવાતી પરીક્ષામાં પસાર થઇ પ્રાઇમરી સ્કુલની સરટીફીકેટ મેળવે છે. એ બીચારાઓને પોતાના જ્ઞાનમાં કાંઇ પણ વધારો કરવાની તક આપવામાં આવે તો તેઓમાંના એકેએક તદનજ તત્પર છે, અને જો સારા ધોરણ ઉપર હાઇ સ્કુલ સ્થપાય, જે યઝદ જેવા શેહેરમાં ઘણું મુશ્કેલ લાગે છે, તોજ કાંઇ ધરખમ પરીણામ આવે.

જ્યારે હું શેહેરના છોકરાઓની કેળવણી વીષે બોલું છું ત્યારે

ત્યાં આવેલી મી૦ મારકરની ઓરફનેજ વીષે પણ ઇસારો કીધેલો ઠીક થઇ પડશે. હાલમાં ઇરાની જરથોશ્તી અનજુમને તેના કારોબારમાં સુધારો વધારો કરી મારી અદના સુચનાઓ મુજબ મીરઝાં સરૂષે લોહરાસ્પી કે જે શેહેરની દીનીયારી સ્કુલનો વડો હતો, તેના કાબેલ હાથમાં હાલ તુરત તો સોંપવામાં આવેલી છે.

## ગામોની સ્કુલો.

હવે હું શેહેરની આજુબાજુના ૨૦ ગામો કે જે લગભગ ૫૦ માઇલ સુધીના વીસતારમાં આવેલા છે, ત્યાંની સ્કુલો વાસ્તે કાંઇ બોલીશ. મેં ઉપર જણાવ્યું તેમ મુંબઇથી મોકલેલા કોઇપણ માણસથી ફકત શેહેરની કઇખોસરવી સ્કુલનો કારોબાર ચલાવવો મુશ્કેલ હોય છે. તો તે સાથે સાથે આ દુર આવેલા ગામોની ૨૦ સ્કુલો ઉપર કેમ દેખરેખ રાખી શકે? ત્યાંના માસતરોને કોઇ ન પુછનાર કે પરછનાર! આ માસતરો ખેતીબી કરે અને મદ્રેસાબી ચલાવે. જ્યારે હું ગામોમાં ફરતો હતો ત્યારે વારંવાર માસતરોની ફરીયાદ મારે કાને આવતી, પણ હું નાચાર હતો. અલબતાં ઇરાની અનજુમનના કારોબાર હેઠળ ચાલતી નોસરાતાબાદ, અલ્યાબાદ તથા યેમ ગામોની સ્કુલોની હું વારંવાર તપાસ લઇ ત્યાંના છોકરાઓને અપાતી કેળવણી ઉપર ધ્યાન આપતો હતો. ગામોની સ્કુલોમાં ૫૪૩ એટલે ૪૦ ટકા ખાલેસ જરથોશ્તી છોકરાઓ ખેતીવાડીના કામ સાથે કેળવણી પણ લે છે, જે બીના સંતોષકારક છે, પણ લાયક ઉસ્તાદોની ગેરહાજરીને લીધે તે બીચારાઓ એલમ વગરના લાગતા હતા. એ માટે યઝદનીજ સ્કુલોના પ્રાઇમરી સરટીફીકેટ મેળવેલા જુવાન ચાલાક છોકરાઓને માસતરો તરીકે રાખ્યે તો વધારે બેહેતર પરીણામ લાવી શકાય.

હાલના સંજોગ જોતાં યઝદ શેહેરમાં જરથોશ્તી છોકરાંઓને અપાતી કેળવણી વાસ્તે હું નીચલા ફેરફારો સુચવું છું:—

(૧) કઇખોસરવી સ્કુલને મુંબઇથી મોકલાવેલા માસતરને બદલે એક કમીટીના હાથમાં સોંપવી જેઓ તે સ્કુલનો કારોબાર ચલાવે. સર રતન તાતા ડીસપેનસરીનો ડાકટર, કે જે સર દીનશાહ પીટીટના મંડળ તરફનો પ્રતીનીધી હોવો જોઇએ, તે કમીટીનો પ્રેસીડંટ થાય તથા સ્કુલના કારોબાર ઉપર દેખરેખ રાખે અને સ્કુલ તરફ ખરચાતા પૈસા બાબદનો સઘળો વહીવટ એમના હાથમાં રહે.

(૨) ગામોની સ્કુલોનો સઘળો વહીવટ મુંબઇથી મોકલાવેલા દીની ભાષણકર્તાના હાથમાં રહે. જે ગામોમાં જતી વખતે દીની ભાષણોબી આપે તથા મદરેસાઓનો કારોબારબી તપાસતો રહે.

(૩) ગામોની સ્કુલોમાં પ્રાયમરી સ્કુલ સરટીફીકેટ મેળવેલા ચાલાક છોકરાઓને ૧૦ તુમાન વેરનો એટલે ૨૫ થી ૩૦ રૂપ્યા વેરનો પગાર આપી માસતરો તરીકે રોકવા, એવી શરતે કે તેઓથી ખેતીવાડીનું કામ કરી શકાય નહીં.

(૪) પ્રાઇમરી સ્કુલ સરટીફીકેટ મેળવેલા લાયક જરથોશ્તી છોકરાંઓને ચુંટી કાઢી તેહેરાનની અમેરીકન મીશનરી હાઇ સ્કુલમાં મોકલી આગળ શીખવાની જોગવાઇ કરી આપવી જોઇએ. આ મીશનરી હાઇ સ્કુલમાંથી પાસ થયલા છોકરાઓને સરકાર તરફથી સરટીફીકેટ મળે છે અને તેઓ સરકારી ચાકરીને લાયકના ગણાય છે. એ પ્રમાણે તેહેરાનમાં રહ્યાથી તેઓ ડીસીપ્લીન શીખે છે, ચબરાક બને છે, અને એ રીતે તેઓ વખત જતાં પોતાની કોમ તથા દેશને ઉપયોગી પણ થઇ પડે છે.

### શેહેરમાં સ્ત્રી કેળવણી.

યઝદ શેહેરમાં સ્ત્રી કેળવણી દીવસે દીવસે વધતી જાય છે, તે એટલા ઉપરથી માલુમ પડશે કે સેંકડે ૬૪ ટકા છોકરીઓ ત્યાં આવેલી ચાર સ્કુલોનો લાભ લે છે. અરબાબ રૂસ્તમે જેહાનયાન તરફથી ચાલતી જુની સ્કુલમાં ૫૪ તથા મદ્રેસેઇ મુબેદાનમાં ૩૬ છોકરીઓ શીખવા જાય છે, પણ ત્યાં અપાતી કેળવણી મને દમ વગરની માલુમ પડી, કારણ કે તેઓ સારા પગારના સ્ત્રી શીક્ષકોને રોકી શકતા નથી.

### બહાઇ સ્કુલનો લાભ લેતી જરથોશ્તી છોકરીઓ.

ત્રીજી સ્કુલ બહાઇઓ તરફથી ચલાવવામાં આવતી મદ્રેસેઇ હુશંગી છે કે જેનું ખાસ નવું મકાન બાંધેલું છે. આ સ્કુલમાં બે જુવાન ચાલાક બહાઇઝમમાં માનનારી જરથોશ્તી છોકરીઓના હાથ હેઠળ ૫૬ છોકરીઓ શીખે છે. આ સ્કુલમાં જરથોશ્તી ધર્મને બદલે બહાઇઝમનું જ્ઞાન શીખાડવામાં આવે છે. અહીંયા અપાતી કેળવણી મને ઘણીજ સરસ માલુમ પડી. આ ત્રણે સ્કુલોમાં મુફ્ત કેળવણી આપવામાં આવે છે તથા સાથે સાથે ભરવા ગુંઠવાનું પણ શીખાડવામાં આવે છે.

### મીશનરી કન્યાશાળા—જરથોશ્તી છોકરીઓને તેમાં મલતી બાઇબલની કેળવણી—બે છોકરીઓએ લીધેલું બેપટીઝમ.

હવે ચોથી મીશનરીઓ તરફથી ચાલતી સ્કુલ છે. આ સ્કુલમાં

એક ઉમરે પુગેલી ચાલાક બાઇ કે જે ફારસી ભાષા પણ બોલી શકે છે તેના હાથ હેઠળ ૭૦ જરથોશ્તી છોકરીઓ ફી આપી શીખવા જાય છે, જ્યાં તેઓને શરૂઆતમાં બાઇબલ સમજાવી હમબંદગી કરાવે છે. આ પ્રમાણે બીચારાં કુમળાં બાળકો ઉપર તેઓના મગજમાં જુદીજ રીતનો છાપ બેસાડવામાં આવે છે. આ સ્કુલમાં જુદા જુદા ધોરણો છે અને ઉમર ૨૪, ૨૩, ૨૬, ૨૫, ૨૦, ૨૦, ૧૭ અને ૧૫ વરસની જરથોશ્તી છોકરીઓ ત્યાં સ્ત્રી શીક્ષકો તરીકે કામ બજાવે છે, જેમાંની ઉપલી બે છોકરીઓએ મેં આગલ જણાવ્યું તેમ બેપટીઝમ પણ લીધેલું છે. જરથોશ્તી છોકરીઓને સારા પ્રમાણમાં પોતા તરફ ખેંચાતી જોઇ આ મીશનરી બાઇએ એક પગલું આગલ વધી બહોળી વસ્તીવાલા મુસલમીન મોહોલ્લામાં એક મોડલ સ્કુલ ખોલી છે, જ્યાં પ્રાઇમરી સ્કુલનો અભ્યાસ પુરો કરેલી છોકરીઓ આવી શીખે છે. આવા બજારવાલા ભાગમાં આવેલી સ્કુલમાં ૧૦ જરથોશ્તી જુવાન છોકરીઓ શીખવા જાય છે, જે દલગીરીની વાત છે.

## જરથોશ્તી છોકરીઓમાં વધતો જતો મીશનરી લાગવગ.

મીશનરી કન્યાશાળાની સ્ત્રી શીક્ષકે પોતા તરફ કેટલીએક જરથોશ્તી છોકરીઓને એવી તો ખેંચી રાખેલી છે, કે જ્યારે હું તેઓ સાથે આ બાબદ ઉપર વાત કરતો હતો ત્યારે તેઓ તે ખ્રીસ્તી બાઇ તરફ માયની માફક મોહોબત દેખાડતાં માલુમ પડયા, પણ તે બીચારી ભોળી છોકરીઓને માલુમ ન હતું કે આખેર કરીને એની મતલબ શું છે. આવી રીતનો જરથોશ્તી છોકરીઓમાં વધતો જતો મીશનરી લાગવગ અટકાવવાની મેં કોશેશો કીધી હતી અને કાસમાબાદ તથા કુચબીયોગની છોકરીઓની સ્કુલોના મેલાવડામાં તેઓને દાખલ નહીં કરવાનું કારણ મારી મેહેનતનું પરીણામ હતું. અહીંયા મારે જણાવવું જોઇએ કે મીશનરી લાગવગ હેઠળ સપડાયલી છોકરીઓને દવાદારૂ તથા હોસ્પીટલને લગતી બાબદમાં સગવડ મલે છે, અને એ તથા બીજા અનેક કારણોસર સર રતન તાતા ડીસપેનસરીમાં ઓછામાં ઓછું એક પણ બીછાણું નીભાવવુંજ જોઇએ. આ તકે બાઇ પીરોજા જમશેદજી પતેલે શેહેરની છોકરીઓમાં ભરવા ગુંઠવા તથા પેનટીંગ શીખવવામાં જે મેહેનત લીધી હતી તેની હું પીછાન કરૂં છું.

## જરથોશ્તી છોકરીઓને બહાઇઝમ તરફ દોરવાતી અટકાવી કેમ શકાય ?

ઇરાની જરથોશ્તીઓમાં બહાઇઝમ દાખલ થયું છે તેનો તથા ત્યાં શરૂ થતા ક્રીસચ્યાનીટીના ફેલાવાને અટકાવવા સારૂં :-

(૧) એક ધરખમ પાયા ઉપર જરથોશ્તી છોકરીઓની પ્રાઇમરી સ્કુલ ઉઘાડવી જોઇએ એવી શરતે કે ઉપર કહેલી ખોસરવી તથા મુબેદોની અનજુમન તરફથી ચાલતી સ્કુલો બંધ થવી જોઇએ. પહેલાં આ સ્કુલને એક પ્રાઇમરી સ્કુલ તરીકે રાખી તેમાં અભ્યાસ સાથે છોકરીઓને બરની વેતરવા, સીવવા તથા ભરવા ગુંઠવાની કેળવણી દાખલ કરી બને તો ગાલીચા વણવાની પણ તાલીમ અપાવી જોઇએ. ધર્મના અભ્યાસ ઉપર ખાસ ધ્યાન અપાવું જોઇએ.

(૨) આ સ્કુલનો કારોબાર યઝદ શેહેરની બાનુ મરદોથી બનેલી એક નાની કમીટીના હાથમાં મુકવો જોઇએ.

(૩) ત્યાર પછી જ્યારે આ ખાતાંનો કારોબાર મુંબઇના સાહેબોને સંતોષકારક માલમ પડે ત્યારેજ તેને ગમે તો મીડલ સ્કુલમાં ફેરવી નાંખવી.

(૪) ખાનમ હાદોખ્તે શાપુરના છોકરીઓના અવસ્તા કલાસને મદદ કરવી, કારણ કે આ કલાસમાં સાંજે મીશનરી તથા બહાઇ સ્કુલમાં જતી ઘણી છોકરીઓ પોતાના ધર્મનું જ્ઞાન શીખવા આવે છે.

### ગામોમાં સ્ત્રી કેળવણી.

હવે હું ગામોની સ્ત્રી કેળવણી ઉપર આવું છું. જ્યારે હું યઝદની આજુબાજુના ગામોમાં ફરતો હતો ત્યારે માલુમ પડયું કે કમનસીબ માતાઓ કેળવણી વીના પોતાના બચ્ચાંઓનું જતન તથા ઉધરભાવ કરવામાં ઘણી પછાત હતી. એ કારણસર શરૂઆતથીજ મેં સ્ત્રી કેળવણીને ઉત્તેજન આપવાની સુચનાઓ કીધી હતી અને પરીણામમાં મઝરેહે–કલાનતર, નોસરાતાબાદ, અલ્યાબાદ, જાફરાબાદ, મુબારકે તથા ખલીલાબાદ નામના ગામો કે જ્યાં છોકરીઓની સ્કુલો ન હતી ત્યાં મેં ચાલુ કીધી હતી, અને ત્યાંની શીખતી છોકરીઓને મેં દરેક રીતનું ઉત્તેજન આપ્યું હતું. હવે લગભગ દરેક ગામોમાં છોકરીઓની સ્કુલો ચાલુ થઇ છે જેમાંની કોઇ કોઇ બહાઇઝમ ઉપર એતેકાદ ધરાવનારા જરથોશ્તીઓ તરફથી પણ ચલાવવામાં આવે છે. શેહેરની માફક ગામોમાં પણ સ્ત્રી કેળવણી વધતી જાય છે.

હવે જો મુંબઈના બાનુઓની બનેલી એક નાની કમીટી ખાનમ હાદોખ્ત અને તેની સાથે કામ કરતી બહેનપણીઓને મદદ કરે તો તે ઇરાની બાનુઓ ગામોની સ્ત્રી કેળવણીની બાબદમાં પણ સારૂં કામ બજાવી શકે.

## ટેકનીકલ કેળવણીની નીશફળતા.

યઝદ જેવા શેહેરની અંદર જો એકાદ ઇરાની જરથોશ્તી સુથાર કે જે સારૂં જેવું ફરનીચર બનાવી શકતો હોય તો તેવાની ત્યાં ઘણીજ જરૂર છે. જેટલી સુથારની જરૂર છે તેટલીજ એક સારા કટર તથા દરજીની પણ છે. એક મેકેનીક કે જે સાથે ઘડીયાળ સમારવાનું કામ પણ જાણતો હોય તો તેનું પણ ત્યાં ઠીક ચાલે, પણ અફસોસ! એવા હુન્નરમાં મેં એક પણ ઇરાની જરથોશ્તીને યઝદમાં કામ કરતો જોયો નથી. આવા આવા હુન્નરો આપણા ઇરાની જરથોશ્તીઓને શીખાડવાની ખરેખર જરૂર છે, પણ યઝદ જેવા શેહેરમાં એક ટેકનીકલ સ્કુલને ફત્તેહમંદ કરવી મારા વીચાર પ્રમાણે ઘણુંજ મુશ્કેલ છે. અને તેના એક નહીં પણ અનેક કારણો છે. જેવા કે સારા કારીગરો મેળવવાની મુશ્કેલી, કારીગરોમાં ડીસીપ્લીનની કોતાહી, લાકડાં લોખંડ જેવી જણસોની તથા હથીયારોની ભારી અછત, છોકરાંઓની હુન્નર શીખવાની વલણ વગેરે વગેરે.

એ બાબદ સર હું એવી સુચના કરૂં છું કે જે છોકરાઓએ પ્રાઇમરી સ્કુલ સરટીફીકેટ મેળવેલી હોય અને ત્યાર પછી જો હુન્નર શીખવા માંગતા હોય તો તેઓમાંના ચાલાકોને પસંદ કરી ચોક્કસ શરતોએ મુંબઇ બોલાવી આવા ઉપયોગી હુન્નરો શીખાડવામાં આવે તોજ ભવીષ્યમાં આપણે ઇરાનમાં જરથોશ્તી હુન્નરમંદો જોઇ શકયે. આવા શીખેલા જવાન્યાઓને જો યઝદનું ટેકનીકલ ખાતું સોંપવામાં આવે તો તેવો મારફતે ચાલતાં ખાતાંને ફત્તેહના સંભવો રહે.

હાલ તરત તો હું એવી સુચના કરવા માંગું છું કે એક વરસ માટે વીવીંગમાં હુશીયાર માસ્તરને અહીંયાની સરસમાં સરસ હાથની લુમ જે યઝદમાં મોકલવામાં આવી છે, તેવી બીજી લુમો આપી યઝદ મોકલવો. તે માણસ ગામેગામ ફરી બૈરાંઓને આ નવી લુમો વાપડવાની સમજ આપતો રહે, કે જેથી તેઓ પોતાના વપરાસમાં લેવાતી બાવા આદમના વખતની લુમો છોડી દઇ આ નવી લુમો ઉપર કામ કરી થોડા વખતમાં સારૂં તથા વધારે પ્રમાણમાં કાપડ વણી શકે.

## સર રતન તાતા મેડીકલ હોલ અને બાઇ દીનામાય દેશાઇ ડીસપેનસરી.

ખરૂં પુછો તો સર રતન તાતા મેડીકલ હોલનો ડાકટર તે યઝદના જરથોશ્તીઓનો રાહબર છે. યઝદ પ્રાંતમાં સારા ડાકટરોની અછતને લીધે જો તે હુશીઆર હોય છે તો તે થોડાજ વખતમાં મશહુર થઇ જાય છે, સારી પ્રેકટીસ મલે છે તથા હાકેમ, લશકરનો વડો તથા બીજા ઓધ્ધેદારોમાં તેનો લાગવગ વધે છે. પોતાના લાગવગને આધારે ત્યાંના જરથોશ્તીઓને દરેક રીતની રાહત અપાવી શકે છે તથા મુસલમાનો અને જરથોશ્તીઓમાં મીત્રાચારીનો ગાંઠ પણ મજબુત બને છે. ટુંકમાં કહું તો તે ત્યાં દરેક જરથોશ્તી લાભો સંભાલી શકે છે.

સર રતન તાતા મેડીકલ હોલ અને બાઇ દીનામાય દેશાઇ ડીસપેનસરીએ પાંચ વરસમાં મુસલમાનોની લાગણીમાં બેહદ સુધારો કર્યો છે, અને આપણને તેનું ફળ મળ્યું છે. આ ઉપલા અનેક કારણોસર એક તંદરોસ્ત ચાલાક હુશીયાર ડાકટર કે જેને મીડવીફરીનો ખાસ અનુભવ હોય તેવાની હું ખાસ મજબુત હીમાયત કરૂં છું. જો તે કોમહીતકારીક અને પોતાના કામમાં સીનસીયર હોય તો તેને સારો પગાર આપવાની કાંઇ પણ કચાસ કરવી જોઇતી નથી.

ઇરાનમાં આપણા જરથોશ્તીઓની વસ્તી જેટલી જોઇએ એટલી વધતી નથી તેનું કારણ બહોળા પ્રમાણમાં બાળ મરણ છે. એ કારણસર મીડવીફરી તથા ઐરાંઓના ગુપ્ત દર્દોનો અનુભવ ધરાવતા એક હુશીયાર ડાકટરની ત્યાં બહુજ જરૂર છે એમ હું ભાર મુકીને જણાવું છું. આ ડાકટર સાથે સાથે અકાબર સાહેબોના પ્રતીનીધી તરીકે પણ ત્યાં ફરજ બજાવતો રહે, અને એ કામને તે પુરતો લાયક છે.

સર રતન તાતા ડીસપેનસરીમાં કોઇબી રીતે એક બીછાનું નીભાવવાની ખાસ જરૂર છે. લોકોને આરોગ્યતા જાળવવાના (Sanitary Principles) નીયમો સમજાવવાને સારૂં મેજીક લેનતરન સ્લાઇડસ દેખડાવવાની અગત્ય છે.

અઠવાડીયામાં એક વખત ડાકટરને ખોરરમશાહ ગામની ડીસપેનસરીમાં જવું પડે છે તેની હું તરફેણમાં છું, પણ જો કુચગ્મીયોગ, જે ખોરરમશાહ ગામની નજદીક છે તેને બદલે નસરાબાદ ગામમાં બીજી ડીસપેનસરીની બેઠક રાખી હોય તો શેહેરની બીજી તરફ આવતા ગામના લોકોને ઘણી સગવડતા ભરેલી થઇ પડશે.

## આરથીક સ્થીતી.

શેહેરમાં લગભગ બે ડઝનેક અરબાબો છે, જેઓમાંના દસ્તુર રૂસ્તમ મુબેદ ખુસરૂ તથા અરબાબ રૂસ્તમે જેહાનયાન પોતાની સ્કુલો નીભાવે છે, જ્યારે અરબાબ સોરાબે રૂસ્તમ કયાનીયાન પણ ઠીક મદદ કરે છે. અરબાબોમાંના થોડાકો પાસે પૈસા છે, જ્યારે બાકીનાઓ બાગો તથા ખેતીની જમીન ધરાવે છે. શેહેરમાંના થોડાકો બજારમાં દુકાનો માંડી કપડાં વેચે છે. એ લોકોમાં સખાવતનો ગુણ ખીલેલો જોવામાં આવતો નથી. સામટી રીતે જોતાં શેહેરના જરથોશ્તીઓની હાલત ઠીક છે.

યઝદ પ્રાંતના ૬૭૩૯ જરથોશ્તીઓમાંથી ૫૪૧૩ જણાઓ જુદા જુદા ગામોમાં વસે છે, જેઓનું ગુજરાન ખેતીવાડી ઉપર છે. તેઓને પોતાના બાગ તથા ખેતરમાં પાણી લેવા સારૂં પાણીના મુસલમીન માલેકોને પૈસા આપવા પડે છે, તોપણ પુરતું પાણી મલી શકતું નથી. જ્યાં પાણી નહી ત્યાં તે ગામોમાં, જેવા કે મઝરેહે કલાનતર, કસ્નવીયે ચા કેનુ, નસરાબાદ, ખોરરમશાહ તથા હુસેનીમાં, ગરીબાઇ દીસે છે, જ્યારે બાકીના ગામોના લોકો જે ખાવાનું મલ્યું તે ઉપર શુક્ર ગુજારી કરે છે. ગામોના લોકો સંતોષી અને શરમાળ હોવાથી, પસાર થતા મુસાફરને ખરી ગરીબાઇનો ખ્યાલ આવી શકે નહી. એઓ પાસે એટલાબી પુરતા પૈસા નથી કે પોતાના ઘરો નવાં બાંધે. એજ કારણસર ગામના લોકો મુંબઇ આવી ચાકરી ધંધો કરી થોડાએક પૈસા એકઠા કરી શકે છે. મુંબઇના અસ્વચ્છ રસ્તાઓ ઉપર દુકાનો કાઢી હલકા લોકોના સંબંધમાં આવ્યાથી તેઓ પોતાની દેહનું સત્યાનાશ વાલે છે. સામટી રીતે લેતાં ગામોના લોકોમાં ગરીબાઇ છે.

ગામોના લોકોની હાલત સુધારવા સારૂ શીરાજથી પરસીપોલીસ, સીવન, પાસાંગેર્દી વેરની ૯૦ માઇલના વીસ્તારની પાણીવાલી ફળદ્રુપ જગાઓ જે હાલમાં વેરાન પડેલી છે તે અથવા માઝનદરાન જેવા પાણીથી ભરપુર પ્રાંતમાં સારી જગાઓ વેચાતી લઇ ત્યાં હીંદુસ્તાનના જરથોશ્તીઓની રાહબરી હેઠળ તેઓના કોલોની સ્થાપી સુધરેલાં હથીયારોથી ખેતીવાડી કરાવવી જોઇએ. એ પ્રમાણે કર્યાથીજ તેઓ જાતે મેહેનતુ હોવાથી પુરતા પાણીની બરકતથી બે પૈસાનું મોઢું જોશે તથા તેઓમાં નવો જુસ્સો પેદા થઇ સારા શેહેરીઓ બની શકશે.

## મારા છેવટના વીચારો.

યઝદ પ્રાંતના મારા જાતી અનુભવને આધારે હું નીચલા છેવટ ઉપર આવ્યો છું :—

પહેલું અને સૌથી અગત્યનું. યઝદ પ્રાંતના જરથોશ્તીઓની સ્થીતી સુધારવા સારૂ કોઇબી રીતે યઝદની બહાર જ્યાં પુરતા પાણીની સગવડ મલી શકતી હોય ત્યાં મોટા વીસતારમાં જમીન ખરીદી કોલોનીઓ સ્થાપવા જોઇએ, કે જ્યાં તેઓ હાલની સુધરેલી ઢપના હથીયારોથી ખેતીવાડી કરી પોતાની મેહેનતનો બદલો મેલવી શકે. ટુંકમાં કહું તો સુધરેલી દુન્યાથી દુર બીયાબાનમાં આવેલી એક યઝદ જેવી જગ્યા કે જ્યાં પાણીની પણ ભારે તંગી છે તેવી તરફ ઇરાન તથા હીંદુસ્તાનના જરથોશ્તીઓના ભલા માટે કામ કરતી મુંબઇની ત્રણે અંજુમનો જો એકજ જગાએ પોતાની શકતી રોકી રાખશે તો ભવીષ્યમાં કાંઇ પણ વરખમ પરીણામો ઉપજાવી શકશે નહી. ખરેખર હવે વખત આવી લાગ્યો છે કે જ્યારે યઝદની બહાર નજર લંબાવવી જોઇએ.

બીજું—યઝદમાં એક ચાલાક, હુશીયાર અને સીનસીયર ડાકટર, કે જે હીંદુસ્તાનના જરથોશ્તીઓના પ્રતીનીધી તરીકે જેબ આપે તેવાની ખાસ જરૂર છે. એજ ડાકટર શેહેરની કઇખોસરવી પ્રાઇમરી સ્કુલની કમીટીનો પ્રેસીડંટ બની તેનો કારોબાર તપાસે, કે જેથી આવી એક પ્રાઇમરી સ્કુલને વાસ્તે મુંબઇથી મોકલાવેલા માસતરનો પગાર બચે.

ત્રીજું—જેટલી એક ડાકટરની જરૂર છે તેટલીજ એક દીની ભાષણકર્તાનીબી જરૂર છે. એ ભાષણકર્તા મુંબઇ તરફથી કરાવવામાં આવતા દીની ક્રીયાકામો, ધંબારો, જશનો વગેરે ઉપર દેખરેખ રાખે તથા મુંબઇથી ચલાવવામાં આવતી ગામોની સ્કુલોનો કારોબાર પણ ચલાવે.

આવા ફકત બે અને બેજ પારસીની યઝદમાં જરૂર છે, અને એક માનવંત બુઝોર્ગ અરબાબના શબ્દોમાં બોલું તો 'જો હીંદુસ્તાનના પારસીઓ ઇરાનના જરથોશ્તીઓને જંગલી તથા અભણ સમજતા હોય તો તેઓએ આવા જંગલી તથા અભણ માણસોને સુધારવા સારૂ કેવા ટાઇપના માણસો ઇરાન મોકલાવવા જોઇએ તે તેઓએ સમજવું જોઇએ.'

## મી૦ માણેક મુલ્લાંને રૂપાંની ખુમચી સાથના અફરગાન્યાની ભેટ.

ભાષણ પુરૂં થયા પછી મી૦ ખરશેદજી જ. બ. વાડયાએ ઇરાનમાં માનેક મુલ્લાંએ એક મીશનરી તરીકે પોતાના હમદીન ભાઇ બેહેનોની

કેવી કીમતી સેવાઓ બજાવી હતી તેનું બ્યાન કરી, તે સેવાઓની કદરશનાસી તરીકે ઘટટા લેખ સાથનું એક રૂપાંનું અફરગાન્યું તથા તેની સાથની ખુમચી ભેટ આપવાની ડા૦ મોદીને અરજ કરી હતી, જે તેવણે તાલીઓના અવાજો વચ્ચે મી૦ મુલ્લાંને આપી હતી.

## એરવદ ડૉ૦ જીવનજી મોદીનું વીવેચન.

પ્રમુખ ડૅા૦ જીવનજી મોદીએ ત્યાર બાદ વીવેચન કરતાં જણાવ્યું કે આજના શુભ મેળાવડામાં હાજર થતાં મને મોટી ખુશાળી ઉપજી છે. મારી ઇરાનની મુસાફરી વેળા મેં મી૦ મુલ્લાંને ઇરાનમાં ભલું કામ કરતા જોયા હતા. એઓએ શરૂઆતમાં આપણને જણાવ્યું કે આજે દુન્યામાં ચપળતા ફેરવાઇ રહી છે, અને ઇરાનની અંદર તે ચપળતા કેવી ફેલાઇ રહી છે તે ઉપર આપણું ધ્યાન આ ભાષણ મારફતે ખેંચ્યું છે.

પુરાણી તવારીખ પછી તે ગ્રીસ, રોમ, કે બેબીલોન ઉપર તમો વીચાર કરશો તો તમને માલમ પડશે કે ઇરાનમાં હાલ જે રીતે ફેરફાર થયો છે તેના જેવો બીજો કોઇ પણ દેશમાં થયો નથી. બેબીલોન કે એશયાનાં રાજ પ્રકરણમાં ફેરફાર થતા હતા, ત્યારે તવારીખ કહે છે કે દેશમાં થોડુંક પણ લોહી રેડાતું હતું; જ્યારે ભાગ્યશાળી હાલનું ઇરાન છે કે તેની અંદર એક પછી એક ફેરફારો થયા છે, અને હાલમાં રેઝાશાહે પંહેલવી વંશ સ્થાપ્યું છે, છતાં લોહીનુ ટીપું જરા પણ રેડાયું નથી, જે માટે આપણને ખુશાળી લાગે છે.

ખોદાતાલાની મહેરબાનીથી રેઝાશાહ પહેલવી કમમાંકમ ૧૦ કે ૧૫ વર્ષ રાજ કરે તો ઇરાનની ખુશબખ્તી વધારે થતી જશે. તેનાં રાજ અમલમાં જે જે ફેરફારો થયા છે, અને હજી પછી પણ થશે તે ઉપર આપણી સઘળી આશા છે. તો હું ઇચ્છું છું કે તે ખોદાતાલાની મહેરથી તે કાંઇ નહીં તો બીજાં ૧૦ કે ૧૫ વર્ષ રાજ કરવા ભાગ્યશાળી થાય. હવે આપણે ભાષણકર્તાના ખાસ વીષય ઉપર આવ્યે તો જેમ કહેવત છે તેમ તવારીખ આગલી હકીકત પાછી અને પાછી રજી કરે છે. જે જે થોડાક જરથોશ્તીઓ બચી રહ્યા છે તેઓને બાહીઓ અને મીશનરીઓ સાથે જંગમાં ઉતરવું પડે છે, એમ એઓએ જણાવ્યું છે. આજે આપણો પડતીનો વખત છે. ઇરાનની તવારીખે સાસાન્યન જોઇયે છીએ ત્યારે પણ માલમ પડે છે કે ધર્મની હરીફાઇ તો હતીજ.




مانکـ بن فریدون مُلاّ

માણેક ફરદુનજી મુલ્લાં.

ખ્રીસ્તી ધર્મનું પણ ઘણું જોર તે વેળા હતું, અને તે તવારીખ પરથી સાબેત થાય છે. હખામીન્યન કે સાસાન્યન વંશનાં પાદશાહોમાં શહનશીલતાનો મોટો ગુણ હતો. તેઓ બીજા ધર્મવાળા તરફ માનથી જોતા હતા. આ શહનશીલતાનાં પરીણામે ઇરાનનાં પાદશાહોએ મીશનરીઓને આવવા દીધા હતા અને આપણે જોઇયે છીયે તેમ ઇરાની અને ખ્રીસ્તી ધર્મની હરીફાઇ ચાલતી હતી અને ઘણી હદે તે ધર્મનો ફેલાવો થયો હતો. જરથોશ્તી ધર્મ ખોદાતાલાની મેહરથી ટકી રહ્યો છે અને આપણી સર્વેની ફરજ છે કે તે ધર્મ જાળવવાની આપણે કોશેષ કરવી જોઇયે છે.

આજે મી૦ માનેક મુલ્લાંએ લગભગ ૧ કલાક વેર ભાષણ કર્યું છે અને આપણે તે ઉલટથી સાંભલ્યું છે. હવે સવાલ એ ઉભો થાય છે કે આપણે શું કરી શકયે? ઘણું તો ખીસામાં હાથ નાંખી આપણે આપણો ફાળો આપી શકયે. એવણનાં વીષય ઉપરનો કાર્યસાધક અમલ થાય, અને બે ત્રણ ખાતાં સાથે મળી કાર્યસાધક ઉપાયો યોજે તો ઘણો ફાયદો થાય એમ છે. એમની યોજના લાયક ખાતાંઓ આગળ રજુ કરવા રથેશ્તાર મંડળને મારી અરજ છે, અને જ્યારે પણ તે યોજના અમલમાં મુકવા મદદ માટે અપીલ થાય ત્યારે તમો તમારા ખીસામાં હાથ નાંખશો એવી મારી અરજ છે.

ઇરાન સર જમીનની હાલત સુધારવા માટે જો કોઇ મને પુછે તો મારા વીચાર પ્રમાણે કેળવણી-કેળવણી-અને કેળવણી જ છે. કેળવણીની ખાસ જરૂર છે. સંસારીક, ધામીંક, નઇતીક કેળવણી જેમ જેમ આગળ વધતી જશે તેમ તેમ તેઓ પોતે સુધરવાની કોશેષ કરશે. કેળવણીથી હાલત ચઢતી થશે, અને તેઓ પોતાનું ભવિષ્ય સુધારશે અને એટલે તેઓ પોતેજ પોતાની ચઢતી કરશે.

ઇરાની સ્ત્રીઓ મારા મત પ્રમાણે વધારે ચાલાક, ચપળ, ખુબીવંત, અને નરમાસવાળી છે. મારા મન ઉપર તેઓએ બહુ ઉંડો છાપ બેસાડયો હતો. જો તેથી કરીને સ્ત્રી કેળવણી ઉપર વધારે નજર રાખવામાં આવે તો મારા વીચાર પ્રમાણે વધારે બેહતરી થવાનો સંભવ છે. તે લોકોમાં ચાલાકી, નરમાસ, ચંચળાઇનો વધારે સારો ઉપયોગ થશે.

હવે પછીના સુધારા માટે કોઇ લાયક પુરૂષને મોકલવા એવી મારી સુચના છે. મારા મત પ્રમાણે અલબતાં તેને ગુજરાન અર્થે સારો મુસારો મળે તે ઇચ્છવા જોગ છે. પણ તે શખ્સ ત્યાં પોતાના પેશા

તરીકે નહી પણ મોહબતથી ત્યાં જાય તે વધારે ઇચ્છવા જોગ છે. મારા વીચાર પ્રમાણે મી૦ માનેક મુલ્લાંનાં કરતાં વધારે બીજો કોઇ પણ લાયક નથી. એમનાં જીગરમાં મોહબત માયા વ્યાપી રહી છે તે જોતાં સારો મુસારો આપી એમને ત્યાં મોકલવામાં આવે તો તે વધારે બેહતર થાય.

## મી૦ માનેક મુલ્લાંએ માનેલો ઉપકાર.

મી૦ માણેક મુલ્લાંએ છેવટે જણાવ્યું હતું કે મારા પહેલી વખતના ઇરાનમાંથી પાછા ફર્યાં પછી કેટલોક વખત રહીને એક દીવસે મી૦ દીનશાહ જીજીભાઇ ઇરાની સોલીસીટર સાથે મને ત્રેનમાં મેલાપ થયો. વાતચીત દરમ્યાન એવણની ખાહેશ હતી કે મારે ઇરાન જઇ આપણા ધર્મના ફરમાનો, ખુબીઓ વગેરે બાબદ ત્યાંના જરથોશતીઓને સમજાવવી. મેં એ વાત ખુશીથી કબુલ કીધી, કારણ કે હું જાણતો હતો કે એવણ પોતાની ગમે તેવી નાદરૂસ્ત તબીયત છતાં ઇરાનના તથા હીન્દુસ્તાનના ઇરાની જરથોશ્તીઓની બીનસ્વાર્થી સેવા બજાવતા રહ્યા છે. હું ત્યાં ગયો અને મેં મારી પવીત્ર ફરજ બજાવ્યા સીવાય બીજું કાંઇ પણ વધારે કીધું નથી. જો રથેસ્તાર મંડળ એવું ધારતું હોય કે મેં ઇરાનમાં કોઇ પણ પ્રકારની સેવા બજાવી છે તો આ ઉમદા ભેટ હું માન અને ઉપકાર સાથે સ્વીકારૂં છું. જ્યારે પણ મારી નજર આ ભેટ ઉપર પડશે ત્યારે હું એમ નહી સમજીશ કે કોઇક પ્રકારની સેવા બજાવવાના બદલામાં મને આ ભેટ મલી છે, પણ તે વખતે આ ઉમદા ભેટ આપનારાઓના ખાલેસ દીલ, મોહટાઇ અને ભલી લાગણીને માન સાથ યાદ કરીશ. આપણી કોમના માનવંત, કાબેલ અને ફાઝેલ દસ્તુર ડાકટર મોદીના સબકતા હાથે આ ઉમદા ભેટ સ્વીકારતાં હું પોતાને નસીબવંતો સમજું છું. છેલ્લે એકવાર ફરીથી હું રથેસ્તાર મંડળનો અને મુખ્ય કરીને મી૦ ખરશેદજી વાડયાનો ઉપકાર માનું છું.

મી૦ ખરશેદજી જ. બ. વાડયાએ ત્યારબાદ પ્રમુખ, ભાષણકર્તા, તેમજ મેળાવડામાં ગાયણો રજુ કરનારા જવાનોનો આભાર માનવા બાદ મેળાવડો વીસરજન થયો હતો.



# પ્રકરણ અગીયારમું.



**ઇરાનમાં મારા પોણાબે વરસના વસવાટ પછી જ્યારે હું તારીખ ૨૭ મી જુન ૧૯૨૭ ને દીને મુંબાઇ પાછો આવવા નીકલ્યો તે વખતે યઝદમાં મને ઇરાની જરથોશ્તી અંજુમનો તરફથી આપેલાં માનપત્રોમાંના થોડાંએક તથા મારે વાસ્તે જુદા જુદા છાપાઓમાં છપાયલાં કાંઇક ઇસારાઓ નીચે મુજબ છે.**



*An **address** of appreciation presented to **Mr. Manek** Fardunji **Mulla** by the Zoroastrian Ladies of Yezd.*

સેપાસ વ સેતાયેશ પરવરદેગારે યકતા રા સઝાવાર અસ્ત કે દર મ્યાને મખલુકાત બન્દેગાનરા અફસર વ બાલાતર અઝ હમે ખલ્ક ફરમુદેહ વ ગૌહરે ગેરાનબહાયે નોત્ક રા બરાયે દરૂદ વ સેતાયેશે ખાલેક અતા ફરમુદેહ વ બેએઝાફેહ કુવ્વેએ મુમઈયેઝએ અકલ રા બરાયે તશખીસે ખાદેમ અઝ ખાયેન વ સાદેક અઝ કાઝેબ એનાયત બખ્શુદ-બેનાબરીન અસ્લ ઈન અસ્ત કે જલસેહે દાનેશ પેઝુહ કે એકદામાતે ખઈરખાહાને જનાબે માનેક ફરેદુન મુલ્લાં નેગરાન બુદ વ કામેલન તસદીક દારદ કે મુશારએલઈહી બા મહબ્બતે સરશારી કે બે મઝહબ વ મેલ્લીયત દારદ ઝરરે કુતાહી નફરમુદેહ-વ હમારેહ દર દેહાતે દુરદસ્ત અઝ વઅઝ વ અનદરઝે કાશી બે હમકીશાન મુઝાયકે નકરદેહ અસ્ત વ હમે રા રહને મેન્નતે ખીશદારદ-બલે ચેગીન કુનન્દ રહર-વાન ઈન કે કસ્દે બાઝ ગશ્ત બેસુયે ખાકે હેન્દ દારન્દ બા કલ્બે મમ્લુ અઝ મહબ્બત અદઈયે ખાલેસાનેએ ખુદ વ એમુમે જમાઅત તકદીમે વોજુદે મોહતરમશ દાશતેહ-વ યક કત્તેહ મેદાલે તેલાયે મુસ્સવર બેઅકસે હઝરતે જરથોશ્ત બેયાદગારે એહસાસાતે દરૂની બે ઈશાન મીસેપારીમ-વ અઝ અહુરા મઝદા આરમાન દારીમ કે હમારેહ સલામત બુદે વ અઝ મુસાઅદત વ મુઆઝદત બેહમ કીશાન યાવરી વ મદદગારીશાન બાશદ-વ તમન્ના મીશવદ દરૂદે સમીમાનેએ મારા બેફામીલે જલીલે ખુદ એબલાગ ફરમાયન્દ વ એનશાલ્લા બે સલામત બે દુદમાને ખુદ બે મુલાકાતે હમેગી મુવફ્ફક બાશન્દ-અઇદુન બાદ અઈદુન તરજ બાદ.

રોજ આવાં માહ બહમન ૧૨૯૬ યઝદેજરદી.

(સહી) હાહોખ્તે શાપુર.
( ,, ) ફરંગીઝ દસ્તુર ખોદાયાર વગેરે.

Thanksgiving and praise are due to the One Lord who ma man the crown of His creation and created him supreme over ever thing and conferred upon him the precious jewel of speech to sir His praises, and moreover gave him the discriminating faculty reason to distinguish the true servant from the traitor, and tl truth-speaker from the liar. But to come to the point, this Knov ledge-seeking Society of Zoroastrian Ladies has watched all tl benevolent efforts of Mr. Manek Faridoon Mulla and fully testifi that the aforesaid gentleman, replete as he is with regard and feelir for the good religion and his co-religionists, was ever zealous in h work and never failed in his mission of going to various villages ar delivering sermons and imparting religious instructions, and by s doing has placed all under a debt of obligation to him. Indee travellers on the path of Reality act thus.

Now that he intends returning to India, with our hearts ove flowing with affection, we offer our sincere prayers and good wish to his revered person, and as a token of our genuine and heartfe regard and feeling for him, present him with a gold medal bearir the representation of Zoroaster, and pray to Ahura Mazda that h may ever remain hale and hearty, and may help and befriend hi co-religionists. And we also desire him to convey our heart-fe greetings to his illustrious family, and God willing, he may retur in safety to his family and be blessed with the sight of all hi loved ones. Amen.

Yezd, 15th June 1927. (Sd.) HADOKHT SHAPOOR.

( ,, ) FARANGIZ DASTOOR KHODAIAR, et



*An address presented to Mr. Manek Fardunji Mulla by the gir of the Avesta Class of Yezd.*

જુમલે મા દુખતરાન બા કલ્બે પાક—બા ઝમીરે રઉશનો હમ તાબનાક.
અઝ ખોદાવન્દે જેહાન જુયા શુદીમ—મા દોઆઓ હમ સના ગુયા શુદીમ.
માનેક મુલ્લાં કે દર યઝદ આમદન્દ—ખેદમતે લાયેક બેમા ફરમુદેહઅન્દ.
બીશો કમ મારા બે રાહે દીને બેહ—કર્દ આગેહ આન જવાને એકબાલે મેહ.
આન હુનરમન્દી કે આલેમ બુદેઅસ્ત—હાલ અઝમે બમબઇ ફરમુદેહ અસ્ત.

સાલેમ વ અઈને સેહત વારેદ શવદ—પસ બેચશ્મે મેહર મારા બેન્ગરદ.
હર યકી દર નઉબેએ ખુદ શાકેરીમ—હમદો શોકે હકતાલા માયલીમ.
દાયમા બા એઝઝો એકબાલો [ જલાલ—માનદે ઉ દર ઝેલ્લે એઝઝે બીહેમાલ.
સદ દોઆ બરાન ખોદાવન્દી કે દાદ--માનેક મુલ્લાં કે દાયમ ઝનદેહ બાદ.
રોજ બેહરામ માહ બહમન ૧૨૯૬ યઝદેજરદી.

**અમઝાયે દુશીઝગાને મદરેસેઇ અવસ્તા.**

---

We all girls with pure hearts and luminous and radiant minds,
Pray and praise the Lord of the world,
That Manek Mulla has come to Yezd, and has done us eminent service.
That fortunate young man has more or less acquainted us with the Good Religion.
That accomplished wise one intends returning to Bombay now.
May he land hale and hearty and remember us with kindness.
Each one of us is grateful to him, and we offer thanksgiving to God and pray that he may ever live under the protection of God, with honour, fortune and glory.
A hundred praises to God who sent Manek Mulla to us.
May he live for long yet.

Yezd, 25th June 1927. *Signatures* of the Avesta Class girls.



*An address presented to Mr. Manek Fardunji Mulla by the boys attending night-classes in Yezd Atash-Behram.*

બંદે કે યકી અઝ શાગેર્દાને દબેસ્તાને દીન્યારી મીબાશમ અઝ તરફે સાયેરે અત્ફાલે ઇન દબેસ્તાન અઝ તશરીફ ફર્માઇએ જનાબે માણેકજી ફરીદુન મુલ્લાં બે યઝદ દરીન મુદ્દતે કલીલ તશક્કોરન અર્ઝ મીકુનમ હકીકતન દરીન મુદ્દતે કલીલ કે બે યઝદ તશરીફ આવરદેઅંદ વ અસ્બાબે તશ્વીકો તઝ્વીકે મા અત્ફાલે ઝરતોશ્તીઆને યઝદ ઝોકુરન વ અનાસન ફરાહમ ફર્મૂદેઅંદ વ રવીયેયે ખોદા પરસ્તી વ તરીકેએ ઝરતોશ્તીગરી રા મુશવ્વક શુદેઅંદ અઝ ખુશબખ્તાનેએ ખુદ ખોદાવંદે મેહરબાન રા શાકેરો સેપાસ ગુઝાર શુદે ઉમીદવારીમ વોજુદે મસ્ઉદે મઆરેફ પરવરે શાન બે સાલ્યાને દેરાઝ પાયદારો બરકરાર દાશ્તે બે આઇને દુસ્તી વ હકીકત ફહમાનીએ આઇને ઝરતોશ્તી પાયંદે બાશંદ બે હરકુજા કે રવંદ યાવરે શાન ખોદા બાશદ.

રોજ અસફનદારમદ માહ બહમન ૧૨૯૬ યઝદેજરદી.

**(સહી) રૂસ્તમે અર્દશીર.**

I, a student of the Diniari School on behalf of the other students of the school, thank you Mr. Manek Faridoon Mulla for having come to Yezd. During your stay in Yezd, you have done lot of good work in the cause of Zoroastrianism and specially in teaching its doctrines to the Zoroastrian boys and girls of Yezd.

We thank God for sending Mr. Mulla to us and our good luck. May you live long and may you keep on your good work in the cause of Zoroastrianism. May God help your work wherever you go.

Yezd, 10th June 1927. (Sd.) RUSTOM ARDESHIR.



*An address presented to Mr. Maneck Fardunji Mulla by the peasant inhabitants of Jaffrabad, Yezd.*

ખેદમતે બા શરાફતે હઝરતે મુસ્તતાબે અજલ્લે અકરમ આકાયે માનેકજી બેન જેન્નતમકાન ફરેદુનજી મુલ્લાં દામ શોકનોહો.

ખેજાલતન બેહઝુરે મુબારક અરઝ વ એસ્તદઆ અઝ તરફે રઆયાયે જઅફરઆબાદ માનેમાઈમ ચુનકે અઝ હઝરતે મુસ્તતાબ મમ્નુન વ મુતશકકેરીમ કે ઈન ગુને સેફાતહાયે નીકુ વ હકશનાસી વ બંદેપરવરી વ ખઈરખાહી વ ખઈરઅનદીશીએ હમકીશાને ખુદ વ કારેતાન હમીશેહ બેરઝાયત વ હકપસન્દી વ બન્દેહનવાઝીસ્ત—લેહાઝા ઈન અસ્ત કે હઝરતે આલી દો મરતબે વકતે સરમા વ ઝમેસતાન દર જઅફરઆબાદ તશરીફ આવરદીદ વ ચન્દ નફર અઝ ફોકરાયે જઅફરઆબાદ રા વજહે મરહમત ફરમુદી વ રઆયારા જમઆવરી કરદે બેઆનહા મૌએઝએ રાહે હકશનાસી વ રફતારે આઇને દીને ઝરથોશ્ત નમૂદી વ બેહમ અઝ શાગેરદાને મદરેસે એમતેહાન ગેરફતેહ વ બેઆનહા એન્આમ તકદીમ શુદ વ મહલ્લે ખુશનુદી હાસેલ નમૂદી ચેનાનકે અઝ ફાયૂઝાતે મુબારક માહારા મુસ્તફીઝ ફરમુદી—ઓમીદવારીમ કે ખોદાવન્દ દર દુન્યાઓ દર આખેરત એવઝે ખઈરખાહી વ ખઈરઅનદીશીએ શુમા અતા ખાહદ શુદ.

રોજ દીન માહ અમરદાદ ૧૨૯૬ યઝદેજરદી.

(સહી) રૂસ્તમ બેહેરામ
( ,, ) ગુલામ રેખા વગેરે.

On behalf of the inhabitants of Jaferabad we tender our thanks and acknowledge our obligations to you on account of your excellent attributes, kindness, solicitude and concern for your co-religionists. As you have made it your rule to please God and help His creatures, you twice, unmindful of the rigours of cold and

winter, visited the village of Jaferabad, and helped some of the poor folk. You also assembled the people together and delivered to them a sermon, acquainting them with the principles of the Zoroastrian faith and showing them the true way of knowing God. You examined the pupils of the school and gave prizes to the deserving. In short you overwhelmed us, the inhabitants of Jaferabad, with your favours. In return for your benevolence and well-wishing we pray God Almighty to reward you in this world and the next.

Jafrabad, 31st December 1926. (Sd.) RUSTOM BEHRAM.
( ,, ) GULAM REKHA, etc.



## કચસરે હિન્દનું મત.

હમવતન ઈરાનની બેહતરી માટે ઉલટ ધરાવનારા અને તેનાં ભલાં માટે મંડેલા ચોક્કસ સાહેબોની ફરમાશથી આપણા ઉત્સાહી અને ચંચળ જવાન મી૦ માણેક ફરીદુન મુલ્લાં, જેવણ આપણી હાઈ કોર્ટના માજી જડજ મી૦ દીનશાહ ફરદુનજી મુલ્લાંના નાના ભાઈ થાય છે, તેવણ ઈરાન દેશમાં એક **ઓનરરી** કામ કરનાર (મીશનરી) તરીકે ચાલુ મહીનામાં મુંબઈથી ઉપડી જવાની તૈયારી કરે છે. એવણ એક વર્ષ વેર યઝદ શાહેરમાં રહેશે અને ત્યાં જરથોશ્તીઓમાં દીન આઈનને લગતી બાબદો સમજાવશે. ઈરાનના જરથોશ્તીઓમાં દીની જાગૃતી કરવાનું મી૦ માણેક મુલ્લાંનું આ પગલું તારીફ લાયક લેખાશે. માદરવતન ઈરાનની બેહતરીને લગતી બાબદોમાં જે કાંઈ સેવાઓ આ દીશામાં પોતાથી બજાવી શકાય તે બીન સ્વાર્થે પોતાનાં વહાલા હમવતનને અર્પણ કરવાની મી૦ મુલ્લાંની આવી ખાલેસ ઉલટ, બીજા આપણા જવાનો માટે નકલ કરવા જોગ થઈ પડે એમ અમે ચાહીએ છીએ. મી૦ માણેક મુલ્લાં માટે ઈરાનમાં વસવાટ કરવા માટેનો દરેક રીતનો બંદોબસ્ત ઈરાની જરથોશ્તી અંજુમન તરફથી કરવામાં આવનાર છે.

ઈરાન ગયલી આગલી ટોળકી સાથે મી૦ માણેક મુલ્લાં પણ જોડાયા હતા, અને એ ભાઇએ ખુદ પોતાના હમવતન તરફના ચાહ ખાતર રૂપીઆ સાડાત્રણ હજારનો ખર્ચ કરી, ત્યાંની-અગત્યની જગાઓનું ચીજોનું તથા નવાઇઓનું એક ઉલટમંદ એકમાર્ગી અભ્યાસી તરીકે અવલોકન કર્યું હતું, અને મુંબઈ પાછા ફર્યા પછી જે કાંઈ ચીજો તથા તવારીખી જગાઓ વીગેરે તેમણે ઈરાનમાં જોઈ તેને લગતી જાણવાજોગ વીગતો ભાશણદવારે અવારનવાર રજુ કરી હતી. ખાસ કરીને શાયર ફીરદોસીની યાદગારીને લગતી હીલચાલમાં આગેવાની લઈ, તે તરફ પારસી કોમી મત જાગ્રત કરવામાં મી૦ માણેક મુલ્લાંએ આગેવાન અને અગત્યનો ભાગ લીધો હતો; પણ તેમના એકમાર્ગી ખવાસના સબબે

તેવણની એ દીશાની સેવાઓ ઝાઝી જાણીતી થવા પામી નહોતી. તેજ મીસાલ અમારા પત્રમાં પણ શાએરાન શાએર ફીરદોસીની યાદગારી માટે તથા ઈરાનના સંબંધમાં અગત્યના લખાણો રજુ કરી તે મારફતે તેવણે કેટલુંક કીમતી અજવાળું પાડયું હતું. બીજા કેટલાક ધાંધલ્યાઓ બેઠા બેઠા મોટા ધાંધાટ કર્યા કરે તેના કરતાં આવા એક-માર્ગી તથા ઉલટમંદ ગ્રહસ્થ બીનસ્વાર્થે પોતાના વહાલા હમવતનની સેવા બજાવવાનું બીડું ઝડપે તે તેવણ માટે ખચ્ચીતજ ઘણું માનભરેલું લેખાશે.

મી૦ માણેક મુલ્લાંને તેઓના આ બીનસ્વાર્થી અને અગત્યના સહાસમાં અમે ફત્તેહ ચાહીએ છીએ. (તા૦ ૪-૧૦-૧૯૨૫.)



## ઇરાનમાં એક પારસી "લે-મીશનરી"ની સેવાઓ.

### મી૦ માણેક ફરીદુન મુલ્લાંનું ઈરાની જરથોશતીઓની બહેતરી માટે ઉપયોગી કામ.

મી૦ માણેક ફરીદુન મુલ્લાં, જેવણ ઈરાનમાં પોતાના વસવાટ દરમીયાન ત્યાંના ગરીબ ઈરાની જરથોશ્તીઓની બેહતરી માટે બીનસ્વાર્થી મેહનત લઈ કેવી ઉપયોગી સેવાઓ બજાવી રહ્યા છે તે વીષે, ઇરાનથી આવેલા એક નજરે જોનાર ઈરાની ગ્રહસ્થ નીચે મુજબ લખી જણાવે છે :-

'મી૦ માણેક ફરદુનજી મુલ્લાં, જેવણ મી૦ મારકરની પાર્ટી સાથે ઈરાન આવ્યા હતા, તેવણે હયાં આવ્યા પછી ઈરાનની પવીત્ર જગ્યાઓ (જ્યારતગાહો) ની મુલાકાત લીધી છે. તેમજ જે જે ગામોમાં જરથોશ્તીઓની વસ્તી હોય ત્યાં મુલાકાત લઈ તેઓની બહેતરી માટે મેહનત કરવા માંડી છે.

છેલ્લા શીયાળાની રૂતુમાં જ્યારે અત્રે બરફ પડતું હતું, અને સહવારના સકાળે બીછાણામાંથી ઉઠવું પણ મુશ્કેલ લાગતું હતું, ત્યારે મી૦ મુલ્લાંને એક મોબેદ તરફથી ખબર આપવામાં આવી કે યઝદથી આશરે ૪૦ માઈલ દુર મઝરેહે કલાનતર નામે ગામમાં વસ્તા જરથોશ્તીઓ દુકાળ જેવી સ્થીતીને લીધે લગભગ ભુખમરો સેહવતાં હતાં. આ ખબર મલતાં મી૦ મુલ્લાં ઘઉંનો એક મોટો જથ્થો ખરીદી ખચ્ચરની પીઠ-પર લાદી સખત કકડતી ઠંડી હોવા છતાં તે જગ્યાએ ગયા હતા, અને ત્યાંના હાજત-મંદ જરથોશ્તીઓને અનાજ વહેંચી આપવા ઉપરાંત પોતાની ગીરેથી ૧૦૦ તુમાન તેઓ વચ્ચે વહેંચી આપ્યા હતા. આવી બીનસ્વાર્થી સેવાઓથી મી૦ મુલ્લાંએ વાજબી રીતે ત્યાંના લોકોમાં "બીજા હાતરીયા"નું નામ મેલવ્યું છે.

મી૦ મુલ્લાંએ અત્રે પોતાના વસવાટ દરમીયાન દીન આઈનને લગતું જ્ઞાન ફેલા-વવા આતશબેહરામમાં મીજલસો ભેગી કરી અવસ્તામાંથી વાંચનો કરવા માંડયાં છે. તેમનાં વાંચનો તથા ભાષણો અસરકારક હોવાથી આતશબેહરામમાં જનારાંઓની હાજરી ચાલુ વધતી જાય છે.

ખરાં જીગરથી મુંગે મોઢેની કીમતી સેવા બજાવનારા આ ઉમંગી અને ખરો

"મીશનરી સ્પીરીટ" ધરાવનાર જવાન ભાઈનાં કામની આટલી વાજબી કદરસનાશી કરતાં મને ઘણી ખુશાલી હાંસલ થાય છે." (કયસરે હીન્દ તા૦ ૧૦-૧૦-૧૬.)



**યઝદ શેહેરની મુલાકાતે આવી ગયલા બુઝ્રૉગ શેઠ દીનશાહ મેરવાન ઇરાની તારીખ ૨૭-૧૧-૧૯૨૬ ને દીને મરહુમ શેઠ ફ. કા. બનાજીનાં આતશબેહેરામમાં પોતાના ઇરાનના અનુભવ વિષે ભાષણ કરતાં જણાવેચ કે:-**

### પારસીઓની ઈરાનની સેવા.

"ભાઇ માણેકજી મુલ્લાં એક ખરા મીશનરી ખાસીયત ધરાવનારા જવાન છે. તેવણ ગામેગામ ફરીને વાયઝ આપે છે, ગરીબોની નવજોત મુંબાઈથી પૈસા મેળવી કરાવી આપે છે. ઈનામનાં મેળાવડા કરે છે તથા જશનનાં મેળાવડા કરી જરથોશ્તીઓની ધારમીક આસ્થામાં સારો વધારો કરે છે. આવા ખવાસનાં બીજા ૨-૩ મુંબઇના જરથોશ્તીઓ થોડા વરસ ઈરાનમાં રહી, આવી ચળવળો કરે તો ત્યાંના હમદીનોની સ્થીતી બહેતર થાય.

### ધારમીક મેળાવડો.

"એક ધારમીક મેળાવડો ભાઈ માણેક મુલ્લાંની ઝેહમતથી થયો હતો, જેમાં યઝદનાં તમામ અરબાબો અને બાનુઓ સામેલ થયાં હતાં. આ મેળાવડામાં નાના છોકરાંઓએ શાહનામાનું વાંચન ને દીન-ધરમનાં બુલંદ ફરમાનો ઉપર ટુંક વાયઝો આપી હતી, જે સર્વેને પસંદ પડયાં હતાં, અને તે માટે લાયક છોકરાંઓને અનજુમનના સરનશીન સાહેબે ઇનામો વહેંચી આપ્યાં હતાં.

### યઝદમાં ફીરદોસી તુસી લાઈબ્રેરી.

"યઝદમાં કોઈ જાતનું ન્યુસપેપર નીકળતું નથી, તેથી આ લાઈબ્રેરીમાં બીજા દેશનાં ન્યુસપેપરો તેમજ જ્ઞાન, વીદયા, હુન્નર, મઝહબ વગેરે બાબતોની કેતાબો હોવાથી તે બહુ ઉપયોગી થઈ પડશે, અને તેનો બહુ લાભ લેવાશે તેની ખાત્રી મલે છે. ભાઈ માણેક મુલ્લાં આ બાબતમાં સારી મહેનત કરે છે."

જામે જમશેદ, તા૦ ૭-૧૨-૧૯૨૬.



## ઇરાનના જરથોશ્તીઓનો સેવા બજાવનાર પારસી જવાન. મી૦ માણેક મુલ્લાંની સેવાઓની વાજબી પીછાણ.

ઈરાન મધે વસ્તા જરથોશ્તીઓની હાલત સુધારવા માટે હાલમાં જે તારીફ લાયક પ્રયાસ કરવામાં આવે છે તે આવકારદાયકજ લેખાશે. તેમાં મી૦ માણેક ફરેદુન મુલ્લાંએ કાંઈ ઓછો હીસ્સો આપ્યો નથી. મી૦ માણેક મુલ્લાં જેવણ ઈરાનના જુદા જુદા ભાગોમાં બે વરસની લાંબી મુસાફરી કરી ત્યાંના જરથોશ્તીઓની ધરમ કેળવણી

માટે ઘણું સુંદર કામ બજાવી હાલમાં મુંબઈમાં પાછા ફર્યા છે તેઓને અત્રેનાં જાણીતાં રથેશતાર મંડળ તરફથી ઇરાન અને ખસુસ કરી યઝદમાં બજાવેલી સેવાઓની પીછાનમાં ગયા શનીવારે શમ્સુ–ઉલ–ઓલમાં ડૅા૦ જીવનજી મોદીનાં પ્રમુખપણાં હેઠળ સર કાવશજી જેહાંગીર હોલમાં જે યોગ્ય ભેટ કરવામાં આવી હતી તેને તેઓ ઈંચે ઈંચ લાયક લેખાશે. મી૦ માણેક મુલ્લાં એક અતી શરમાળ ગ્રહસ્થ છે અને તેઓ જાહેરમાં કશી પણ ધાંધલ ધરપચ કર્યા વગર અને પોતાની તારીફનાં બાંકા ફુકાવ્યા વગર ગુપચુપ જે લાંબી મુદત થઈ ઈરાનના જરથોશ્તીઓની સેવા બજાવી રહયા છે તે માટે તેઓ આપણી શાબાસીને પાત્રજ લેખી શકાશે.

મી૦ માણેક મુલ્લાંને ઈરાની જરથોશ્તી અનજુમન તરફથી ખાસ મીશન ઉપર એક ઘણા નજીવા ઑનરૅરિયમે નેમવામાં આવ્યા હતા પણ તેઓએ આવા નજીવા ઑનરૅરિઅમ છતાં પોતાના જાતી પૈસાનો ભોગ આપીને તેમજ દુરદરાજ અને અતી કંટાળા ભરી મુસાફરીની રંજ વેઠી તેઓએ એક મીશનરી તરીકે ખરેજ એક ઉમદા કામ બજાવ્યું છે. રથેશતાર મંડળે એવા એક લાયક ગ્રહસ્થની સેવાની પીછાણ કરી પોતાનેજ માન આપ્યું છે અને તેથી કોમના ઘણા જવાન્યાઓને તેવણને પગલે ચાલવાનું નવું ઉત્તેજન મળશે.

મી૦ માણેક મુલ્લાંએ એ વેળા પોતે આપેલાં ભાષણમાં ઈરાનના જરથોશ્તીઓની હાલતનો જે ચીતાર આપ્યો છે તે ખરેજ ગમે તેવાં કઠણ હઈયાને પણ પીગળાવનારો છે અને આપણા ભાઈબંધ જરથોશ્તીઓ જરથોશ્તી મઝહબની ત્યાં કેટલી બધી બેખબરી ધરાવે છે તેની તેઓએ ઘણી જાણવાજોગ માહીતી હાજર રહેલાંઓને આપી હતી. મી૦ મુલ્લાંએ પોતાનાં ભાષણમાં જે ચોંકાવનારી બીના પારસી કોમને જણાવી હતી તે એ છે કે તેઓની મુસાફરી હેઠળના ૨૯ ગામોના ૫૪૧૩ જરથોશ્તીઓમાંથી લગભગ ૯૦ ટકા બઈરાંઓ અને ૭૫ ટકા માટીડાઓ સુદરેહ બીલકુલ પહેરતાં હતાં નહી. તેઓમાંના કેટલાંક બઈરાંઓ સુદરેહને બદલે પગ સુધી પહોંચે તેટલાં લાંબા ઝભા ઉપર અને મરદો શરટ જેવાં પેહેરણ ઉપર કુસતી બાંધતાં હતા. આ બાપડાંઓમાં ધરમનું બીલકુલ જ્ઞાન જણાતું ન હતું.

ખચીત આવાં અજ્ઞાનોની રાહબરી કરવા માટે મી૦ મુલ્લાં જેવા મીશનરીઓની ઘણી જરૂર છે. ગયા રવીવારના મેળાવડા વેળા શમ્સ–ઉલ–ઓલમા ડાં૦ મોદીએ વાજબી રીતેજ જણાવ્યું હતું કે યઝદ તથા ઈરાનનાં બીજાં શેહેરોમાં જરથોશ્તી ધરમ તથા તવારીખી જ્ઞાન ધરાવતા ગ્રહસ્થને સારો "ડીસંટ" દરમાયો આપી અત્રેથી મોકલવાની ઘણી જરૂર છે, અને તે માટે જો કોઈ પણ લાયકમાં લાયક પસંદગી કરી શકાય તો તે મી૦ માણેક મુલ્લાંની છે. મી૦ મોદીના આ કહેવા સામે અમો તદન મળતા થઇએ છીએ અને પારસી કોમેએ સુચના ઉપાડી લેવામાં હવે સેહેજ પણ આનાકાની કરવી જોઈતી નથી.

સત્યમીત્ર, તા૦ ૨૭–૧૧–૧૯૨૭.

